श्रीमद्भगवत्पतञ्जलिप्रणीतम्

# व्याकरण–महाभाष्यम्

## तत्र प्रथमम्

# पस्पशाह्निकम्


: सम्पादक :

પ્રો. કમલેશકુમાર છ. ચોકસી

પ્રોફેસર અને અધ્યક્ષ,

સંસ્કૃતવિભાગ, ભાષાસાહિત્યભવન,

ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.





સરસ્વતી પુસ્તક ભંડાર, અમદાવાદ-૧

# અનુક્રમણિકા



★ ★ ★

# સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રનો સંક્ષિપ્ત ઇતિહાસ

(૧) પ્રસ્તાવના :

ભારતીય પ્રાચીન મહર્ષિઓની દઢ ધારણા છે કે જગતમાં જેટલું જ્ઞાન છે, તે બધું "વેદ"થી પ્રવર્તિત થયેલું છે.[૧] મનુસ્મૃતિમાં મનુએ "વેદ"ને "સર્વજ્ઞાનમય" બતાવીને આ ધારણાને વધુ સંપુષ્ટ કરી છે.[૨] યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ કહે છે તેમ બધાં જ શાસ્ત્રો સનાતન વેદશાસ્ત્રમાંથી પ્રસૃત થયેલાં છે.[૩] આ આધારે જોતાં લાગે છે કે વ્યાકરણશાસ્ત્રનું અસ્તિત્વ પણ વેદમાંથી વિકસ્યું છે.

આ જ બાબતમાં અન્યત્ર જોતાં યાસ્કના નિરુક્તમાં જે વર્ણન પ્રાપ્ત થાય છે, તેનો આશય આ પ્રમાણે છે : "અત્યંત પ્રાચીનકાળમાં ઋષિઓને વેદના દરેક મંત્રોનું સાક્ષાત્ દર્શન થયું, પણ એ પછીથી સાક્ષાત્ દર્શન કરી ન શકતા અધિકારીઓ માટે ઉપદેશ કે અધ્યયન–અધ્યાપન પદ્ધતિનો આરંભ થયો અને એ રીતે શિષ્યોને મંત્રો કે તત્સંબંધી જ્ઞાન આપવા માંડ્યું. આમ છતાં આ કક્ષાના શિષ્યો–પણ વિરલ હોવાથી તેમના માટે તે તે વિશિષ્ટ "વેદાંગ" – સાહિત્યનું નિર્માણ થયું.[૪] આ વિધાન ઉપરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે કે વેદમંત્રોની સાચી સમજણ અને તેની સાચવણી માટે વેદાંગોની રચના અસ્તિત્વમાં આવી છે.

આ વેદાંગો છ છે : શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ.

સંસ્કૃત સાહિત્ય જગતમાં વેદની એક પુરુષ તરીકે કલ્પના કરીને તેના વિવિધ અંગો તરીકે આ વેદાંગોને મૂકવામાં આવ્યાં છે. જેમ કે,

**छन्दः पादौ तु वेदस्य हस्तौ कल्पोऽथ पठ्यते ।**
**ज्योतिषामयनं चक्षुर्निरुक्तं श्रोत्रमुच्यते ॥**

---

१. "अनादिनिधना नित्या वागुत्सृष्टा स्वयम्भुवा ।
आदौ वेदमयी दिव्या यतः सर्वाः प्रवृत्तयः ॥"
– **ब्रह्मसूत्र, शां. भा.** १–३–२८.

२. "सर्व ज्ञानमयो हि सः ।" **मनु** २–७.

३. "निस्सृतं सर्वशास्त्रं तु वेदशास्त्रात्सनातनात् ।" – **स्मृतौ प्रसिद्धः** ।

४. "साक्षात्कृतधर्माण ऋषयो बभूवुः । तेऽवरेभ्योऽसाक्षात्कृतधर्मभ्य उपदेशेन मन्त्रान्सम्प्रादुः । उपदेशाय ग्लायन्तोऽवरे बिल्मग्रहणायेमं ग्रन्थं समाम्नासिषुर्वेदं च वेदांगानि च ।" **निरुक्त,** पृ. ५७.

शिक्षा घ्राणं तु वेदस्य मुखं व्याकरणं स्मृतम् ।
तस्मात् साङ्गमधीत्यैव ब्रह्मलोके महीयते ॥

અહીં જણાવ્યું છે તેમ વેદપુરુષના પગ તે છન્દઃશાસ્ત્ર, હાથ તે કલ્પશાસ્ત્ર, આંખો તે જ્યોતિષશાસ્ત્ર અને નિરુક્ત તે શ્રોત્ર = કાન છે. વળી, નાસિકા એ શિક્ષાશાસ્ત્ર તથા મુખ એ વ્યાકરણશાસ્ત્ર છે. આમ વ્યાકરણશાસ્ત્રને વેદાંગમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. મહાભાષ્યકાર પતંજલિએ પણ છ વેદાંગોમાં વ્યાકરણને પ્રધાન માન્યું છે : **प्रधानं च षट्स्वङ्गेषु व्याकरणम् – पस्पशाह्निक ।**

આ વ્યાકરણશાસ્ત્રને શબ્દશાસ્ત્ર કે શબ્દાનુશાસન તરીકે પણ ઓળખવામાં આવે છે.

**(૨) વ્યાકરણશાસ્ત્રના સંપ્રદાયો :**

ઋક્ તંત્રમાં બતાવ્યું છે તેમ વ્યાકરણશાસ્ત્રનો આદિ–પ્રવક્તા બ્રહ્મા છે. આ પછી બ્રહ્માએ બૃહસ્પતિને અને પછી બૃહસ્પતિએ ઈન્દ્રને વ્યાકરણશાસ્ત્ર ભણાવ્યું છે.[૫] આ રીતે અહીં ઋક્–તંત્રમાં વ્યાકરણના આદિમ પ્રવક્તા તરીકે બ્રહ્માનો ઉલ્લેખ મળી આવે છે, તો એ સાથે બૃહસ્પતિએ ઈન્દ્રને કરેલા પ્રવચનનો ઉલ્લેખ પતંજલિના મહાભાષ્યમાં પણ પ્રાપ્ત થાય છે, ત્યાં કહ્યું છે તેમ બૃહસ્પતિએ ઈન્દ્રની સામે એક હજાર દિવ્ય વર્ષ પર્યંત પ્રતિપદોક્ત શબ્દોનું પ્રવચન કર્યું હતું.[૬]

ઈન્દ્રના સમય સુધી વ્યાકરણશાસ્ત્રનું સ્વરૂપ પ્રતિપદપાઠ સુધી જ સીમિત હતું, પણ પછી એ દરેક પદને સમજાવવામાં – એટલે કે પ્રતિપદપાઠમાં બહુ જ વિસ્તાર કે ગૌરવ થવા માંડ્યા, તેથી દેવોએ ઈન્દ્રનું આ બાબત તરફ ધ્યાન ખેંચ્યું. આથી ઈન્દ્રે વ્યાકરણશાસ્ત્રના સંક્ષેપ માટે પ્રકૃતિ અને પ્રત્યયની યોજના – અપનાવી અને એ રીતે આમાં લાઘવ આણ્યું. આ રીતનો નિર્દેશ તૈત્તિરીયસંહિતામાં મળે છે.[૭]

---

૫. "ब्रह्मा बृहस्पतये प्रोवाच, बृहस्पतिरिन्द्राय, इन्द्रो भरद्वाजाय, भरद्वाज ऋषिभ्यः, ऋषयो ब्राह्मणेभ्यः ॥" – **ऋक् तंत्र**; १–४.

६. "एवं हि श्रूयते – बृहस्पतिरिन्द्राय दिव्यं वर्षसहस्रं प्रतिपदोक्तानां शब्दानां शब्दपारायणं प्रोवाच.......... ॥" – **महाभाष्य**; पस्पशाह्निक.

७. "वाग्वै पराच्यव्याकृतावदत् । ते देवा इन्द्रमब्रुवन् "इमां नो वाचं व्याकुर्विति ।" .....तामिन्द्रो मध्यतोऽवक्रम्य व्याकरोत् ।" – **तै. सं.** ६, ४, ७.
આ ઉપરનું સાયણ ભાષ્ય પણ દ્રષ્ટવ્ય છે, જે આ પ્રમાણે છે : "तामखण्डां वाचं मध्ये विच्छिद्य प्रकृतिप्रत्ययविभागं सर्वत्राकरोत् ।" જુઓ; **सायण ऋग्भाष्य**; उपोद्घात; पृ. २६.

Sam-19



ઈન્દ્રે પ્રવર્તાવેલી પદોના પ્રકૃતિ–પ્રત્યયના વિભાજન–દ્વારા શબ્દોપદેશની યોજનાનું અનુસરણ એ પછીના અનેક આચાર્યોએ કર્યું છે કે જે આજ સુધી ચાલ્યું આવે છે.

પ્રકૃતિ–પ્રત્યયની યોજના ધરાવનારા આ સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના કાલાન્તરે જુદા જુદા અનેક સંપ્રદાયો અસ્તિત્વમાં આવ્યા. પં. યુધિષ્ઠિર મીમાંસક એમને મળેલા "કાશિકાવૃત્તિ"માંના એક પ્રમાણ ઉપરથી નોંધે છે કે – "તે સમયે (અર્થાત્ કાશિકાકારના સમયમાં) પાંચ સંપ્રદાયો અસ્તિત્વમાં હતા. આ પાંચ વ્યાકરણસંપ્રદાય ઐન્દ્ર, ચાન્દ્ર, પાણિનીય, કાશકૃત્સ્ન અને આપિશલ હોવાની તેઓ સંભાવના કરે છે.[૮] કવિકલ્પદ્રુમના પ્રસિદ્ધ શ્લોકમાં આ ઉપરાંત બીજા ત્રણ – શાકટાયન, અમર અને જૈનેન્દ્ર એમ કુલ આઠ વ્યાકરણકારોનો ઉલ્લેખ છે.[૯] કેટલાક વિદ્વાનો વ્યાકરણશાસ્ત્રના સંપ્રદાયોની સંખ્યા નવની માને છે અને તેમનં નામોની સૂચિ આ રીતે આપે છે :–

**ऐन्द्रं चान्द्रं काशकृत्स्नं कौमारं शाकटायनम् ।**
**सारस्वतं चापिशलं शाकलं पाणिनीयकम् ॥**

અહીં ઉપર્યુક્ત સૂચિમાં આવતા આઠ નામોમાંથી અમર અને જૈનેન્દ્ર એ બે નામો નથી; જ્યારે **कौमार**, **सारस्वत** અને **शाकल** એ ત્રણ વ્યાકરણ સંપ્રદાયોનો ઉમેરો થાય છે.

આ બધાનો સરવાળઓ કરીએ તો કુલ સંપ્રદાયોની સંખ્યા અગિયારની રહે છે. ઉપલબ્ધ વ્યાકરણોમાં પ્રાધાન્ય ભોગવતા આચાર્ય પાણિનિએ પણ પોતાના અષ્ટાધ્યાયી નામના ગ્રન્થમાં પોતાની પૂર્વે થઈ ગયેલા દસ આચાર્યોના નામોનો ઉલ્લેખ કર્યો છે; જે આ મુજબ છે : આપિશલિ, કાશ્યપ, ગાર્ગ્ય, ગાલવ, ચાક્રવર્મણ, ભારદ્વાજ, શાકટાયન, શાકલ્ય, સેનક અને સ્ફોટાયન. આ બધા પણ કોઈને કોઈ વ્યાકરણ ગ્રન્થના કર્તા કે પછી કોઈ સંપ્રદાય સાથે જોડાયેલા હોવા જોઈએ.

આ રીતે વિવિધ સંપ્રદાયો દ્વારા વિસ્તાર પામતા વ્યાકરણશાસ્ત્રમાં કાલક્રમે અન્ય વ્યાકરણો જેવાં કે કાતંત્ર, (આનું જ બીજું નામ કાલાપ કે કૌમાર પણ છે.) સરસ્વતીકંઠાભરણ, સિદ્ધહૈમ, સંક્ષિપ્તસાર, મુગ્ધબોધ, સુપદ્મ વગેરેએ પ્રવેશ કર્યો. આ બધા વ્યાકરણોમાં ગુજરાતમાં રચાયેલું સર્વપ્રથમ સર્વાંગી વ્યાકરણ તે આચાર્ય હૈમચન્દ્ર સૂરિનું સિદ્ધહૈમ શબ્દાનુશાસન છે. આમાં પાણિનીય વ્યાકરણની

---

૮. द्रष्टव्य, सं. व्या. शा. का इतिहास; पृ. ६६ (भा. १)

९. "इन्द्रश्चन्द्रः काशकृत्स्नापिशली शाकटायनः ।
पाणिन्यमरजैनेन्द्राः जयन्त्यष्टादिशाब्दिकाः ॥" – **कविकल्पद्रुम**;

જેમ લૌકિક અને વૈદિક બન્ને પ્રકારની સંસ્કૃત ભાષાનું વ્યાકરણ નથી; પણ માત્ર લૌકિક સંસ્કૃત ભાષાનું જ વ્યાકરણ છે. વૈદિક ભાષાના વ્યાકરણને બદલે અહીં પાછળના છેલ્લા આઠમા અધ્યાયમાં પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ આપવામાં આવ્યું છે. આ બધા જ વ્યાકરણ સંપ્રદાયોમાં સૌથી વધુ ખ્યાતિ પાણિનીય વ્યાકરણને પ્રાપ્ત થઈ છે, કારણ કે આ વ્યાકરણ સર્વાઙ્ગીણ, અવનદ્ય તથા લૌકિક અને વૈદિક બન્ને પ્રકારના શબ્દોનું અનુશાસન પણ બતાવે છે. આટલા મોટા વિસ્તારવાળા શબ્દસમુદાયનું અનુશાસન કરવા માટે અહીં જે તંત્રવ્યવસ્થા ગોઠવાઈ છે; તે પણ અદ્ભુત છે. આચાર્ય પાણિનિ પ્રત્યાહાર, અનુવૃત્તિ, અધિકાર, જુદા જુદા અનુબંધોને લીધે થતા આગમ, આદેશ વગેરે દ્વારા અત્યન્ત લાઘવ પૂર્ણ રીતે શબ્દાનુશાસન કરે છે. વળી, ક્રિયાપદોમાં વિભિન્ન = વર્તમાન, ભૂત, ભવિષ્યના સૂચક પ્રત્યયો, વિવિધ તદ્ધિત પ્રત્યયો, નામધાતુઓ, વિવિધ સમાસ રચના વગેરેના સંપૂર્ણ સમાવેશને લીધે પાણિનીય વ્યાકરણનું એક આગવું સ્થાન અત્યંત પ્રાચીનકાળથી રહ્યું છે. વળી, આ જ વ્યાકરણ એનાં અનુગામી વ્યાકરણ સંપ્રદાયો માટે પ્રેરક બળ તરીકે પણ નીવડ્યું છે. તેથી પાણિનીય વ્યાકરણને આજેય સર્વોત્તમ માનવામાં આવે છે.

**(૩) પાણિનીય વ્યાકરણનો પરિચય :**

આચાર્ય પાણિનિ આજથી અંદાજે અઢી હજાર વર્ષ પૂર્વે અર્થાત્ ઈ.સ. પૂર્વે ૫૦૦ વર્ષની આસ–પાસ થઈ ગયા છે. તેમનું જન્મસ્થળ **शालातुर** મનાય છે. (હાલનું પાકિસ્તાનમાં આવેલું લાહોર અથવા તેની પાસેનું કોઈ ગામ.) એમની માતાનું નામ **दाक्षी** અને પિતાનું નામ **शलक** હોવાનું વિદ્વાનો માને છે.

'પાણિનિ' એ તેમનું તેમના ગોત્ર ઉપરથી પડેલું નામ છે. જ્યારે એમનું પોતાનું નામ તો **आहीक** હોવાનું આ વિષયના જાણકાર વિદ્વાનો માને છે. પુરુષોત્તમદેવ નામના એક વિદ્વાને પોતાના ત્રિકાણ્ડકોષ નામના ગ્રંથમાં આચાર્ય પાણિનિના છ નામો ગણાવ્યાં છે : **पाणिन, पाणिनि, दाक्षीपुत्र, शालङ्कि, शालातुरीय** અને **आहीक.** આમાંથી પ્રથમ બે નામ ગોત્ર ઉપરથી, ત્રીજું દાક્ષીપુત્ર માતાના નામ ઉપરથી, ચોથું શાલંકિ પિતાના નામ ઉપરથી અને પાંચમું શાલાતુરીય જન્મસ્થળ ઉપરથી છે. છઠ્ઠું નામ એમનું પોતાનું છે.

પાણિનીય વ્યાકરણ માટે "અષ્ટાધ્યાયી", "અષ્ટક" કે "પાણિનીય શબ્દાનુશાસન" વગેરે નામનો પ્રયોગ થાય છે. આમાં "અષ્ટાધ્યાયી" એ નામનો પ્રયોગ સૌથી વિશેષ પ્રચલિત છે. આ વ્યાકરણ સૂત્રશૈલીથી લખાયેલું છે. આ અષ્ટાધ્યાયીમાં આઠ અધ્યાય છે અને દરેક અધ્યાયમાં ચાર–ચાર પાદ છે. આમ સમગ્ર અષ્ટાધ્યાયીમાં કુલ બત્રીસ પાદ છે. તેમાં બધાં મળીને લગભગ ચાર હજાર સૂત્રો



છે. આ સૂત્રો દ્વારા પાણિનિએ લૌકિક અને વૈદિક ઉભયવિધિ પ્રયોગોની સિદ્ધિના નિયમો સૂચવ્યા છે.

આ પાણિનીય શબ્દાનુશાસન ઉપર અનેક વ્યાખ્યાન ગ્રંથો લખાયાં છે, તેમાં મૂળ સૂત્રો ઉપર લખાયેલાં વાર્તિકો અત્યંત પ્રાચીન છે. ઉક્ત, અનુક્ત અને દુરુક્ત બાબત ઉપર ચિંતન રજૂ કરનારાં આ વાર્તિકો તે તે સૂત્રોની એક રીતે તો સંક્ષિપ્ત વ્યાખ્યા જ પ્રસ્તુત કરે છે. જો કે વાર્તિકોનો કોઈ સ્વતંત્ર ગ્રંથ નથી, પણ પતંજલિના મહાભાષ્યમાં તે ઉદ્ધૃત થયાં છે. આ વાર્તિકો અનેક આચાર્યો દ્વારા રચાયાં છે. આમ છતાં પરંપરામાં માન્યતા છે તેમ મહાભાષ્યમાં ઉદ્ધૃત થયેલાં મોટા ભાગનાં વાર્તિકો કાત્યાયનની કૃતિ છે.

કાત્યાયન અને તદતિરિક્ત અન્ય આચાર્યોનાં વાર્તિક સાહિત્યથી અષ્ટાધ્યાયી વધુ સુનિયોજિત બની છે. શબ્દ સંરચના અંગે સૂચવાયેલા સુધારા–વધારાની સાથે સાથે કેટલેક ઠેકાણે અમુક બાબતોની ગંભીર પ્રકારની દાર્શનિક વિચારણા પણ વાર્તિકોમાં પ્રાપ્ત થાય છે.

પાણિનિ–વ્યાકરણ પરંપરામાં આ વાર્તિક સાહિત્ય પછી પતંજલિ નામના મહાવૈયાકરણનું "મહાભાષ્ય" આવે છે. આ મહાભાષ્ય ૮૫ આહ્નિકોમાં વહેંચાયેલું છે. આમાં તે તે મૂળસૂત્રમાં આવેલ એક એક પદની મહત્તા અને સાર્થકતા બતાવી છે. વળી, વાર્તિકકારનાં વાર્તિકો જ્યાં ગ્રાહ્ય જણાયાં છે, ત્યાં તેમનો આદર કર્યો છે, તો કેટલેક ઠેકાણે તેમનું પ્રત્યાખ્યાન પણ કર્યું છે. આમ વાર્તિકોની રચનાથી પાણિનિનું શબ્દાનુશાસન જો પરિષ્કૃત થયું છે, તો પતંજલિના મહાભાષ્યની રચનાથી તે પૂર્ણતા પ્રાપ્ત કરી શક્યું છે.

પતંજલિએ અષ્ટાધ્યાયીનાં સૂત્રો અને કાત્યાયનના વાર્તિકો ઉપર જે ભાષ્ય રચ્યું, તે તેની અનેક પ્રકારની વિશેષતાઓને લઈને મહાભાષ્ય તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. એટલે કે સમગ્ર સંસ્કૃત સાહિત્યમાં 'મહાભાષ્ય' એમ કહેતાં પતંજલિએ રચેલા ભાષ્યનો જ બોધ થાય છે, બીજો કોઈ ભાષ્યનો નહીં.

પતંજલિના આ મહાભાષ્યનાં મૂળ વ્યાડિ નામના આચાર્યે રચેલા 'સંગ્રહ' ગ્રન્થમાં છે; એવું વિદ્વાનો માને છે. વ્યાડિનો આ ગ્રન્થ સમય જતાં ઉપેક્ષિત બન્યો અને આજે તે ઉપલબ્ધ થતો નથી. સંગ્રહનો અસ્ત ઈ.સ.ની પહેલી સદીની આસપાસ થયો હોવાનો સંભવ છે. આચાર્ય વ્યાડિ પદનો અર્થ વ્યક્તિ કે દ્રવ્ય માનતા હતા, તેથી તેઓને દ્રવ્યવાદી કે વ્યક્તિવાદી આચાર્ય તરીકે ઓળખવામાં આવે છે. (આમના પ્રતિપક્ષમાં આચાર્ય વાજપ્યાયન હતા. તેમના મતે પદનો અર્થ આકૃતિ કે જાતિ છે. આથી આ વાજપ્યાયનને આકૃતિવાદી કે જાતિવાદી આચાર્ય તરીકે ઓળખવામાં આવે છે.

પતંજલિના મહાભાષ્ય ઉપર સૌથી પ્રાચીન ગણી શકાય તેવી ભર્તૃહરિએ રચેલી દીપિકા નામની એક ટીકા મળે છે. જો કે તે સંપૂર્ણ મળતી નથી, માત્ર પ્રારંભના જ થોડા અંશ ઉપર મળે છે. એ પછી અગિયારમી સદીમાં થયેલા જૈયટ પુત્ર કૈયટે આ દીપિકા ટીકાની સહાયથી પ્રદીપ નામની ટીકા લખી છે. આ પ્રદીપ ટીકા ઉપર અઢારમી શતાબ્દીમાં થયેલા નાગેશ ભટ્ટે ઉદ્યોત નામની અત્યન્ત પ્રભાવશાળી ટીકા રચી છે. અહીં એ નોંધપાત્ર છે કે મહાભાષ્યનાં મૂળ વિધાનોને કૈયટે પ્રદીપમાં અત્યન્ત વિશદ કર્યાં છે, તો ક્યાંક ક્યાંક એ વિધાનોને પડકાર્યાં પણ છે. આ સ્થિતિમાં (ઈ.સ.ની સત્તરમી–અઢારમી સદીમાં થયેલા) નાગેશે કૈયટને પડકારીને પતંજલિના મહાભાષ્યમાંના વિધાનોનું સમર્થન કર્યું છે.

પાણિનિની અષ્ટાધ્યાયીની રચના થયા પછી સમય જતાં તેનું વ્યાપક અધ્યયન થવા માંડ્યું. આ વ્યાકરણની લોકપ્રિયતા વધતી રહી. વળી, આ પાણિનીય વ્યાકરણને સંપૂર્ણ તથા અનવદ્ય બતાવવાના ઉપક્રમો પણ થતા રહ્યા. રૂપરચના તથા અર્થ નિવારણાની સાથે સાથે સંસ્કૃતમાં પ્રચલિત અમુક શબ્દપ્રયોગ પાણિનિ વ્યાકરણના સૂત્રથી જો સિદ્ધ ન થતા હોય, તો – તેવાઓની સિદ્ધિ માટે "આ પ્રયોગ ઇષ્ટ છે"; એ રીતનો આશય બતાવતી "ઇષ્ટિ" અને પૂર્વથી સિદ્ધ એવા શબ્દ પ્રયોગોમાં આ પ્રયોગને પણ શુદ્ધ ગણી લેવો, એ રીતની દૃષ્ટિ ધરાવતી ઉપસંખ્યાન પદ્ધતિ વિકસિત થવા માંડી. જો કે આના શ્રીગણેશ તો કાત્યાયન વગેરેના વાર્તિક પાઠથી જ શરૂ થઈ ગયા હતા. તે ઉપરાન્ત પણ અનેક આચાર્યોએ સમયે સમયે આ કામ કર્યું. મહાભાષ્યમાં આવા અનેક આચાર્યોના ઇષ્ટિવચનોનો સંગ્રહ થયો છે.

**અષ્ટાધ્યાયીના વૃત્તિગ્રન્થો :**

સૂત્ર, વાર્તિક અને ભાષ્યની રચના થઈ ગયા પછી હવે અષ્ટાધ્યાયીનાં સૂત્રો ઉપર વૃત્તિ સાહિત્ય પણ લખાવા માંડ્યું. પાણિનીય વ્યાકરણના આ વૃત્તિસાહિત્ય કે વૃત્તિગ્રન્થો અંગે વિચારતાં સહુ પ્રથમ "કાશિકા"નું સ્મરણ થાય છે. વૃત્તિ ગ્રન્થોમાં આ જ ગ્રન્થ વધુ પ્રાધાન્ય ભોગવે છે અને ઉપલબ્ધ વૃત્તિ સાહિત્યમાં સૌથી પ્રાચીનતમ છે. વામન અને જયાદિત્યની સંયુક્ત કૃતિ તરીકે મનાતા આ "કાશિકા" ગ્રન્થમાં અનેક પ્રાચીન વૃત્તિગ્રન્થો, ભાષ્યગ્રન્થો અને બીજા અન્ય વ્યાકરણ ગ્રન્થોમાં દૃષ્ટિગોચર થતા, વ્યાકરશાસ્ત્રને ઉપકારક એવા કેટલાક મતોનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. કાશિકાના આરંભમાં લખાયેલી એક કારિકામાં જણાવ્યું છે તેમ આ ગ્રન્થ (= કાશિકા)માં અષ્ટાધ્યાયી સૂત્રમાં સંગૃહીત ન થયેલાં લક્ષ્યોની ઉપપત્તિમાં સમર્થ એવી ઇષ્ટિઓ અને ઉપસંખ્યાનો, તે તે સૂત્રોનો ગૂઢાશય અભિવ્યક્ત કરનારી અને ઉદાહરણ રૂપે અપાયેલ તે તે શબ્દોની વ્યુત્પત્તિઓ વગેરે દર્શાવવામાં આવી છે.



આ કાશિકાવૃત્તિ ઉપર જિનેન્દ્રબુદ્ધિ દ્વારા "ન્યાસ" અને હરદત્ત દ્વારા "પદમંજરી" એમ બે ટીકાઓ લખાયી છે. "ન્યાસ"ને "કાશિકાવિવરણ પંજિકા" એવા બીજા નામથી પણ ઓળખવામાં આવે છે. આ બન્ને ટીકાઓમાં જિનેન્દ્રબુદ્ધિની ન્યાસટીકા પ્રમાણમાં પ્રાચીન, રોચક તથા ટૂંકા વાક્યોવાળી સરળ શૈલીમાં લખાયેલી છે. તેથી આ ટીકા વ્યાકરણશાસ્ત્રના પ્રારંભિક અધ્યયન–કર્તા માટે ખૂબ સહાયક તો બને છે. વળી, અર્થ ગાંભીર્ય ધરાવતી આ ટીકામાં વિષય પ્રતિપાદન પણ સર્વોત્તમ રૂપે થયું છે. હરદત્તની પદમંજરી ટીકા ન્યાસની અપેક્ષાએ ઘણી જ પ્રૌઢ અને કઠિન છે. આમાં પતંજલિના વ્યાકરણમહાભાષ્યમાંથી ઘણા અંશો ઉતારવામાં આવ્યા છે. એ સાથે ન્યાસ ટીકાનું અનુસરણ પણ અહીં પદમંજરીમાં જોવા મળે છે.

આ પછી પુરુષોત્તમદેવ નામના ૧૧મી સદી આસપાસ થયેલા વૈયાકરણે પણ અષ્ટાધ્યાયીનાં વૈદિક સૂત્રો સિવાયના, કેવળ લૌકિક સૂત્રો ઉપર એક વૃત્તિ લખી છે, જે "લઘુવૃત્તિ" કે "ભાષાવૃત્તિ"ના નામે જાણીતી છે. આમાં અનેક સ્થળોએ વિવિધ પ્રાચીન આચાર્યોના મતો ટાંકવામાં આવ્યા છે. આ જ પદ્ધતિથી મહામહોપાધ્યાય અન્નમ્ભટ્ટે રચેલી એક "પાણિનીય મિતાક્ષરા" નામની વૃત્તિ પણ પ્રાપ્ત થાય છે.

ત્યારબાદ વૈયાકરણસિદ્ધાન્તકૌમુદીના રચયિતા સુપ્રસિદ્ધ વૈયાકરણ ભટ્ટોજિ દીક્ષિતે ભાષ્યકાર પતંજલિ, કૈયટ, હરદત્ત વગેરે આચાર્યોનાં મન્તવ્યોનો પોતાના શબ્દોમાં સંગ્રહ કરીને "શબ્દકૌસ્તુભ" નામની એક કૃતિ તૈયાર કરી છે. જો કે આ કૃતિ હાલ સંપૂર્ણ પ્રાપ્ત થતી નથી. આરંભના અઢી અધ્યાય અને ચતુર્થ અધ્યાય જ પ્રાપ્ત થાય છે. આ જ શબ્દકૌસ્તુભના આદર્શને દૃષ્ટિમાં રાખીને લગભગ ૧૭મી સદીના વિશ્વેશ્વરસૂરિ નામના વૈયાકરણે લખેલી "વ્યાકરણ–સિદ્ધાન્ત–સુધાનિધિ" નામની સુવિસ્તૃત વૃત્તિ પણ ઉપલબ્ધ છે. (અલબત્ત તે અપૂર્ણ મળે છે.)

**પાણિનીય વ્યાકરણના પ્રક્રિયા ગ્રન્થો :**

આ રીતે એક બાજુ વૃત્તિગ્રન્થો લખાતા રહ્યા. તો બીજી બાજુ ૧૧મા સૈકામાં પાણિનીતર–સંપ્રદાયનાં કેટલાંક વ્યાકરણોમાંથી પ્રેરણા પ્રાપ્ત કરીને પાણિનીય અષ્ટાધ્યાયીમાં જે સૂત્રક્રમ હતો; તે સૂત્રક્રમને બદલે તે તે રૂપની સિદ્ધિ પ્રક્રિયામાં જે રીતે સૂત્રક્રમ આવતો હતો, તે મુજબનો સૂત્રક્રમ ગોઠવીને અર્થાત્ પ્રક્રિયા ક્રમે સૂત્રોની વૃત્તિ લખાવાનો પ્રારંભ થયો. આ કાર્ય સર્વ પ્રથમ "રૂપાવતાર" નામના એક વૃત્તિ ગ્રન્થ દ્વારા આચાર્ય ધર્મકીર્તિએ કર્યું. આ ગ્રન્થમાં મુખ્યત્વે સુબન્ત–તિઙન્ત અને તે તે કૃત્, તદ્ધિત, સમાસ આદિ વૃત્તિઓથી નિષ્પન્ન થતાં રૂપોની પ્રક્રિયા દર્શાવવામાં આવી છે. અહીં રૂપ સિદ્ધિની બાબત મુખ્ય હોવાથી આને

'રૂપાવતાર' એવું નામ આપવામાં આવ્યું હોવાનું જણાય છે. આમાં પાણિનિનાં બધા જ સૂત્રોનું સંકલન નથી, પણ ૨૬૬૪ જેટલાં સૂત્રોનું સંકલન થયું છે. આ કૃતિમાં વૈદિકપ્રક્રિયાનાં સૂત્રોનો સમાવેશ કર્યો નથી. આ માટે પં. શ્રી ગોપાલદત્ત દર્શનકેસરી જે કારણ આપે છે, તે આમ છે :– 'ધર્મકીર્તિ બૌદ્ધ હતા, તે સ્થિતિમાં વેદના પ્રયોગ સાથે સમ્બન્ધ ધરાવનાર અષ્ટાધ્યાયીનાં વૈદિક પ્રક્રિયાવાળાં સૂત્રોની ચર્ચા તેઓ ન કરે તે સ્વાભાવિક છે.'

આમ, પાણિનિએ પોતાના અષ્ટાધ્યાયી ગ્રન્થમાં સૂત્રોનો જે ક્રમ રાખ્યો હતો, તે જ ક્રમે આજ સુધી વૃત્તિ ગ્રન્થો લખાતા હતા. ધર્મકીર્તિએ અષ્ટાધ્યાયીના સૂત્રક્રમને બદલે પ્રક્રિયા મુજબનો સૂત્રક્રમ ગોઠવી, તે ક્રમે સર્વપ્રથમ રૂપાવતાર નામે વૃત્તિ રચી. એ પછી તો આ પ્રક્રિયાક્રમે અનેક વૃત્તિઓ રચાતી ગઈ.

આ પછી આ જ પરંપરામાં કાલક્રમે પ્રક્રિયાનુસારી સાહિત્ય સારા એવા પ્રમાણમાં રચાતું ગયું. તેમાં વિમલ સરસ્વતીની "રૂપમાલા", રામચન્દ્રની "પ્રક્રિયાકૌમુદી", ભટ્ટોજિ દીક્ષિતની "સિદ્ધાન્તકૌમુદી" અને નારાયણ ભટ્ટના "પ્રક્રિયા સર્વસ્વ" વગેરેનો સમાવેશ થાય છે.

આમાં રામચન્દ્રની "પ્રક્રિયાકૌમુદી" ઉપર બે મહત્ત્વની ટીકાઓ લખાઈ છે. તેમાં એક શેષકૃષ્ણ નામના વૈયાકરણની "પ્રકાશ" ટીકા છે અને બીજી આચાર્ય વિઠ્ઠલની "પ્રસાદ" ટીકા છે. "રૂપાવતાર"ની જેમ અહીં પણ વૈદિકપ્રક્રિયા વગેરેનાં સૂત્રો છોડી દેવાયાં છે અને પાણિનિના માત્ર ૨૪૭૦ સૂત્રોનો જ સંગ્રહ કરવામાં આવ્યો છે. પ્રક્રિયા કૌમુદીમાં પાણિનીય તંત્રની દૃષ્ટિએ અસાધુ કહી શકાય તેવા કેટલાક પ્રયોગોને સાચા અને નિર્દુષ્ટ ઠરાવવામાં આવ્યા છે. પાણિનીતર સંપ્રદાયના "કાતંત્ર" વગેરે વ્યાકરણોની પ્રામાણિકતાને પણ અહીં સ્વીકારવામાં આવી હોવાથી આ ગ્રન્થની મહત્તા વધી જાય છે. આ પછી રામચન્દ્રની આ જ "પ્રક્રિયા કૌમુદી"ની શૈલીને પોતાની સામે રાખી પ્રસિદ્ધ વૈયાકરણ ભટ્ટોજિ દીક્ષિતે "સિદ્ધાન્તકૌમુદી"ની રચના કરી છે. આમાં તે તે સૂત્રોની વૃત્તિના લેખન માટે કાશિકા વગેરે પ્રાચીન વૃત્તિઓમાંના વિચાર કે ક્વચિત્ આનુપૂર્વી પણ લેવામાં આવી છે. તો વળી, ઉદાહરણો માટે મોટે ભાગે પ્રક્રિયાકૌમુદીની મદદ લેવામાં આવી છે.

સિદ્ધાન્તકૌમુદીની ખ્યાતિ એની પૂર્વેના "પ્રક્રિયાકૌમુદી" કરતાં ખૂબ જ વધી ગઈ, એનું કારણ એ હતું કે રામચન્દ્રે વૈદિકીપ્રક્રિયા તરફ લગભગ અણગમો બતાવ્યો હતો અને થોડાંક જ સૂત્રોનું વ્યાખ્યાન કર્યું હતું, જ્યારે ભટ્ટોજિ દીક્ષિતે તૌ વૈદિકીપ્રક્રિયાને અધ્યાયોના ક્રમમાં સમજાવી છે અને સન્દર્ભપ્રાપ્ત ઉદાહરણો પણ આપ્યાં છે. એવી જ રીતે સ્વરપ્રક્રિયાને પણ સંપૂર્ણ રીતે રજૂ કરી છે. વળી, તેની પરિપૂર્તિ કરવા ભટ્ટોજિ દીક્ષિતે ટીકા સાથે ફિટ્સૂત્રો પણ આપેલાં છે.



આથી પરવર્તી કાળમાં પોતાની અનેકવિધ ખૂબીઓને લીધે પ્રક્રિયા વિષેના ગ્રન્થોનો જે પ્રચાર થયો, તેમાં "સિદ્ધાન્તકૌમુદી"નો જ સૌથી વધુ અને વ્યાપક પ્રચાર થયો. તેથી તો આના ઉપર લગભગ પચાસ જેટલી ટીકા–ઉપટીકાઓ લખવામાં આવી છે. તેમાં ભટ્ટોજિ દીક્ષિતની પોતાની જ સ્વોપજ્ઞ "પ્રૌઢમનોરમા", જ્ઞાનેન્દ્ર સરસ્વતીની "તત્ત્વબોધિની", નાગેશ ભટ્ટની "બૃહચ્છબ્દેન્દુશેખર" અને "લઘુશબ્દેન્દુશેખર", વાસુદેવ વાજપેયીની "બાલમનોરમા" વગેરે ટીકાઓ મુખ્ય છે. આ ઉપરાન્ત પાણિનિનાં મૂળ સૂત્રોનો પ્રક્રિયાક્રમે આધાર લઈ મધ્યસિદ્ધાન્ત કૌમુદી અને લઘુસિદ્ધાન્તકૌમુદી નામની બે વૃત્તિઓ પણ રચાઈ છે. આમના રચયિતા વરદરાજ ભટ્ટાચાર્ય છે. મધ્યસિદ્ધાન્તકૌમુદી એક રીતે તો સિદ્ધાન્તકૌમુદીનો સાર જ છે. જ્યારે લઘુકૌમુદી સંસ્કૃત વ્યાકરણના પ્રારંભિક છાત્રોને ધ્યાનમાં રાખીને રચવામાં આવી છે.

**વ્યાકરણના દાર્શનિક ગ્રન્થો :**

આ રીતે જેમ એક બાજુ પાણિનીય અષ્ટાધ્યાયીનાં સૂત્રોને આધારે રૂપરચના કે પ્રક્રિયા વિભાગને વેગ મળતો ગયો અને તે અંગેનું સાહિત્ય લખાતું ગયું, તેમ બીજી બાજું પાણિનિનાં સૂત્રોમાં અન્તર્નિહિત, કાત્યાયનના વાર્તિકોમાં અંકુરિત અને પછી મહાભાષ્યમાં ફલિત થતા શબ્દ–અર્થવિજ્ઞાન અંગે વિચાર કરનારું અર્થાત્ વ્યાકરણના દાર્શનિક પક્ષની ચર્ચા કરનારું ઘણું સાહિત્ય લખાયું.

મહાભાષ્ય પૂર્વે લખાયેલા આવા સાહિત્યનો કોઈ ગ્રન્થ આજે ઉપલબ્ધ નથી; પરન્તુ ભાષ્યકાર પતંજલિએ 'સંગ્રહ' નામના એક ગ્રન્થનો ઉલ્લેખ કર્યો છે; કે જેના રચયિતા વ્યાડિ હોવાનું મનાય છે. આવા જ એક બીજા આચાર્ય વાજપ્યાયન હતા. તેમનો આવો કોઈ ગ્રન્થ હશે ખરો, પણ તેનો નામ વગેરેની કોઈ વિગતો આજે મળતી નથી.

મહાભાષ્ય પછી, ભાષાકીય ચર્ચાઓના વિશાળ માહોલમાં વિશિષ્ટ પ્રકારનું મહત્ત્વ ધરાવતા શબ્દ–અર્થ વિજ્ઞાનના સાહિત્યને ભર્તૃહરિના 'વાક્યપદીય' નામના ગ્રન્થથી અતિશય વેગ મળ્યો. આ ગ્રન્થ પદ્યશૈલીમાં લખાયેલો છે. આમાં બ્રહ્મકાંડ, વાક્યકાણ્ડ અને પદકાણ્ડ એમ ત્રણ કાંડ આવેલા છે; જેમાં વ્યાકરણશાસ્ત્રમાંના જુદાં જુદાં અનેક તત્ત્વોની સુસૂક્ષ્મમીમાંસા કરવામાં આવી છે. તેમાંની કેટલીક બાબતો તો ભારતીય અને વિદેશી આધુનિક વિદ્વાનોને પણ વિસ્મયથી મુગ્ધ કરે તેવી છે.

આ વાક્યપદીય ઉપર ખુદ ભર્તૃહરિએ પોતે જ એક ટીકા લખી છે. (મૂળ કર્તાએ પોતાના ગ્રન્થ ઉપર જે ટીકા લખી હોય છે; તેને સ્વોપજ્ઞ ટીકા તરીકે ઓળખવામાં આવે છે.) ભર્તૃહરિની વાક્યપદીય ઉપરની આ સ્વોપજ્ઞ ટીકા દુર્ભાગ્યે

સંપૂર્ણ ગ્રન્થ ઉપર મળતી નથી. તે માત્ર પ્રથમ બ્રહ્મકાંડ તેમજ વાક્યકાંડ ઉપરના જ કેટલાક ભાગ ઉપર મળે છે.

ઈસ્વીસનના અગિયારમા સૈકા પછી થયેલા હેલારાજ નામના વિદ્વાને લખેલી વાક્યપદીયના પદકાંડ ઉપરની 'પ્રકાશ' નામની ટીકા પણ ખૂબ જ પ્રસિદ્ધ છે. તો વળી, બીજા એક પુણ્યરાજ નામના વિદ્વાને પણ વાક્યપદીય (ના વાક્યકાંડ) ઉપર એક ટીકા લખી છે. વીસમી શતાબ્દીમાં થયેલા પં. શ્રી રઘુનાથ શર્માએ સંપૂર્ણ વાક્યપદીય ગ્રન્થ ઉપર અમ્બાકર્ત્રી નામે ટીકા લખી છે; જે વારાણસીથી પ્રકાશિત થયેલી છે.

આ જ ક્રમમાં ભટ્ટોજિ દીક્ષિતે વ્યાકરણના ધાત્વર્થ, લકારાર્થ, સુબર્થ, તિઙર્થ, નામાર્થ, સમાસાર્થ, નિપાતાર્થ અને મુખ્યત્વે "સ્ફોટ" જેવા વિષયોને સ્પર્શ કરતી ૭૨ કારિકાઓની એક "વૈયાકરણસિદ્ધાન્તકારિકા" નામની કૃતિ રચી છે. આ ઉપર તેમનાં ભત્રીજા "કૌણ્ડ ભટ્ટે" સુવિસ્તૃત, સુન્દર અને ગંભીર વ્યાખ્યા ગ્રન્થો લખ્યા છે. તે "વૈયાકરણભૂષણ" અને "વૈયાકરણભૂષણસાર"ના નામે પ્રસિદ્ધ છે. આમાના ઉપર પણ અનેક ટીકાઓ પ્રાપ્ત થાય છે. આ પછી પાણિનીય પરંપરાના લગભગ અંતિમ ગણી શકાય તેવા ધુરંધર વૈયાકરણ નાગેશ ભટ્ટના "વૈયાકરણ-સિદ્ધાન્તલઘુમંજૂષા" અને "વૈયાકરણસિદ્ધાન્તપરમલઘુમંજૂષા" નામના બે ગ્રન્થો પણ પ્રાપ્ત થાય છે. અર્થવિજ્ઞાનને લગતા આ ગ્રન્થોની પાણિનીય પરંપરામાં સારી એવી પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ છે અને અનેક રીતે તેમનું મહત્ત્વ અંકાતું રહ્યું છે.

**પાણિનીય વ્યાકરણના સૂત્રાર્થ નિર્ણય કરનારા ગ્રન્થો :**

પાણિનીય વ્યાકરણની આ સમૃદ્ધ સાહિત્ય પરંપરામાં એક ત્રીજો પ્રવાહ સૂત્રાર્થ–નિર્ણયની ચર્ચા કરનારા ગ્રન્થોનો પણ છે. આ ગ્રન્થોમાં પરિભાષા વચનોને દૃષ્ટિ સમક્ષ રાખી, તેમના વિશે વિચાર થયો છે. પાણિનીય વ્યાકરણ પરંપરામાં મહાભાષ્યની રચના થયા પછી છેક બારમી સદી સુધી પરિભાષા વિષયક કોઈ સ્વતંત્ર ગ્રન્થ રચાયો હોવાનું જાણમાં નથી. બારમી સદીમાં થઈ ગયેલા પુરુષોત્તમદેવ નામના વૈયાકરણે લઘુપરિભાષાવૃત્તિ નામના ગ્રન્થની રચના કરી હતી, તે અત્યારે પાણિનીય વ્યાકરણ પરંપરામાં પરિભાષા વિષયક સૌથી પ્રાચીનતમ સ્વતંત્ર ગ્રન્થ છે.

પુરુષોત્તમદેવ પછી સીરદેવ નામના વિદ્વાને બૃહત્ પરિભાષાવૃત્તિ નામે એક ગ્રન્થ લખ્યો છે. એ પછી કાશીની વૈયાકરણ પરંપરામાં થયેલા નીલકંઠ દીક્ષિત (ઇ.સ. ૧૬૫૦)નો પરિભાષાવૃત્તિ નામનો અત્યંત સંક્ષિપ્ત ગ્રન્થ આવે છે. તો વળી પૂર્વભારતની વૈયાકરણ પરંપરાના હરિભાસ્કરે 'પરિભાષા ભાસ્કર' નામથી એક પરિભાષા વૃત્તિની રચના કરી છે.



આ પરિભાષા ગ્રન્થોની પરંપરામાં સત્તરમી સદીમાં થયેલા નાગેશ ભટ્ટનો પરિભાષેન્દુશેખર નામનો ગ્રન્થ ખૂબ જ મહત્ત્વનો છે. પુરુષોત્તમદેવ અને નીલકંઠ વગેરેએ પ્રવર્તાવેલી પરિભાષા વિષયક ચર્ચા–વિચારણાને નાગેશ ભટ્ટે નવા અભિગમથી સુમંડિત કરી છે. પરિભાષેન્દુશેખર ઉપર પણ અનેક ટીકાઓ રચાઈ છે.

**પાણિનિ–ઇતિર વ્યાકરણ પરંપરાઓ :**

ઉપર આપણે જોયું કે છેક પ્રાચીનકાળથી જ સંસ્કૃત વ્યાકરણની એક કરતાં વધારે પરંપરાઓ અસ્તિત્વ ધરાવતી હતી અને પ્રચલનમાં હતી. તે પૈકી ઐન્દ્ર, કાશકૃત્સ્ન અને આપિશલિ એ ત્રણ વ્યાકરણ સંપ્રદાયો પાણિનિ–પૂર્વેના છે. (આ ઉપરાન્ત કેટલાક અન્ય વૈયાકરણોનો પણ આપને પરિચય છે કે જેમનો પાણિનિએ પોતાના અષ્ટાધ્યાયી નામના ગ્રન્થમાં નામોલ્લેખ કર્યો છે. (જુઓ – આગળ પૃ. ૩) આમાંથી અત્યારે માત્ર કાશકૃત્સ્ન–વ્યાકરણનાં કેટલાંક છૂટા–છવાયાં સૂત્રો મળી આવે છે. આવા સૂત્રોનું સંપાદન પં. શ્રી યુધિષ્ટિર મીમાંસકજીએ કર્યું છે. (જુઓ – **काशकृत्स्नव्याकरणम् सं. पं. युधिष्ठिर मीमांसक; अजमेर सं. २०२०)** ઐન્દ્રવ્યાકરણ અને આપિશલ વ્યાકરણની બાબતમાં અત્યારે આપણને કોઈ વિશેષ માહિતી મળતી નથી.

પાણિનીય વ્યાકરણના પ્રચલન પછી સંસ્કૃત વ્યાકરણોની જે પરંપરા પ્રચલિત થઈ, તેને બે પ્રવાહમાં વહેંચી શકાય એમ છે. એક પ્રવાહ કાતન્ત્ર, સારસ્વત, જૈનેન્દ્ર વગેરે વ્યાકરણોનો છે. આ વ્યાકરણોના સૂત્રોનું મૂળ પાણિનિ પૂર્વેના વ્યાકરણોમાં શોધી શકાય એમ છે. જ્યારે બીજો પ્રવાહ ચાન્દ્ર, સરસ્વતી કંઠાભરણ, સિદ્ધહૈમશબ્દાનુશાસન વગેરેનો છે. આ વ્યાકરણોનાં સૂત્રોનું મૂળ મોટે ભાગે પાણિનીય વ્યાકરણનાં સૂત્રોમાં રહેલું છે.

**કાતન્ત્ર વ્યાકરણ :**

આ બધા ઉત્તરપાણિનિયુગના વ્યાકરણોમાં સહુ પ્રથમ કાતન્ત્ર વ્યાકરણ આવે છે. આના રચયિતાનું નામ સર્વવર્મા (અથવા શર્વવર્મા) છે. એમનો સ્થિતિકાળ વિવાદગ્રસ્ત છે. કેટલાક વિદ્વાનો એમને ઈ.સ. પૂર્વે એકસો પચાસમાં મૂકે છે; જ્યારે કેટલાક તેમને ઈ.સ.ની ત્રીજી કે પાંચમી શતાબ્દીની વચ્ચે થઈ ગયેલા હોવાનું માને છે. કાતન્ત્ર વ્યાકરણસૂત્રો ઉપર દુર્ગસિંહ નામના એક વિદ્વાને વૃત્તિ રચી છે; જે દૌર્ગસિંહી નામે પ્રસિદ્ધ છે.

આ લોકભાષાનું (= લૌકિક સંસ્કૃતનું) સંક્ષિપ્ત વ્યાકરણ છે; એટલે આમાં વૈદિક અને સ્વરપ્રકરણનાં સૂત્રોનો સમાવેશ કરવામાં આવ્યો નથી. આમ આ સંક્ષિપ્ત વ્યાકરણ છે.

આને ક્યારેક કાલાપ વ્યાકરણ તરીકે તો વળી ક્યારેક કૌમાર વ્યાકરણ તરીકે પણ ઓળખવામાં આવે છે. પ્રાથમિક વ્યાકરણ ભણવા ઇચ્છતા છાત્રોમાં આની ઘણી પ્રસિદ્ધિ રહી છે; ખાસ કરીને બિહાર, બંગાળ અને ગુજરાતમાં.

**ચાન્દ્રવ્યાકરણ :**

બંગાળમાં જન્મેલા આચાર્ય ચન્દ્રે એક વ્યાકરણ રચ્યું છે; જે ચાન્દ્રવ્યાકરણ તરીકે જાણીતું છે. આમનું એક બીજું નામ આચાર્ય ચન્દ્રગોમી પણ છે. તેઓ બૌદ્ધ મતાવલમ્બી હતા. આમનો સમય પણ વિવાદથી ઘેરાયેલો છે. કેટલાક વિદ્વાનો આમને ઈ.સ. પૂર્વે ૫૦માં મૂકે છે; જ્યારે કેટલાક વિદ્વાનો આમને ઈ.સ.ની પાંચમી સદીમાં થયા હોવાનું કહે છે. જો કે કાતન્ત્રકાર સર્વવર્મા પછી ચન્દ્રાચાર્ય થયા છે; એ વાતે સહુ સંમત છે.

ચાન્દ્રવ્યાકરણ સંક્ષિપ્ત છે એ વાત સાચી, પણ કોઈક જમાનામાં આ વ્યાકરણની અંદર સ્વર–પ્રકરણનો સમાવેશ પણ થતો હતો; એવું કેટલાક પ્રમાણો ઉપરથી નક્કી થાય છે. વળી, આ વ્યાકરણ પણ પાણિનિની અષ્ટાધ્યાયીની જેમ આઠ અધ્યાયનું હતું. અલબત્ત, અત્યારે તો માત્ર છ જ અધ્યાયો મળે છે. આ ચાન્દ્રવ્યાકરણની પ્રસિદ્ધિ અસંજ્ઞક (એટલે કે **टि, घु** જેવી સંજ્ઞા વગરના) વ્યાકરણ તરીકે થઈ છે. (**असंज्ञोपज्ञं चान्द्रव्याकरणम् ।**) આ ઉપરાન્ત આ વ્યાકરણ ખુદ ચન્દ્રાચાર્યે બતાવેલી ત્રણ વિશેષતાઓ છે – લઘુતા, સ્પષ્ટતા અને પૂર્ણતા. ચાન્દ્રવ્યાકરણના સૂત્રો ઉપર ચન્દ્રાચાર્યે પોતે એક વૃત્તિ લખી છે; જે ચાન્દ્રવૃત્તિ તરીકે પ્રસિદ્ધ છે.

આ વ્યાકરણગ્રન્થ સર્વ પ્રથમ તિબેટન સ્ક્રીપ્ટમાં મળ્યો હતો. આજે હવે તો તે દેવનાગરી લિપિમાં પ્રકાશન પામીને સર્વત્ર ઉપલબ્ધ છે.

**જૈનેન્દ્ર વ્યાકરણ :**

આચાર્ય દેવનન્દીએ ઈ.સ. ૫૦૦ની આસપાસ જૈનેન્દ્રવ્યાકરણની રચના કરી છે. આમનાં બીજા બે નામો પૂજ્યપાદ અને દેવનન્દી હોવાનું મનાય છે. આ એક જૈન વિદ્વાન હતા; જેની પ્રતીતિ આ વ્યાકરણના સર્વપ્રથમ સૂત્ર **सिद्धिरनेकान्तात् ।** એવા સૂત્રથી થાય છે. અહીં જૈનોના અનેકાન્તવાદનો નિર્દેશ છે.

પિતા માધવભટ્ટ અને માતા શ્રીદેવીનાં સન્તાન એવા આ વિદ્વાનનો પૈતૃકધર્મ વૈદિક હતો. માતાના આગ્રહથી આમના પિતાએ જૈનધર્મનો અંગીકાર કરેલો. આમનું જન્મસ્થળ કર્ણાટક પ્રદેશનું 'કાલે' નામનું ગ્રામ મનાય છે.

આ વ્યાકરણના બે સંસ્કરણો મળે છે. ઔદિચ્ય અને દાક્ષિણાત્ય. ઔદિચ્ય સંસ્કરણમાં ત્રણ હજાર જેટલાં સૂત્રો છે જ્યારે દાક્ષિણાત્ય સંસ્કરણમાં આના કરતાં



સાતસો સૂત્રો વધારે (કુલ ત્રણ હજાર સાતસો) છે. ઔદીચ્ય સંસ્કરણ ઉપર અભયનન્દી નામના વિદ્વાને ઈ.સ.ની દસમી સદીની આસપાસ રચેલ એક મહાવૃત્તિ પણ મળે છે. (ડૉ. બેલ્વેલકરના મતે અભયનન્દીનો સમય ઈ.સ. ૭૫૦ છે.) આ વ્યાકરણમાં એકશેષ પ્રકરણ નથી, એટલે તેની પ્રસિદ્ધિ અનેકશેષ વ્યાકરણ તરીકે થઈ છે : **देवोपज्ञम् अनेकशेषव्याकरणम् ।**

આ વ્યાકરણનું સંજ્ઞાપ્રકરણ ભારે કઠિન છે. અહીં સવર્ણ સંજ્ઞા માટે **स्व**, સંયોગ સંજ્ઞા માટે **स्फ**, ષષ્ઠી માટે **ता**, અંગસંજ્ઞા માટે **गु** વગેરે સંજ્ઞાઓ વાપરવામાં આવી છે.

**શાકટાયન વ્યાકરણ :**

શાકટાયન નામના એક વૈયાકરણ આચાર્ય અત્યન્ત પ્રાચીન છે. તેમનો નામોલ્લેખ નિરુક્તમાં આચાર્ય યાસ્કે તથા અષ્ટાધ્યાયીમાં આચાર્ય પાણિનિએ કર્યો છે. 'બધાં જ નામો આખ્યાતમાંથી સિદ્ધ થાય છે' એવો નૈરુક્તોનો મત આમનો પણ મત છે. કેટલાક વિદ્વાનો આ શાકટાયનને ઉણાદિસૂત્ર–પાઠના પ્રવક્તા પણ માને છે. આ ઉપરાન્ત ઈ.સ.ની નવમી સદીમાં એક બીજા શાકટાયન નામના આચાર્ય થઈ ગયા છે. આમનું બીજું નામ પાલ્યકીર્તિ હતું. આમણે રચેલું વ્યાકરણ અત્યારે શાકટાયન વ્યાકરણ તરીકે પ્રસિદ્ધ છે; અને ઉપલબ્ધ છે.

આ અત્યન્ત લઘુતાપૂર્ણ વ્યાકરણ છે. આમાં માત્ર ચાર અધ્યાય છે. દરેક અધ્યાયમાં પાદોની સંખ્યા ચારની છે. કુલ સૂત્ર સંખ્યા ૩૨૩૦ છે. આ વ્યાકરણનો આદર્શ જૈનેન્દ્રવ્યાકરણ છે. અલબત્ત જૈનેન્દ્રવ્યાકરણની સંજ્ઞાઓને અહીં બદલી નાખવામાં આવી છે.

શાકટાયન–વ્યાકરણ સૂત્રો ઉપર એક વૃત્તિ પણ મળે છે, જે અમોઘાવૃત્તિ તરીકે પ્રસિદ્ધ છે. આના કર્તૃત્વનો નિર્ણય અનિશ્ચિત છે. કેટલાક આને સ્વોપજ્ઞવૃતિ માને છે.

**સરસ્વતીકંઠાભરણ :**

અગિયારમી સદીમાં માલવ–દેશ ઉપર રાજ્ય કરનારા મહારાજા ભોજદેવે પણ એક વ્યાકરણ ગ્રન્થ રચ્યો છે. આ સરસ્વતીકંઠાભરણ નામે સુપ્રસિદ્ધ છે. ભોજદેવ વિરચિત આ વ્યાકરણ પાણિનીય વ્યાકરણ પરંપરાના સંપૂર્ણ પ્રભાવ હેઠળ છે. વળી, કાતન્ત્ર વગેરે વ્યાકરણોમાં જેમ વૈદિક વ્યાકરણનો પરિત્યાગ કરી દેવામાં આવ્યો છે; તેમ અહીં થયું નથી. પાણિનીય વ્યાકરણની જેમ અહીં પણ વૈદિક વ્યાકરણ તથા સ્વર પ્રકરણ છે. ફેર એટલો છે કે સરસ્વતીકંઠાભરણમાં પ્રારંભના સાત અધ્યાયોમાં લૌકિક સંસ્કૃતનું વ્યાકરણ છે અને આખો આઠમો અધ્યાય વૈદિક

વ્યાકરણનો છે. પાણિનીય વ્યાકરણમાં લૌકિક અને વૈદિક વ્યાકરણનાં સૂત્રો એકી સાથે આખીય અષ્ટાધ્યાયીમાં ગૂંથાયેલા છે. વળી, પાણિનીય વગેરે વ્યાકરણો– સૂત્રપાઠ, ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિસૂત્ર અને લિંગાનુશાસન એમ પાંચ અંગ ધરાવે છે (અને તેથી પંચાઙ્ગ વ્યાકરણ કહેવાય છે), તેને બદલે અહીં સરસ્વતી કંઠાભરણમાં બધું એકાકાર થઈને એકાંગી વ્યાકરણ બની રહ્યું છે. અહીં આચાર્ય ભોજદેવે ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિ–પ્રક્રિયા, લિંગાનુશાસન (અને વળી, પરિભાષા વચન વગેરે)ના જુદા અસ્તિત્વને મીટાવી દઈ, તેમનો સૂત્રપાઠમાં (તથા તેની વૃત્તિમાં) સમાવેશ કરી દીધો છે. આમ સરસ્વતીકંઠાભરણ એ એક માત્ર ગ્રન્થમાં વ્યાકરણના સર્વ અંગોનો સમાવેશ થઈ જાય છે. આ પણ આની એક વિશેષતા છે. સરસ્વતીકંઠાભરણના સૂત્રોની પ્રસિદ્ધિ સરસ્વતી–સૂત્રો તરીકે પણ છે.

ભોજદેવનું આ સરસ્વતીકંઠાભરણ વ્યાકરણ ગુજરાતમાં રચાયેલા સિદ્ધહૈમ-શબ્દાનુશાસનનું પ્રેરક રહ્યું છે, તે પણ નોંધવું જોઈએ. સરસ્વતીકંઠાભરણના વ્યાકરણ સૂત્રો ઉપર મહારાજ ભોજે પોતે એક વૃત્તિ લખી છે. એ પછી દંડનાથ નામના વિદ્વાને રચેલી હૃદયહારિણી નામની ટીકા પણ પ્રસિદ્ધ છે.

**સારસ્વત વ્યાકરણ :**

અનુભૂતિ સ્વરૂપાચાર્ય નામના એક વિદ્વાને સારસ્વત–પ્રક્રિયા નામે એક ગ્રન્થ રચ્યો છે. આમાં વ્યાકરણનાં મૂળસૂત્રો સાથે જ વૃત્તિને વણી લેવામાં આવી છે. પ્રક્રિયાગ્રન્થ હોવાથી આનું આન્તરિક વિભાજન પ્રકરણોમાં થયું છે; અધ્યાયોમાં નહીં. અત્યારે આ સારસ્વત–પ્રક્રિયાને જ સારસ્વત–વ્યાકરણ તરીકે ઓળખવામાં આવે છે.

અનુભૂતિ સ્વરૂપાચાર્યનો સ્થિતિ કાળ પણ વિવાદગ્રસ્ત છે. સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રનો સર્વ પ્રથમ ઇતિહાસ લખનારા પં. શ્રી યુધિષ્ઠિર મીમાંસક આમને ઇ.સ.ની દસમી સદીની આસપાસ મૂકે છે. જ્યારે બીજા કેટલાક વિદ્વાનો આમને ઇ.સ.ની બારમી સદીની આસપાસ થયા હોવાનું માને છે.

આ સારસ્વત વ્યાકરણ પણ એક સંક્ષિપ્ત વ્યાકરણ છે. પ્રાથમિક સ્તરે સંસ્કૃત વ્યાકરણ ભણનારાઓમાં આનો સારો એવો પ્રચાર–પ્રસાર રહ્યો છે. આની ઉપર અનેક ટીકાઓ રચાઈ છે, જેમાં શ્રી ચન્દ્રકીર્તિ (ઇ.સ.ની ૧૨મી સદી) નામના જૈન વૈયાકરણે રચેલી સુબોધિની, શ્રી રામાશ્રમ વિરચિત સિદ્ધાન્તચન્દ્રિકા, માધવટિકા તથા શ્રી પુંજરાજ વિરચિત પુંજરાજી ટીકા વગેરેનો સમાવે થાય છે. (આ પુંજરાજી ટીકા અત્યાર સુધી હસ્તલિખિત ગ્રન્થ સ્વરૂપે સચવાયેલી હતી અને અપ્રકાશિત હતી. આની સમીક્ષિત આવૃત્તિ તથા સંપાદનનું કાર્ય પ્રા. ડૉ. રાજેશ



સી. વ્યાસ (ગોધરા)એ ડૉ. કમલેશ ચોકસીના માર્ગદર્શન હેઠળ પીએચ.ડી.ની ઉપાધિ માટે હમણાં જ સને–૨૦૦૫માં સમ્પન્ન કર્યું છે.)

**સિદ્ધહૈમશબ્દાનુશાસન :**

જૈન વિદ્વાનોએ રચેલા વ્યાકરણોમાં આચાર્ય હેમચન્દ્રસૂરિએ રચેલું આ સિદ્ધહૈમશબ્દાનુશાસન મોખરાનું સ્થાન ધરાવે છે. આચાર્ય હેમચન્દ્રસૂરિનો જન્મ અમદાવાદ જિલ્લાના ધંધુકા ગામે ઇ.સ. ૧૦૮૯માં થયો હતો. એમનું પૂર્વ નામ ચાંગદેવ હતું. તેમણે નવ વર્ષની નાની ઉંમરમાં જૈનધર્મ અંગીકાર કરી દીક્ષા લીધી હતી. ચૌર્યાસી વર્ષનું લાંબુ આયુષ્ય ભોગવી ઈ.સ. ૧૧૭૩માં તેઓ કાળધર્મ (અવસાન) પામ્યા હતા.

વ્યાકરણ, ન્યાય, છન્દ, કાવ્ય, અલંકારશાસ્ત્ર, ધર્મ વગેરે અનેક વિષયો ઉપર આચાર્ય હેમચન્દ્રે ગ્રન્થો રચ્યા છે. આમાં 'સિદ્ધહૈમશબ્દાનુશાસન' નામના વ્યાકરણ ગ્રન્થે તેમને તથા તેઓ ગુજરાતના હોઈને આપણા આ ગુજરાત રાજ્યને પણ પુષ્કળ યશ અપાવ્યો છે.

સિદ્ધહૈમશબ્દાનુશાસન સૂત્ર શૈલીએ લખાયું છે. આ બધાં સૂત્રો પ્રક્રિયાક્રમે ગોઠવાયેલાં છે; છતાં અહીં પ્રકરણક્રમે સૂત્રોનું વિભાજન નથી, પરન્તુ અધ્યાય (આઠ) અને પાદોમાં સૂત્રોનું વિભાજન છે. કુલ સૂત્રસંખ્યા ૪૬૮૫ છે. જેમાંથી ૩૫૬૬ સૂત્રોમાં સંસ્કૃત વ્યાકરણની ચર્ચા છે; જ્યારે ૧૧૧૯માં પ્રાકૃત ભાષાના વ્યાકરણની ચર્ચા છે. આચાર્ય હેમચન્દ્ર જૈન મતાવલમ્બી હોવાથી તેમણે પોતાના આ વ્યાકરણ ગ્રન્થમાં વૈદિક ભાષાનું વ્યાકરણ સમાવ્યું નથી. તેને બદલે તેમણે અહીં એક વિશિષ્ટ યોજના દાખલ કરી સંસ્કૃત વ્યાકરણ પરંપરામાં નવી જ ભાત પાડી છે. સિદ્ધહૈમશબ્દાનુશાસનના પ્રારંભના એકથી લઈ સાત અધ્યાયો લૌકિક સંસ્કૃતનું સવિસ્તર વ્યાકરણ આપે છે. જ્યારે છેલ્લો આખો આઠમો અધ્યાય પ્રાકૃત ભાષાઓના વ્યાકરણ–સૂત્રોથી પૂરિત છે. આમ વૈદિક સંસ્કૃત ભાષાના વ્યાકરણનો પરિત્યાગ કરી તેને બદલે તે સમયમાં પ્રચલનમાં આવેલી પ્રાકૃત ભાષાઓ શૌરસેની, માગધી, પૈશાચી, ચૂલિકા પૈશાચી અને અપભ્રંશ–એમ કુલ પાંચ પ્રાકૃત ભાષાઓનું અનુશાસન આપ્યું છે. આ પૂર્વે આ રીતનો ઉપક્રમ કોઈએ કર્યો ન હતો.

આચાર્ય હેમચન્દ્રે આ વ્યાકરણ ઇ.સ. ૧૧૩૬–૩૭માં રચ્યું હોવાનું મનાય છે. આની ઉપર તેમણે પોતે (સ્વોપજ્ઞ) વૃત્તિઓ પણ રચી છે. એકદમ પ્રાથમિક સ્તરે વ્યાકરણનું અધ્યયન કરનારા છાત્રો માટે સ્વોપજ્ઞ લઘુવૃત્તિ (છ હજાર શ્લોક પરિમાણ) છે. આ પછી સ્વોપજ્ઞ બૃહદ્‌વૃત્તિ છે, (જે એકવીસ હજાર શ્લોક પરિમાણ

છે અને તત્ત્વપ્રકાશિકા નામે પ્રસિદ્ધ છે.) અને ત્યાર બાદ 'બૃહન્ન્યાસ' નામે એક સુવિસ્તૃત વૃત્તિ છે. જે ચૌર્યાસી હજાર શ્લોક પરિમાણની હોવાનું મનાય છે. આનું એક નામ 'શબ્દમહાર્ણવન્યાસ' પણ છે.

વ્યાકરણશાસ્ત્રનો આ મહાગ્રન્થ લખવાની આચાર્ય હેમચન્દ્રને શા માટે જરૂર પડી ? એ જાણવું રસપ્રદ થઈ પડે એમ છે. તેમણે પોતાના સિદ્ધહૈમશબ્દાનુશાસનના અન્ત ભાગમાં એક પ્રશસ્તિ લખેલી છે; જે આ પ્રમાણે છે :

**तेनातिविस्तृतदुरागमविप्रकीर्ण-**
**शब्दानुशासनसमूहकदर्थितेन ।**
**अभ्यर्थितो निरवमं विधिवद् व्यधत्त**
**शब्दानुशासनमिदं मुनिहेमचन्द्रः ॥**

અર્થાત્ અત્યન્ત વિસ્તારવાળા, સમજવામાં મુશ્કેલ પ. તેવા, અને પ્રકીર્ણ એવા વ્યાકરણશાસ્ત્રીય ગ્રન્થોથી કંટાળી ગયેલા (તે સમયના પાટણના મહારાજા) રાજા સિદ્ધરાજે કોઈ નવીન અને સંપૂર્ણ શબ્દાનુશાસન લખવા માટે આચાર્ય હેમચન્દ્રસૂરિને વિનંતી કરી. એટલે રાજા સિદ્ધરાજની ઇચ્છાને પૂર્ણ કરવા માટે તેમણે આ વ્યાકરણ રચ્યું છે. આ જ કારણે આના નામમાં આવતો પ્રથમ **सिद्ध** શબ્દ વ્યાકરણ લેખનના પ્રેરક એવા સિદ્ધરાજ જયસિંહનો સૂચક છે; જ્યારે 'હૈમ' એવો બીજો શબ્દ વ્યાકરણલેખક એવા હેમચન્દ્રાચાર્યનો સૂચક છે.

આ સિદ્ધહૈમશબ્દાનુશાસન ઉપર અનેક વિદ્વાનોએ ટીકાગ્રન્થો કે વ્યાખ્યાગ્રન્થો લખ્યા છે, જેમનો નોંધ–પાત્ર વિસ્તાર છે.

આ ઉપરાંત બીજાં પણ કેટલાંક વ્યાકરણો રચાયાં છે. જેમ કે – મલયગિરિનું શબ્દાનુશાસન (ઈ.સ. ૧૧૩૨થી ૧૧૯૪); ક્રમદીશ્વરનું સંક્ષિપ્તસાર વ્યાકરણ (ઈ.સ. ૧૨૫૦) પદ્મનાભનું સુપદ્મ વ્યાકરણ (ઈ.સ. ૧૩૫૦) તથા જીવગોસ્વામીકૃત હરિનામામૃત વ્યાકરણ (ઈ.સ. ૧૬૦૦) વગેરે. પરન્તુ આ બધા વ્યાકરણ ગ્રન્થોનો ઉદ્દેશ્ય પ્રાથમિક સ્તરનું વ્યાકરણ ભણનારા છાત્રો હોઈને, તેમનો ખૂબ જ થોડાક ક્ષેત્રમાં થોડાક વખત માટે જ પ્રચાર–પ્રસાર રહ્યો. એ પછી આ વ્યાકરણો માત્ર ગ્રન્થ સ્વરૂપે અવશિષ્ટ હતા. ગુજરાતમાં પણ આવા અનેક વ્યાકરણ ગ્રન્થો ખાસ કરીને જૈન–મુનિઓ એ રચેલા છે. તે પૈકી અપ્રકાશિત ગ્રન્થસ્વરૂપે રહેલું શ્રી સહજકીર્તિ ગણિકૃત ઋજુપ્રાજ્ઞ વ્યાકરણ હમણાં જ સંપાદિત થયું છે. (આનું સંપાદન પ્રા. કિન્નરી ડી. પંચોલી, સરકારી વિનયન કોલેજ, નેત્રંગ (જિ. વલસાડ) દ્વારા પીએચ.ડી. ઉપાધિ માટે ડૉ. કમલેશ ચોકસીના માર્ગદર્શનમાં કર્યું છે.)

★ ★ ★

श्रीभगवत्पतञ्जलिविरचितम्

# व्याकरणमहाभाष्यम्

## तत्र प्रथमम्

# पस्पशाह्निकम्

## ॥ अथ शब्दानुशासनम् ॥

**अथेत्ययं शब्दोऽधिकारार्थः प्रयुज्यते । शब्दानुशासनं शास्त्रमधिकृतं वेदितव्यम् ।**

હવે શબ્દાનુશાસનનો આરંભ કરવામાં આવે છે. (અહીં) **अथ** એવો શબ્દ અધિકાર માટે પ્રયોજવામાં આવ્યો છે. શબ્દાનુશાસન નામનું શાસ્ત્ર અધિકૃત કરવામાં આવી રહ્યું છે, એમ સમજવું જોઈએ.

**વિમર્શ :** પતંજલિ વિરચિત – મહાભાષ્યનો આરંભ **अथ शब्दानुशासनम् ।** એવા ઉચ્ચાર સાથે થઈ રહ્યો છે. કેટલાકના મતે આ પાણિનિ–વિરચિત અષ્ટાધ્યાયીનું પ્રથમ સૂત્ર છે. તો વળી, કેટલાકના મતે આ વાર્તિકકાર કાત્યાયનનું પ્રથમ વાર્તિક છે. મહાભાષ્યની પ્રદીપ ટીકામાં કૈયટ આને ભાષ્યનું વચન માને છે. એમના મતે આમાં વ્યાકરણનું સાક્ષાત્ પ્રયોજન કહેવામાં આવ્યું છે. આ સાક્ષાત્પ્રયોજનના અર્થાત્ શબ્દાનુશાસનના પ્રયોજનો (= રક્ષા, આગમ વગેરે) આગળ ઉપર કહેવામાં આવનાર છે, એમ પણ તેઓ જણાવે છે.

**अथ** શબ્દ માંગલિક છે, એથી એનો આરંભમાં ઉચ્ચાર કરવામાં આવે છે. આ ઉપરાંત અહીં આ **अथ** શબ્દનો અધિકારાર્થે પણ ઉપયોગ કરવામાં આવ્યો છે. આથી હવે પ્રત્યયવિધિ, આગમ, લોપ, વર્ણવ્યત્યય આદિ અનેક ક્રિયા વિષયવાળા શબ્દાનુશાસનની પ્રારભ્યમાણતા = આરંભ થવા પણું પ્રતીત થાય છે.

'શબ્દાનુશાસન' એ વ્યાકરણનું જ એક અન્વર્થનામ છે. અહીં **शब्दानाम् अनुशासनम्** અર્થાત્ શબ્દોના અનુશાસનનો ઉપક્રમ હોવાથી એને **शब्दानुशासन** એવું નામ આપવામાં આવ્યું છે. અનુશાસનનો અર્થ 'અનુગત શાસન' એવો થાય છે. ભારતીય પરંપરા મુજબ સૃષ્ટિના પ્રારંભમાં બ્રહ્મા દ્વારા શબ્દશાસ્ત્રનું આદ્ય પ્રવચન થઈ ગયા પછી એને અનુકૂળ રહીને અન્ય વિદ્વાનોએ પણ શબ્દાનુશાસનરૂપ શબ્દશાસ્ત્રનું પ્રવચન કર્યું છે. આ પરંપરામાં જ (પાણિનીય વ્યાકરણ અને તેનું ભાષ્ય એવું) આ પ્રવચન હાથ ધરવામાં આવ્યું છે. આથી આ (શાસન નહીં પણ) અનુશાસન કહેવાય છે.

હવે જ્યારે શબ્દાનુશાસન નામનું શાસ્ત્ર અધિકૃત કરવામાં આવ્યું છે એટલે કે શબ્દોનું અનુશાસન કરવામાં આવનાર છે, ત્યારે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે જ ઊભો થાય છે કે –

**केषां शब्दानाम् । लौकिकानां वैदिकानां च । तत्र लौकिकास्तावत् । गौरश्वः पुरुषो हस्ती शकुनिर्मृगो ब्राह्मण इति । वैदिकाः खल्वपि । शं नो देवीरभिष्टये । इषे त्वोर्जे त्वा । अग्निमीळे पुरोहितम् । अग्न आयाहि वीतय इति ॥**

**प्रश्न** : કયા શબ્દોનું (અનુશાસન કરવામાં આવી રહ્યું) છે ?

**ઉત્તર** : લૌકિક અને વૈદિક (બન્ને પ્રકારના) શબ્દોનું (અનુશાસન કરવામાં આવી રહ્યું છે એમાં જે લૌકિક શબ્દો છે, તે **गौः, अश्वः, पुरुषः, हस्ती, शकुनिः, मृगः, ब्राह्मणः** ઇત્યાદિ છે. અને જે વૈદિક શબ્દો છે તે **शन्नो देवीरभिष्टये० । इषे त्वोर्ज्जे त्वा० । अग्निमीळे पुरोहितम्० । अग्न आयाहि वीतय०** । વગેરે છે.

**વિમર્શ** : લૌકિક એટલે લોકમાં પ્રસિદ્ધ એવા શબ્દો અને વૈદિક એટલે વેદમાં પ્રાપ્ત થતા શબ્દો. આ બન્ને પ્રકારના શબ્દોનું અનુશાસન કરવું તે આ પાણિનીય વ્યાકરણશાસ્ત્રનું લક્ષ્ય છે. સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના પરંપરાગત ઇતિહાસને જોતાં જણાય છે કે પ્રાતિશાખ્ય વગેરે પ્રાચીનતમ વ્યાકરણગ્રન્થો માત્ર વૈદિક શબ્દોનું જ અનુશાસન કરે છે; જ્યારે કાતન્ત્ર વ્યાકરણ વગેરે અર્વાચીન વ્યાકરણગ્રન્થો માત્ર લૌકિક શબ્દોનું જ અનુશાસન કરે છે. જ્યારે પાણિનીય વ્યાકરણની એ વિશેષતા છે કે તે લૌકિક અને વૈદિક એમ બન્ને પ્રકારના શબ્દોનું અનુશાસન કરે છે.

આમ તો લૌકિક અને વૈદિક શબ્દોમાં મોટે ભાગે સમાનતા છે; છતાં લોકમાં વપરાતા શબ્દો અને વાક્યોનો ઉચ્ચારણ ક્રમ (= આનુપૂર્વી) નક્કી હોતી નથી. આથી એકલો શબ્દ હોય કે વાક્યમાંના અનેક શબ્દો હોય, વક્તા પોતાની ઇચ્છા મુજબ વપરાશમાં એમનો ક્રમ નક્કી કરી શકે છે. જ્યારે વેદમાં વપરાયેલા શબ્દ કે વાક્યનો ઉચ્ચારણક્રમ (= આનુપૂર્વી) નક્કી છે. અર્થાત્ વેદના મંત્રોમાં પરંપરાથી જે ક્રમ પ્રાપ્ત થયો છે, તે ક્રમ નક્કી જ છે. આથી અહીં ભાષ્યકારે લૌકિક શબ્દોનું ઉદાહરણ આપતાં **गौः, अश्वः, पुरुषः** વગેરે શબ્દો મૂક્યાં છે, જ્યારે વૈદિક શબ્દોના ઉદાહરણ તરીકે નિયત આનુપૂર્વીવાળા **शन्नो देवीरभिष्टये.....** । ઇત્યાદિ વાક્યો મૂક્યાં છે.

અહીં એ પણ ધ્યાન રાખવા જેવી વાત છે કે શાસ્ત્રારંભે જે **अनुबन्ध चतुष्टय** આપવામાં આવે છે; તે પૈકી ઉપર્યુક્ત ચર્ચામાં 'પ્રતિપાદ્યવિષય' રૂપ પ્રથમ



અનુબન્ધને સ્પષ્ટ કરી આપવામાં આવ્યો છે. અર્થાત્ (૧) 'લૌકિક અને વૈદિક શબ્દોનું અનુશાસન કરવું'–એ આ શાસ્ત્રનો **પ્રતિપાદ્ય** વિષય છે. બાકીના અનુબન્ધો પૈકી (૨) જિજ્ઞાસુ વ્યક્તિ આ શાસ્ત્રનો **'અધિકારી'** છે અને (૩) અષ્ટાધ્યાયી ગ્રન્થ અને બે પ્રકારના શબ્દો (લૌકિક અને વૈદિક)ની વચ્ચે પરસ્પર પ્રતિપાદ્ય–પ્રતિપાદકભાવરૂપ **સમ્બન્ધ** છે. છેલ્લા અને (૪) પ્રયોજનરૂપ અનુબંધની ચર્ચા હવે પછી સ્વતન્ત્ર રીતે કરવામાં આવનાર છે.

**अथ गौरित्यत्र कः शब्दः । किं यत्तत्सास्नालाङ्गूलककुद-खुरविषाण्यर्थरूपं स शब्दः । नेत्याह । द्रव्यं नाम तत् ॥ यत्तर्हि तदिङ्गितं चेष्टितं निमिषितं स शब्दः । नेत्याह । क्रिया नाम सा ॥ यत्तर्हि तच्छुक्लो नीलः कृष्णः कपिलः कपोत इति स शब्दः । नेत्याह । गुणो नाम सः ॥ यत्तर्हि तद्भिन्नेष्वभिन्नं छिन्नेष्वच्छिन्नं सामान्यभूतं स शब्दः । नेत्याह । आकृतिर्नाम सा ॥**

હવે (એ જાણવું જોઈએ કે) **गौः** (આ શબ્દના ઉચ્ચારણથી જે જ્ઞાન થાય છે, તે)માં શબ્દ કયો છે ?

શું આ જે સાસ્ના (= ગળામાં લટકતી ચામડીની ગોદડી), લાङ्ગૂલ (= પૂંછડી), કકુદ (= ખૂંધ), ખૂર (= ખરી) અને વિષાણ (= શીંગડા)વાળું જે અર્થરૂપ (એટલે કે પશુ વ્યક્તિ) છે, તે શબ્દ છે ?

ના, તે (શબ્દ નથી, તે) તો દ્રવ્ય છે.

તો શું તે (દ્રવ્ય)નું ઇઙ્ગિત (= કોઈક અભિપ્રાય ધરાવતો શરીરનો વ્યાપાર–ઇશારો), ચેષ્ટિત (= ગતિ), નિમિષિત (આંખોનું ઝબકવું) વગેરે છે, તે શબ્દ છે ?

ના, તે (શબ્દ નથી, તે) તો ક્રિયા છે.

તો શું આ શુક્લ (= ધોળું), નીલ (= કાળું), કપિલ (= પીળાશ પડતું લાલ), કપોત (= કાબરચીતરું રૂપ) છે, તે શબ્દ છે ?

ના, તે (શબ્દ નથી, તે) તો ગુણ છે.

તો પછી શું ભિન્ન (= જુદી જુદી વસ્તુ અને વ્યક્તિ)માં (અભિન્ન = એક સરખું) હોય; છિન્ન (કરવા = કાપવા) છતાં છિન્ન ન થતું (= અછિન્ન રહેતું) હોય, એવું સામાન્ય જેવું જે (રૂપ) છે, તે શબ્દ છે ?

ના, તે (શબ્દ નથી, તે) તો આકૃતિ (= જાતિ) છે.

**વિમર્શ** : **गौः** એવા શબ્દનું ઉચ્ચારણ થતાં શ્રોતાના મનમાં એકી સાથે જે કેટલીક અર્થચ્છાયાઓ ઊભી થાય છે, તે (અર્થાત્ દ્રવ્ય = વ્યક્તિ, ગુણ, ક્રિયા

અને આકૃતિ કે જાતિ)નો હલાવો આપીને 'શબ્દ' કોને સમજવો ? એવા પ્રશ્નનું સમાધાન આપવાનો અહીં પ્રયત્ન છે. છતાં અંતિમ સ્થિતિ તો એ જ રહી કે गौः શબ્દના ઉચ્ચારણથી જે પ્રતીતિ થાય છે, તે (વ્યક્તિ, ગુણ, ક્રિયા અને આકૃતિ)માં એકેયને શબ્દ કહેવાય તેમ નથી. તો પછી શબ્દ કોને કહેવાય ? એ પ્રશ્નનો ઉત્તર બાકી રહે છે. આગળના વાક્યોમાં ભાષ્યકાર શબ્દનું સ્વરૂપ બતાવી, તે બાકી રહેલો ઉત્તર આપી રહ્યા છે.

**कस्तर्हि शब्दः ? येनोच्चारितेन सास्नालाङ्गूलककुदखुर-विषाणिनां संप्रत्ययो भवति स शब्दः ॥ अथवा प्रतीतपदार्थकः लोके ध्वनिः शब्द इत्युच्यते । तद्यथा । शब्दं कुरु । मा शब्दं कार्षीः । शब्दकार्ययं म त्रक इति । ध्वनिं कुर्वन्नेवमुच्यते । तस्माद्ध्वनिः शब्दः ॥**

તો પછી 'શબ્દ' એ શું છે ?

જે (વર્ણાત્મક ધ્વનિ)નું ઉચ્ચારણ કરવાથી સાસ્ના, લાંગૂલ, કકુદ, ખુર, વિષાણ ધરાવતા પશુનો સમ્પ્રત્યય (= બોધ કે જ્ઞાન) થાય છે, તે (સાર્થક ધ્વનિ)ને શબ્દ કહે છે.

અથવા લોકમાં જેનાથી અર્થની પ્રતીતિ થઈ શકે છે, તેવા ધ્વનિને શબ્દ કહેવામાં આવે છે. જેમ કે – શબ્દકરો, શબ્દ ના કરો, આ બાળક શબ્દ કરનારો છે, વગેરે (વાક્યો ત્યારે વપરાય છે કે જ્યારે) ધ્વનિ કરવામાં આવી રહ્યો હોય છે. આથી (જણાય છે કે) ધ્વનિ (એ જ) શબ્દ છે.

**વિમર્શ :** ઉક્ત ચર્ચામાં શબ્દના બે લક્ષણો આપવામાં આવ્યાં છે. પ્રથમ લક્ષણમાં નિત્ય શબ્દને આવરી લેવામાં આવ્યો છે. આવો શબ્દ સ્ફોટરૂપ છે અને વૈયાકરણોને માન્ય છે. જ્યારે બીજા લક્ષણમાં અનિત્ય શબ્દને આવરી લેવામાં આવ્યો છે. આવો શબ્દ માત્ર ધ્વનિરૂપ છે અને એ નૈયાયિકોને માન્ય છે. આપણું આ પા.વ્યા. શાસ્ત્ર તો (નિત્ય શબ્દ કે અનિત્ય શબ્દ) બન્ને પક્ષમાં પ્રવૃત્તિશીલ રહેવાનું છે. ભાષ્યકારે આગળ ચાલીને આ વાત સ્પષ્ટ કરી છે. અહીં ડૉ. એસ. ડી. જોશીનું કહેવું છે કે આ પા.વ્યા.નાં સૂત્રો દ્વારા બન્ને લક્ષણોથી લક્ષિત બનતા શબ્દો ઉપર કામ કરવાનું છે. જેમ કે કેટલાંક સૂત્રો દ્વારા સાર્થક એકમો અર્થાત્ પ્રકૃતિ–પ્રત્યયોનું વિધાન કરવામાં આવનાર છે. તો કેટલાંક સૂત્રો દ્વારા માત્ર ધ્વનિને ધ્યાનમાં રાખીને (સન્ધિ વગેરે) કેટલોક વિધિ કરવામાં આવનાર છે. ભાષ્યકારના ઉક્ત પ્રથમ લક્ષણ મુજબ શબ્દ એટલે અર્થ ધરાવતા = સાર્થક ધ્વનિઓ



(Meaning Segment) અને દ્વિતીય લક્ષણ મુજબ સાર્થકની સાથે સાથે અનર્થક ધ્વનિ(Sound)ને પણ 'શબ્દ' તરીકે સ્વીકારવામાં આવ્યો છે.

ભાષ્યના ટીકાકારોએ શબ્દના આ લક્ષણમાં સ્ફોટ સિદ્ધાન્તને જોવાનો પ્રયત્ન કર્યો છે. પરન્તુ વસ્તુસ્થિતિ એ છે કે 'સાર્થક ધ્વનિને સ્ફોટ કહેવાય' એવો વિભાવ ધરાવતો સ્ફોટવાદ તો ઘણો પાછળથી વિકસેલો છે. પતંજલિ તો સ્ફોટ શબ્દનો પ્રયોગ અર્થ હોય કે ન પણ હોય, એવા ધ્વનિ સમુદાયને માટે કરે છે.

**कानि पुनः शब्दानुशासनस्य प्रयोजनानि । रक्षोहागमलघ्वसंदेहाः प्रयोजनम् ॥**

આ શબ્દાનુશાસન (કરવાના કે ભણવા)નાં પ્રયોજનો ક્યાં છે ?

રક્ષા, ઊહ, આગમ, લઘુ અને અસંદેહ (આ પાંચેય મળીને એક મુખ્ય) પ્રયોજન છે.

**વિમર્શ :** અહીં વ્યાકરણ કે શબ્દાનુશાસન ભણવાના પ્રયોજન તરીકે જે રક્ષા વગેરેનો ઉલ્લેખ કર્યો છે; તેની વિગતો આગળ હવે પછી ભાષ્યકાર આપવાના છે. અહીં તો તેમનું માત્ર સંકીર્તન જ કરવામાં આવ્યું છે.

મહાભાષ્યના સમ્પાદકોમાં પ્રો. કીલહોર્ને આ વાક્યને મહાભાષ્યના અંશ તરીકે સ્વીકાર્યું છે. જ્યારે પ્રો. એસ. ડી. જોશી આ વાક્યમાં આવતા **प्रयोजनम्** એવા એકવચનના પ્રયોગના આધારે આને **वार्तिक** (એટલે કે કાત્યાયનનું વાક્ય) માનવાના પક્ષમાં છે.

**रक्षार्थं वेदानामध्येयं व्याकरणम् । लोपागमवर्णविकारज्ञो हि सम्यग्वेदान्परिपालयिष्यति ॥**

વેદોની રક્ષા થાય, એ માટે વ્યાકરણશાસ્ત્રનું અધ્યયન કરવું જોઈએ. (કેમ કે) જે લોપ, આગમ અને વર્ણોના વિકારને જાણે છે, તે જ સમ્યક્ રીતે વેદોની રક્ષા કરી શકે એમ છે.

**વિમર્શ :** વ્યાકરણશાસ્ત્રના અધ્યયનનું એક પ્રયોજન 'વેદોની રક્ષા' બતાવાયું છે. વેદો અનાદિકાળથી અસ્તિત્વમાં છે. એમાં વપરાયેલા શબ્દો અને લોકમાં વપરાતા શબ્દોમાં જો કે ઘણી સમાનતા છે, છતાં ક્યાંક ક્યાંક વિશેષ નિયમો (અર્થાત્ લોપ, આગમ, વર્ણવિકાર વગેરે) કામ કરતા હોવાથી અસમાનતા પણ છે. હવે જે માણસ વૈદિક શબ્દોના વિશેષ નિયમોને જાણતો નથી, તે સમજ્યા વગર વૈદિક શબ્દોમાં પણ લૌકિક નિયમો વાપરવા જાય, અને એ રીતે વૈદિકરૂપને લૌકિકરૂપ આપી દે, તો વેદનું જે અનાદિ સ્વરૂપ છે, તેની રક્ષા થઈ શકે નહીં.

એટલે જો વેદોની રક્ષા કરવી હોય, તો વ્યાકરણશાસ્ત્ર ભણવું જોઈએ, એમ જણાવ્યું છે.

લોક કરતાં વેદમાં જે કેટલાક વિશેષ નિયમો કામ કરે છે; તેની યાદી આપતાં ભાષ્યકારે લોપ, આગમ અને વર્ણવિકારનો સમાવેશ કર્યો છે. તેમાં લોપનું ઉદાહરણ **त्मना देवेषु ।** (ઋગ્વેદ ૭–૭–૧) છે. અહીં **आत्मन्**ના **आ**નો લોપ [ **मन्त्रेष्वाङ्याद्देरात्मनः ।** પા. ૬.૪.૧૪૧, સૂત્રાર્થ : મન્ત્રોમાં આઙ્ પરમાં રહેતાં આત્મન્‌પદના આદિ ભાગનો લોપ થાય છે.] થઈ જતો હોવાથી (લૌકિક રૂપ **आत्मना**ને બદલે) વૈદિક **त्मना** રૂપ બને છે. હવે જે આ લોપની બાબત જાણતો ન હોય, તે આ **त्मना** એ વૈદિક રૂપની રક્ષા કરી શકે કે કેમ તે સવાલ છે. પણ જો એ આ વ્યાકરણશાસ્ત્ર ભણ્યો હોય, તો એને આ લોપની જાણકારી હોવાથી, એ **त्मना** એવા વૈદિક મૂળ સ્વરૂપને સાચવી રાખી શકે છે.

આ જ પ્રમાણે આગમનું ઉદાહરણ **'सौम्याः'** એ લૌકિક પ્રયોગના બદલે વેદમાં થતો **सौम्यासः** એવો પ્રયોગ છે. (જુઓ ઋ. ૧૦–૧૫–૧). અહીં **आज्जसेरसुक् ।**, [પા. ૭.૧.૫૦, સૂત્રાર્થ : અવર્ણાન્ત અંગથી પરમાં આવેલા **जस्**ને **असुक्** આગમ થાય છે, છન્દમાં]થી **असुक्** નો આગમ થાય છે; એ વિશેષ બાબત છે. તો વળી, **देवा अदुह्र ।** (મૈ. ૪.૨.૧) જેવાં વૈદિક પ્રયોગોમાં તો એકી સાથે [ **लोपस्त आत्मनेपदेषु ।** પા. ૭.૧.૪૧, સૂત્રાર્થ : આત્મનેપદમાં આવેલો જે **'त'**, તેનો છન્દમાં લોપ થાય છે. થી] **त**નો લોપ અને [ **बहुलं छन्दसि ।** પા. ૭.૧.૮, સૂત્રાર્થ : છન્દના વિષયમાં બહુલ કરીને આગમ થાય છે. થી] **रुट्**નો આગમ થતા હોય છે. આથી લૌકિક એવા **देवा अदुहत ।** પ્રયોગને બદલે **देवा अदुह्र ।** આ વૈદિક પ્રયોગને જોતાં લોપ અને આગમથી અનભિજ્ઞ માણસ, આ રૂપ સામાન્યતઃ અશુદ્ધ છે, અહીં તો **'अदुहत'** રૂપ હોવું જોઈએ, એમ વિચારી કદાચ આવો ફેરફાર કરી લે, તો વેદના મૂળ સ્વરૂપની રક્ષા થઈ શકે નહીં. પરંતુ જે વ્યાકરણનું જ્ઞાન ધરાવે છે, તે **त लोप** અને **रुट्** આગમને જાણતો હોવાથી આવો ફેરફાર કરશે નહીં, અને વેદને એના એજ રૂપમાં સાચવી રાખશે.

આ પછી **उद्ग्राभं च निग्राभं च ।** (યજુ. ૧૭–૬૪) વગેરે પ્રયોગો વર્ણવિકારના ઉદાહરણ તરીકે રજૂ કરવામાં આવ્યા છે. અહીં **उत्** ઉપસર્ગપૂર્વક **'ग्रह्'** ધાતુથી નિષ્પન્ન આ શબ્દમાં [ ★ **हृग्रहोर्भश्छन्दसि हस्य** ★। પા. ૮.૨.૩૫ ઉપર વાર્તિક; વાર્તિકાર્થ–**हृ** અને **ग्रह्** ધાતુના **ह्**ને **भ्** થાય છે, છન્દના વિષયમાં. થી] **'ह्'** એ વર્ણના સ્થાનમાં **भ्** વર્ણ થતાં (લોકમાંના **उद्ग्राहम्** પ્રયોગને બદલે) વેદમાં **उद्ग्राभम्** એવો પ્રયોગ થાય છે. અહીં પણ ઉપર્યુક્ત રીતે વર્ણવિકારને ન જાણનાર વેદના આ વિશિષ્ટ પ્રયોગને સાચવી શકશે નહીં; પણ જો વ્યાકરણશાસ્ત્ર



ભણ્યો હશે, અને તેથી વર્ણવિકારને જાણતો હશે, તો વેદના **उद्ग्राभम्** એ રૂપને શુદ્ધ સમજશે, અને એની રક્ષા કરશે. આમ વેદની આનુપૂર્વીની અક્ષરશઃ રક્ષા વ્યાકરણશાસ્ત્રના અભ્યાસથી થઈ શકશે; એમ ભાષ્યકાર જણાવે છે.

**ऊहः खल्वपि । न सर्वैर्लिङ्गैर्न च सर्वाभिर्विभक्तिभिर्वेदे मन्त्रा निगदिताः । ते चावश्यं यज्ञगतेन पुरुषेण यथायथं विपरिणमयितव्याः । तन्नावैयाकरणः शक्नोति यथायथं विपरिणमयितुम् । तस्मादध्येयं व्याकरणम् ॥**

'ઊહ' પણ (પ્રયોજન) છે. બધાં લિંગો અને બધી વિભક્તિઓ(ના પ્રયોગ) સાથે વેદમાં મન્ત્રો ભણવામાં આવ્યા નથી. (આ કારણે) યજ્ઞમાં પ્રવૃત્ત થયેલા પુરુષે (પોતાની જરૂરિયાત મુજબ) યથાયથ રૂપમાં એમને વિપરિણમિત (= તબદીલ) કરી લેવા જોઈએ. (એ સ્થિતિમાં) જે અવૈયાકરણ છે; તે એમને યથાયથ રૂપમાં વિપરિણમિત કરી શકતો નથી. માટે વ્યાકરણનું અધ્યયન કરવું જોઈએ.

**વિમર્શ :** શબ્દોના લિંગ તથા વિભક્તિઓનું જરૂરિયાત મુજબનું વિપરિણામ કરવું તેને અહીં ઊહ કહ્યો છે. વેદમાં જે મન્ત્રો આવ્યા છે; તેમાં પું. સ્ત્રી. અને નપું. એમ ત્રણેય લિંગ અને પ્રથમા, દ્વિતીયા વગેરે સાતેય વિભક્તિઓનો ઉપયોગ કરવામાં આવ્યો નથી. બલ્કે કોઈ એક દેવતા કે પદાર્થને માટે તેનું એક લિંગ અને તેને યોગ્ય એક વિભક્તિ જ વાપરવામાં આવી હોય છે. આથી જ્યારે આવા દેવતા કે પદાર્થને માટે તેને અનુરૂપ લિંગ કે વિભક્તિ વાપરવાનો અવસર આવે, ત્યારે તે કાર્ય યજ્ઞ કરાવનાર પુરુષે ઊહ કરી લેવાનું હોય છે. જેમકે 'અગ્નિ' દેવતાને ઉદ્દેશીને વેદમાં એક મન્ત્ર આ મુજબ આવે છે – **अग्नये त्वा जुष्टं निर्वपामि ।** અહીં અગ્નિ દેવતાનો ઉલ્લેખ છે; પરંતુ અમુક સંયોગોમાં★ જ્યારે આ અગ્નિ દેવતાને બદલે સૂર્ય દેવતાને માટે આ મન્ત્ર ભણવાનો હોય છે; ત્યારે

---

★ 'દર્શપૌર્ણમાસ' નામના યજ્ઞમાં હવિ–ગ્રહણ કરવા માટેનો એક મન્ત્ર છે– **अग्नये त्वा जुष्टं निर्वपामि ।** હવે જ્યારે સૌર્યેષ્ટિ યજ્ઞ ચાલતો હોય, ત્યાં પણ હવિ–ગ્રહણ માટેનો કોઈ મન્ત્ર હોવો જોઈએ. પણ આવો મન્ત્ર વેદમાં મળતો નથી, એટલે સૌર્યેષ્ટિમાં સૂર્ય દેવતા હોવાથી ઉક્ત (= પ્રકૃતિ મન્ત્રમાં) **अग्नये** ને બદલે સૂર્ય દેવતા માટે **सूर्याय** એવું પદ ભણવામાં આવે છે. (યજ્ઞ–યાગાદિની આવી અન્ય પ્રક્રિયાને વધારે જાણવા જુઓ–**महाभाष्यम्** ( **नवाह्निकम्** ) અનુ. પં. યુધિષ્ઠિર મીમાંસક, પૃ. ૮–૧૦)

Scanned by CamScanner

'सूर्याय त्वा जुष्टं निर्वपामि ।' એ રૂપમાં વિપરિણામ કરી લેવાનું થાય છે. આ વિપરિણામ શબ્દરૂપની પ્રક્રિયા જાણનાર વૈયાકરણ ઉચિત રીતે કરી શકે છે; એમ જણાવી ભાષ્યકાર આ પ્રકારના ઊહને પણ વ્યાકરણાધ્યયનનું પ્રયોજન ગણાવે છે.

**आगमः खल्वपि । 'ब्राह्मणेन निष्कारणो धर्मः षडङ्गो वेदोऽध्येयो ज्ञेय' इति । प्रधानं च षट्स्वङ्गेषु व्याकरणम्, प्रधाने च कृतो यत्नः फलवान्भवति ।**

આગમ (અર્થાત્ વેદ = શાસ્ત્ર) પણ (શબ્દાનુશાસનના અધ્યયનનું એક પ્રયોજન છે.) બ્રાહ્મણે (કોઈ પ્રત્યક્ષ) કારણ પૂછ્યા–જાણ્યા વગર (એટલે કે ફળની અપેક્ષા વગર) ધર્મસ્વરૂપ અને છ અંગવાળા વેદનું અધ્યયન કરવું જોઈએ અને એને જાણવો જોઈએ– ી (શાસ્ત્રાજ્ઞા) છે. વેદના છ અંગોમાં વ્યાકરણ એ મુ છે, અને (કેમકે) મુખ્ય અંગને વિશે કરવામાં આવેલો પ્રયત્ન (પ્રમાણમાં વધારે) ફળવાન્ બને છે. (આથી પણ વ્યાકરણ ભણવું જોઈએ).

**વિમર્શ :** **'आगम्यते बोध्यतेऽर्थो (= धर्मार्थकाममोक्षचतुष्टयरूपो ) येन स आगमः'** અર્થાત્ જેનાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચાર અર્થોનો બોધ થાય, તે આગમ છે. આ રીતે જોતાં વેદથી લઈ અન્ય અનેક ધર્મશાસ્ત્રોને આગમ તરીકે ઓળખવામાં આવે છે. (ભર્તૃહરિ **'पारम्पर्येणाविच्छिन्नोपदेशः आगमः, श्रुतिलक्षणः स्मृतिलक्षणश्च'–[ महा. दीपिका ]** એમ કહીને પરંપરાથી અવિચ્છિન્ન રૂપમાં પ્રાપ્ત ઉપદેશને આગમ માને છે અને તેના શ્રુતિલક્ષણ = વેદશાસ્ત્ર અને સ્મૃતિલક્ષણ = સ્મૃતિશાસ્ત્ર એવા બે પ્રકાર જણાવે છે.) આ આગમ = શાસ્ત્રાજ્ઞા મુજબ **'वेदोऽध्येयो ज्ञेयश्च'** અર્થાત્ બ્રાહ્મણે વેદ ભણવાનો (અર્થાત્ વેદના શબ્દોનું ગ્રહણ કરવાનું; એનું સ્મરણ કરવાનું) અને જાણવાનો (અર્થાત્ વેદના શબ્દોનું અર્થજ્ઞાન પણ કરવાનું) છે. આ કાર્યમાં વેદાંગ અર્થાત્ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ અને જ્યોતિષ ઉપકારક બને છે. તેમાંય વ્યાકરણને મુખ્ય મનાયું છે (સરખાવો–**मुखं व्याकरणं स्मृतम् ।**); એટલે આગમ = શાસ્ત્રાજ્ઞાના પરિપાલનને માટે પણ વ્યાકરણ ભણવું જોઈએ; એવો ભાષ્યકારનો અહીં આશય છે.

વ્યાકરણ ભણનારને માટે આ આગમ = શાસ્ત્રાજ્ઞા પ્રેરણા આપનારી–પ્રયોજક બની રહે છે. **( आगमः प्रयोजनः प्रवर्तको नित्यकर्मतां व्याकरणाध्ययनस्य दर्शयति । प्रयोजनशब्देन च फलं प्रयोजकश्चोच्यते । – प्रदीपः )**

**लब्ध्यर्थं चाध्येयं व्याकरणम् । ब्राह्मणेनावश्यं शब्दा ज्ञेया इति । न चान्तरेण व्याकरणं लघुनोपायेन शब्दाः शक्या ज्ञातुम् ॥**



વળી, (અત્યંત) લાઘવ (લાઘવપૂર્ણ રીતિથી શબ્દોનું જ્ઞાન થાય, એ) માટે પણ વ્યાકરણ ભણવું જોઈએ. ''બ્રાહ્મણે શબ્દો અવશ્ય જાણવા જોઈએ''–એવી (પ્રસિદ્ધ) પરંપરા છે અને વળી, વ્યાકરણ સિવાય બીજા કોઈ લઘુ–ઉપાયથી શબ્દો જાણી શકાય એમ નથી. (માટે વ્યાકરણ ભણવું જોઈએ.)

**વિમર્શ :** શબ્દના જ્ઞાન માટેની બે રીતિઓ છે : (૧) પ્રતિપદપાઠ અને (૨) પ્રકૃતિ–પ્રત્યયના સંયોજનરૂપ વ્યાકરણ પ્રક્રિયા. આમાં જે પ્રથમ રીતિ પ્રતિપદપાઠ (= એક એક શબ્દનો પાઠ = ઉપદેશ કરી, તે દ્વારા શબ્દજ્ઞાન મેળવવાની રીતિ) છે; તે ઘણો પરિશ્રમ અને ઘણો સમય માગી લે તેવી છે. એની સામે પાણિનિ દ્વારા સ્વીકૃત એવી પ્રકૃતિ–પ્રત્યયના સંયોજનરૂપ આ વ્યાકરણ પ્રક્રિયા ઘણો ઓછો પરિશ્રમ અને ઘણો ઓછો સમય માગે છે; એટલે એને શબ્દજ્ઞાનમાં 'લઘૂપાય' માનવામાં ાવે છે. (પ્રતિપદપાઠની રીતિથી શબ્દો શીખવામાં કેટ, ગૌરવ રહે છે; તે ભાષ્યકારે પોતે આગળ જણાવ્યું છે. જુઓ–પૃ. ૩૬).

**असंदेहार्थं चाध्येयं व्याकरणम् । याज्ञिकाः पठन्ति । स्थूलपृषतीमाग्निवारुणीमनड्वाहीमालभेतेति । तस्यां संदेहः स्थूला चासौ पृषती च स्थूलपृषती, स्थूलानि पृषन्ति यस्याः सा स्थूलपृषतीति । तां नावैयाकरणः स्वरतोऽध्यवस्यति । यदि पूर्वपदप्रकृतिस्वरत्वं ततो बहुव्रीहिः । अथान्तोदात्तत्वं ततस्तत्पुरुष इति ॥**

અને વળી, (શબ્દાર્થમાં) અસન્દેહ (અર્થાત્ કોઈ પ્રકારનો સન્દેહ જ ન) રહે, એ માટે પણ વ્યાકરણ ભણવું જોઈએ. યાજ્ઞિક લોકો કહે છે – ''**स्थूलपृषती** અગ્નિ–વરુણ–દેવતાવાળી અનડ્વાહી (= વન્ધ્યા ગૌ)નું આલંભન કરવું.'' અહીં (વપરાયેલા **स्थूलपृषती**ના અર્થ વિશે) સન્દેહ છે કે **स्थूलपृषती** એટલે **स्थूल** (= જાડી) અને **पृषती** (= ટપકાંવાળી ગાય) કે પછી **स्थूलपृषती** એટલે **( स्थूल )** જાડા છે **( पृषत्** =) ટપકાં જેના, એવી ગાય ? (આ સ્થિતિમાં) જેણે વ્યાકરણનું અધ્યયન નથી કર્યું, તે અહીં વપરાયેલા સ્વર ઉપરથી **स्थूलपृषती**ના ચોક્કસ અર્થનો નિર્ણય કરી શકે નહીં. (અહીં સ્વર વડે અર્થનો નિર્ણય કરી શકાય તેમ છે; જેમકે) જો **स्थूलपृषती**માં પૂર્વપદ = '**स्थूल**'નો (= **स्थूल** એ પ્રકૃતિનો) પોતાનો સ્વર કાયમ રહે, તો ત્યાં બહુવ્રીહિ સમાસ છે; અને જો '**स्थूलपृषती**' એ શબ્દનો (= **ती**) સ્વર ઉદાત્ત હોય, તો ત્યાં તત્પુરુષ સમાસ છે (એમ સમજી લેવાનું છે).

**विमर्श :** શબ્દના અર્થ જ્ઞાનમાં પહેલાં તો સન્દેહ જ ન થાય, અને જો કદાચિત્ સન્દેહ થયો હોય, તો તે દૂર થાય–એ માટે વ્યાકરણ ભણવું જોઈએ; એવો સૂર અહીં પ્રગટ થયો છે. આને પુષ્ટ કરવા માટે '**स्थूलपृषती**' એવો એક શબ્દ પ્રયોગ ઉદાહરણ તરીકે રજૂ કરવામાં આવ્યો છે. આ શબ્દમાં બે સમાસ અને તેથી બે અર્થ મળવાની શક્યતા છે. જેમ કે – **स्थूला चासौ पृषती च** એમ કર્મધારય તત્પુરુષ સમાસ હોય, તો 'જાડી અને ટપકાવાળી ગાય'–એવો અર્થ પ્રાપ્ત થાય છે અને જો '**स्थूलानि पृषन्ति यस्याः सा** એમ બહુવ્રીહિ સમાસ હોય, તો 'જાડાં છે ટપકાં જેનાં એવી ગાય'–એવો અર્થ પ્રાપ્ત થાય છે. હવે જ્યારે **स्थूलपृषती** ગાય લાવવી હોય કે એના આલંભનની ક્રિયા સમ્પન્ન કરવી હોય, ત્યારે કઈ ગાય લેવી–જાડી અને ટપકાવાળી ગાય (કે જેનાં ટપકાં ભલે નાનાં હોય, ગાય સ્થૂલ હોવી જોઈએ) કે પછી 'જાડાં છે ટપકાં જેના એવી ગાય (પછી ભલેને ગાય સ્થૂલ ન હોય, દુબળી–પતલી હોય) લેવી ?

આ સ્થિતિમાં વ્યાકરણશાસ્ત્રના અધ્યયનથી જેણે સ્વરજ્ઞાન મેળવ્યું છે; તેને પ્રથમ તો સન્દેહ જ ઊભો થતો નથી, અને જો સન્દેહ ઊભો થાય, તો તરત જ તેની નિવૃત્તિ થઈ જાય છે. એ જુએ કે અહીં **स्थूलपृषती** એમ અન્તોદાત્ત સ્વર છે; તો તેનો અર્થ (તત્પુરુષ સમાસ માનીને) 'જાડી અને ટપકાવાળી ગાય' લે છે અને જુએ કે અહીં **स्थूलपृंषती** એમ પૂર્વપદ–પ્રકૃતિસ્વર છે; તો તેનો અર્થ (બહુવ્રીહિ સમાસ માનીને) 'જાડાં છે ટપકાં જેના એવી ગાય' લે છે.[1]

આમ સ્વર જોઈને જે તે સ્થળમાં સમાસનો નિશ્ચય કરી, તે દ્વારા શબ્દનો ચોક્કસ અર્થ વ્યાકરણ જાણનાર પ્રાપ્ત કરી શકે છે; એમ કહી વ્યાકરણના અધ્યયનનું આ પણ એક પ્રયોજન બતાવવામાં આવ્યું છે. પાણિનીયવ્યાકરણમાં સ્વરનું પણ અનુશાસન છે. (જુઓ અષ્ટાધ્યાયીના અધ્યાય–૬, પાદ–૧–૨) કાલાન્તરે વ્યાકરણશાસ્ત્રમાંથી વૈદિક વ્યાકરણ અને સ્વર એ બન્નેની ઉપેક્ષા કરવામાં

૧. '**स्थूलपृषती**' એ સમાસવાળા શબ્દમાં જો તત્પુરુષ સમાસ માનીએ તો **समासस्य** । પા. ૬.૧.૨૧૭ (સૂત્રાર્થ : સમાસનો અંતિમ સ્વર ઉદાત્ત હોય છે.) સૂત્રથી અન્તોદાતત્વ રહે છે; અને જો બહુવ્રીહિસમાસ માનીએ તો **बहुव्रीहौ प्रकृत्या पूर्वपदम्** । પા. ૬.૨.૧ (સૂત્રાર્થ : બહુવ્રીહિસમાસમાં પૂર્વપદને પ્રકૃતિ સ્વર થાય છે.) સૂત્રથી પૂર્વપદ–પ્રકૃતિસ્વર એટલે કે સમાસ કર્યો એ પહેલાં પૂર્વપદનો જે સ્વર હતો, તે કાયમ રહે છે. **स्थूल** સમાસ પૂર્વે પ્રાતિપદિક તરીકે અન્તોદાત્ત હતો, જે બહુવ્રીહિ સમાસમાં પણ પૂર્વપદ પ્રકૃતિ સ્વર થતાં કાયમ રહ્યો છે.



આવી છે; પરિણામે ચાન્દ્ર, હેમચન્દ્ર વગેરેના જે વ્યાકરણ છે, તેમાં 'સ્વર'નું વિધાન દૃષ્ટિગોચર થતું નથી.

**इमानि च भूयः शब्दानुशासनस्य प्रयोजनानि । ते ऽसुराः । दुष्टः शब्दः । यदधीतम् । यस्तु प्रयुङ्क्ते । अविद्वांसः । विभक्तिं कुर्वन्ति । यो वा इमाम् । चत्वारि । उत त्वः । सक्तुमिव । सारस्वतीम् । दशम्यां पुत्रस्य । सुदेवो असि वरुणेति ॥**

આ બીજાં પણ શબ્દાનુશાસન (કરવાના અને ભણવાના)નાં પ્રયોજનો છે : **तेऽसुराः । दुष्टः शब्दः । यदधीतम् । यस्तु प्रयुङ्क्ते । अविद्वांसः । विभक्तिं कुर्वन्ति । यो वा इमाम् । चत्वारि । उतत्वः । सक्तुमिव । सारस्वतीम् । दशम्यां पुत्रस्य । सुदेत्रे असि वरुण ।** – એમ.

**विमर्श :** રક્ષા વગેરે દ્વારા મુખ્ય પ્રયોજન બતાવી હવે, આ **तेऽसुराः ।** વગેરે વાક્યપ્રતીકો વડે તેર આનુષંગિક ગૌણ પ્રયોજનો બતાવ્યાં છે. પૂરાં વાક્યો હવે આગળ આપવામાં આવનારાં છે. આ બધાંને ગૌણ પ્રયોજનો પણ કહેવાય છે. વળી, રક્ષા વગેરે પ્રયોજનો વાર્તિકકાર કાત્યાયને રજૂ કર્યાં છે; અને એ પછી આ તેર પ્રયોજનો મહાભાષ્યકાર પતંજલિએ પોતે સંગૃહીત કર્યાં છે, એમ જણાય છે.

**ते ऽसुराः । ते ऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुः । तस्माद् ब्राह्मणेन न म्लेच्छितवै नापभाषितवै । म्लेच्छो ह वा एष यदपशब्दः । म्लेच्छा मा भूमेत्यध्येयं व्याकरणम् ॥ ते ऽसुराः ॥**

તે અસુરો ('**हे अरयः, हे अरयः**' એવા પ્રયોગને બદલે) **हेलयः, हेलयः** એવો પ્રયોગ કરતા રહ્યા અને હાર પામ્યા. તેથી બ્રાહ્મણે ક્યારેય મ્લેચ્છ ન બોલવું જોઈએ; અપભાષણ ન કરવું જોઈએ. જે આ અપશબ્દ છે, તે જ મ્લેચ્છ છે. (આ મ્લેચ્છ = અપશબ્દના પ્રયોગ થકી) મ્લેચ્છ ન બનીએ, એ માટે વ્યાકરણનું અધ્યયન કરવું જોઈએ.

**विमर्श :** '**तेऽसुरा............अपशब्दः ।**' આ વાક્ય કોઈ બ્રાહ્મણગ્રન્થમાંથી અહીં ઉદ્ધૃત છે. કોઈ એક વાર દેવો અને અસુરો વચ્ચે યુદ્ધ થયું. તેમાં વિજયની પ્રાપ્તિ માટે અસુરોએ યજ્ઞ કર્યો. આ યજ્ઞકર્મમાં એ અસુરોએ '**हे अरयः, हे अरयः**' એવા સાધુ = શુદ્ધ શબ્દપ્રયોગને બદલે '**हेलयः, हेलयः**' એવો અસાધુ = અશુદ્ધ શબ્દપ્રયોગ કર્યો. આવા અશુદ્ધ પ્રયોગના પરિણામે અસુરોનો પરાજય થયો. આ પરાજયની ઘટના ટાંકીને અહીં વ્યાકરણના અધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવ્યું છે. ભર્તૃહરિ આ '**हेलयः हेलयः**' એવા પ્રયોગમાં ચાર રીતથી અપભાષણ

જુએ છે. જેમકે – (૧) અહીં **हैहे प्रयोगे हैहयोः** । પા. ૮. ૨. ૮૫ (સૂત્રાર્થ : '**है**' અને '**हे**'નો પ્રયોગ હોય, ત્યારે દૂરથી બોલાવવા માટે વપરાયેલા વાક્યમાં **है** અને **हे**ને જ પ્લુત ઉદાત્ત થાય છે.) મુજબ પ્લુત ઉચ્ચારણ કરવું જોઈતું હતું. તેમ ન થતાં આ અપભાષણ બની રહ્યું છે. (૨) પ્લુતનું ઉચ્ચારણ તો કર્યું; પરંતુ '**प्लुतप्रगृह्या अचि नित्यम्** । પા. ૬.૧.૧૨૧ (સૂત્રાર્થ : પ્લુત તથા પ્રગૃહ્યસંજ્ઞક શબ્દોને **अच्** પરમાં રહેતાં નિત્ય પ્રકૃતિભાવ થાય છે.) થી પ્રકૃતિવદ્ભાવ અર્થાત્ '**हे अरयः**' એમ ન રાખીને પૂર્વરૂપ એકાદેશ '**हेऽरयः**' એવો પ્રયોગ કર્યો. (૩) **सर्वस्य द्वे** । પા. ૮.૧.૧ (સૂત્રાર્થ : આ અધિકાર સૂત્ર છે; તેની નીચે આવેલા **नित्यवीप्सयोः** । પા. ૮.૧.૪ (સૂત્રાર્થ : નિત્યતા અને વીપ્સાના અર્થમાં જે શબ્દ હોય, તેને દ્વિત્વ થાય છે.) થી અહીં દ્વિત્વ થવાનું છે. તે મુજબ પદ (= **अरयः** )નું દ્વિત્વ થવું જોઈએ; નહીં પદસમુદાયનું. અહીં '**हेऽरयः, हेऽरयः**' એવું પદસમુદાયને દ્વિત્વ થયું છે; એથી તે અપભાષણ છે અને (૪) રેફના સ્થાને **ल्**નું ઉચ્ચારણ કરવામાં આવ્યું છે. આમ અહીં ચાર રીતે અપભાષણ છે. (સરખાવો : "**तत्र केचिदाहुः 'है हे प्रयोगे हैहयोः' इति प्लुते प्रकृतिभावे च कर्तव्ये तदकरणं म्लेच्छनम् इति । पदद्विर्वचने कार्ये वाक्यद्विर्वचनं लत्वं च म्लेच्छनम् इत्यपरे ॥**" – **प्रदीपः, तत्रैव** ) બાકીના દોષોનું સમાધાન આપી શકાય તેમ છે; એમ માની નાગેશે **र**ને બદલે **ल्**નું ઉચ્ચારણ એ જ એકમાત્ર અપભાષણ છે; એમ જણાવ્યું છે.

આવા અપશબ્દના (અથવા એમ કહો સાધુ શબ્દના અશુદ્ધ) ઉચ્ચારણથી શ્રોતાને અભીષ્ટ શબ્દનો બોધ થતો ન હોવાથી, તેનો અર્થ પણ સમજાતો નથી. આથી અપશબ્દનું ઉચ્ચારણ ન કરવા ભાર મૂકીને સાધુ શબ્દોનું, શુદ્ધ ઉચ્ચારણ કરવા જણાવાયું છે. યજ્ઞકર્મમાં તો આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની હોય છે. છતાં જો મ્લેચ્છ = અપશબ્દોનો પ્રયોગ કરીએ; તો આપણે ખુદ પણ મ્લેચ્છ બની જઈએ. મ્લેચ્છ = અપશબ્દનો પ્રયોગ કરનાર ન બનીએ—એ આપણા માટે ઈષ્ટ છે. આ સ્થિતિમાં અપશબ્દનો પ્રયોગ ત્યારે જ અટકી શકે છે કે જ્યારે વક્તાને સાધુ શબ્દોનું જ્ઞાન હોય. સાધુ શબ્દોનું જ્ઞાન વ્યાકરણથી થતું હોવાને લીધે, 'વ્યાકરણ ભણવું જોઈએ', એવું પ્રતિપાદિક કરવાનો અહીં ભાષ્યકારનો આશય છે.

**दुष्टः शब्दः ।**

**दुष्टः शब्दः स्वरतो वर्णतो वा मिथ्या प्रयुक्तो न तमर्थमाह । स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रुः स्वरतो ऽपराधादिति ॥ दुष्टाञ्शब्दान्मा प्रयुक्ष्महीत्यध्येयं व्याकरणम् ॥ दुष्टः शब्दः ॥**



સ્વર કે વર્ણ થકી દુષ્ટ = અશુદ્ધ શબ્દ, સરખી રીતે પ્રયુક્ત ન થયો હોવાથી એના (વાસ્તવિક) અર્થને કહી શકતો નથી. આથી આવો શબ્દ વાણીનું વજ્ર (અથવા વાણીરૂપી વજ્ર) બનીને યજમાનનો નાશ કરે છે. જેમ કે – **इन्द्रशत्रुः**– એ શબ્દના પ્રયોગે સ્વરના અપરાધને લીધે (યજમાનનો નાશ કર્યો હતો.) આપણે પણ દુષ્ટ = અશુદ્ધ, અસાધુ શબ્દોનો પ્રયોગ ન કરીએ; એ માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** બ્રાહ્મણગ્રન્થોમાં મળતી આખ્યાયિકાનો સન્દર્ભ આપીને વ્યાકરણના અધ્યયનનું અહીં પ્રયોજન બતાવવામાં આવી રહ્યું છે. આખ્યાયિકા કંઈક આ મુજબ છે—ત્વષ્ટા નામનો અસુર દેવોથી હાર પામ્યો. આ હારનો બદલો વાળવા અને દેવો ઉપર વિજય મેળવવા ત્વષ્ટાએ 'વૃત્ર' નામના અસુરને ઉત્પન્ન કર્યો. આ વૃત્રે ઈન્દ્ર વગેરે દેવોની સાથે યુદ્ધ કરતાં પહેલાં, પોતાના બળની વૃદ્ધિ થાય, એવી કામનાથી એક યજ્ઞ કર્યો. તેમાં '**इन्द्रशत्रुर्वर्धस्व**'—એવા મન્ત્રનો પ્રયોગ હતો; જેમાં **इन्द्रस्य शत्रुः = शातयिता** એમ ષષ્ઠી તત્પુરુષ સમાસ માની 'ઈન્દ્રનો શત્રુ = શાતયિતા અર્થાત્ નાશ કરનાર, વૃત્ર વૃદ્ધિ પામો'—એવો અર્થ ઈષ્ટ હતો; અને એ માટે **इन्द्रशत्रुः**માં ( **इन्द्रशत्रुः** એમ) અન્તોદાત્ત સ્વર રાખીને પ્રયોગ કરવાનો હતો. પરન્તુ આ વૃત્તાસુરે એને બદલે **इन्द्रशत्रुः**માં ( **इन्द्रशंत्रुः** એમ) પૂર્વપદપ્રકૃતિ સ્વર રાખીને, પ્રયોગ કર્યો. આ સ્વર મુજબ અહીં **इन्द्रोऽस्य शत्रुः*** **शातयिता** અર્થાત્ 'ઈન્દ્ર આનો શાતયિતા = શમન કે નાશ કરનાર છે; તેનો વૃત્ર વધે' એવો અર્થ સમજાયો. આમ વૃત્રે કરેલા યજ્ઞનું ફળ આ સ્વરના અપરાધથી વૃત્રને ન મળતાં, એના શત્રુ એવા ઈન્દ્રને મળ્યું. આથી વૃત્રની વૃદ્ધિ થઈ ખરી, પણ યુદ્ધમાં નિર્ણાયક તબક્કે તેનો શમન કરતા = શત્રુ તો ઈન્દ્ર જ રહ્યો. આથી વૃત્ર વૃદ્ધિ પામ્યો હોવા છતાં વજ્રના પ્રહારથી ઈન્દ્રના હાથે શમન = નાશ પામ્યો.

આ ઘટનામાં થયું તેમ આપણા કોઈ અભીષ્ટ કાર્યમાં ન થાય; એટલે કે વ્યાકરણના જ્ઞાનના અભાવે સ્વર કે વર્ણનો દોષ થઈને અહિત ન થાય, તે માટે વ્યાકરણ ભણવું જોઈએ.

---

★ **शत्रु** એ શબ્દ બે પ્રકારનો છે. (૧) રૂઢિ અને (૨) યૌગિક કે ક્રિયાશબ્દ. રૂઢ એવા **शत्रु** શબ્દનો અર્થ 'અમિત્ર' (કે મિત્રનો વિરોધી) છે; જ્યારે યૌગિક એવા 'શત્રુ' શબ્દનો અર્થ શમન કરનાર કે નાશ કરનાર એવો છે. અહીં રૂઢ શબ્દ ન લેતાં યૌગિક શત્રુ શબ્દ લેવાનો છે. જો રૂઢ અર્થ લઈએ; તો તત્પુરુષ અને બહુવ્રીહિ સમાસમાં કોઈ અર્થ ભેદ રહેતો નથી. (જુઓ– **तत्र इन्द्रस्य शमयिता शातयिता वा भवेति क्रियाशब्दोऽत्र शत्रुशब्दाश्रितो न तु रूढिशब्दः । तदाश्रयणे हि बहुव्रीहितत्पुरुषयोरर्थाभेदः ॥ – प्रदीपः** )

યદ્યપિ આ ઉદાહરણ વૈદિક શબ્દ–પ્રયોગને લગતું છે; છતાં પણ તે લૌકિક શબ્દ પ્રયોગને વિશે પણ લાગુ પડે છે. પાણિનીય શિક્ષામાં **'मन्त्रो हीनः'** એવા પ્રારંભિક શબ્દો સાથેનો પાઠ છે; જ્યારે ભાષ્યમાં **'दुष्टः शब्दः'** એવો પ્રારંભિક પાઠ સ્વીકારાયો છે; જે આ બાબતનું પ્રમાણ છે. પા. અષ્ટાધ્યાયીમાં આવતી સ્વરવ્યવસ્થા વૈદિક અને લૌકિક બન્ને પ્રકારના શબ્દો માટે છે. (જુઓ– **'अनुदात्तौ सुप्पितौ** । પા. ૩.૧.૩ વગેરે સૂત્રો.)

**यदधीतम् ।**

**यदधीतमविज्ञातं निगदेनैव शब्द्यते ।**
**अनग्नाविव शुष्कैधो न तज्ज्वलति कर्हिचित् ॥**
**तस्मादनर्थकं माधिगीष्महीत्यध्येयं व्याकरणम् ॥ यदधीतम् ॥**

**'यदधीतम्'**–જેનું અધ્યયન કર્યું છે; પરંતુ અર્થ જાણ્યો નથી, માત્ર શબ્દના રૂપમાં જ તે ઉચ્ચરિત થઈ શકે છે; (એવું) એ (અધ્યયન) જેમ સૂકું લાકડું અગ્નિ વિના સળગી શકતું નથી; તેમ (તે રીતનું અધ્યયન પણ) પ્રકાશમાન થતું નથી. (અર્થાત્ નિષ્ફળ બની રહે છે.) આપણે અર્થજ્ઞાન વગરનું અધ્યયન ન કરીએ; તે માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**विमर्श :** પ્રકૃતિ અને પ્રત્યયના વિભાગ વડે આ વ્યાકરણ શાસ્ત્ર જે તે શબ્દના અર્થનું પણ જ્ઞાન કરાવે છે. આથી શબ્દનું અધ્યયન માત્ર શબ્દનું જ ન રહીને અર્થજ્ઞાન સાથેનું અધ્યયન બની રહે છે; એ રીતનું વ્યાકરણાધ્યયનનું અહીં પ્રયોજન બતાવવામાં આવ્યું છે.

**यस्तु प्रयुङ्क्ते ।**

**यस्तु प्रयुङ्क्ते कुशलो विशेषे शब्दान्यथावद्व्यवहारकाले ।**
**सो ऽनन्तमाप्नोति जयं परत्र वाग्योगविद्दुष्यति चापशब्दैः ॥**

**कः । वाग्योगविदेव । कुत एतत् । यो हि शब्दाञ्जानात्यपशब्दानप्यसौ जानाति । यथैव हि शब्दज्ञाने धर्म एवमपशब्दज्ञाने ऽप्यधर्मः । अथवा भूयानधर्मः प्राप्नोति । भूयांसो ऽपशब्दा अल्पीयांसः शब्दाः । एकैकस्य हि शब्दस्य बहवोऽपभ्रंशाः । तद्यथा । गौरित्यस्य शब्दस्य गावी गोणी गोता गोपोतलि-**



**केत्येवमादयो ऽपभ्रंशाः । अथ यो ऽवाग्योगवित् । अज्ञानं तस्य शरणम् ।**

જે કુશળ માણસ વિશેષ વ્યવહારકાળમાં શબ્દોનો યોગ્ય રીતે પ્રયોગ કરે છે; તે (શબ્દપ્રયોગ કરવામાં કુશળ માણસ) પરત્ર (= પરજન્મમાં, સ્વર્ગમાં) અનન્ત જયને પ્રાપ્ત કરે છે અને (આવો) વાગ્યોગવિત્ (અર્થાત્ વાણીના યથાયોગ્ય વ્યવહારને જાણનાર માણસ) અપશબ્દો(ના જ્ઞાન)થી દોષી ઠરે છે.

**પ્રશ્ન :** કોણ દોષી ઠરે છે ?

**ઉત્તર :** વાગ્યોગવિત્ (અર્થાત્ જે વાણીના યથાયોગ્ય વ્યવહારને જાણનાર માણસ છે, તે) જ.

**પ્રશ્ન :** એમ શાથી ?

**ઉત્તર :** જે શબ્દને જાણે છે, તે (આ અપશબ્દ છે, એમ) અપશબ્દોને પણ જાણે છે. હવે જેમ શબ્દના જ્ઞાનમાં ધર્મ થાય છે, તેમ અપશબ્દના જ્ઞાનમાં અધર્મ પણ થાય છે. અથવા (હકીકત તો એ છે કે) વધારે એવો અધર્મ જ પ્રાપ્ત થાય છે. (કેમકે) અપશબ્દો (સંખ્યામાં) વધારે છે અને શબ્દો ઓછા છે. એક એક શબ્દના અનેક અપભ્રંશ (= અપશબ્દો) છે. જેમ કે – **'गौः'** એ એક શબ્દના **गावी, गोणी, गोता, गोपोतलिका** વગેરે અનેક અપભ્રંશો છે. (આ સ્થિતિમાં) હવે જે વાગ્યોગવિત્ નથી, (તે દોષી ઠરતો નથી, કેમ કે) અજ્ઞાન (અપશબ્દોનું અજ્ઞાન) એનું શરણ બની રહે છે.

**विमर्श :** કુશળ એટલે પ્રકૃતિ–પ્રત્યયના સંયોજન વગેરે વ્યાકરણશાસ્ત્રે બતાવેલા સંસ્કારોને જાણનાર માણસ. આવો કુશળ માણસ વિશેષ વ્યવહારકાળમાં શબ્દોનો ઉચિત પ્રયોગ કરી જાણે છે; તે જ જય પામી શકે છે; એવો અભિપ્રાય બતાવી વ્યાકરણના અધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવી રહ્યું છે. શબ્દપ્રયોગના સામાન્ય વ્યવહારની વાત જુદી છે; અને વિશેષ વ્યવહારની વાત જુદી છે. અહીં વિશેષ વ્યવહારની વાત કરી છે. એનું તાત્પર્ય એ છે કે જે શબ્દ કોઈ અર્થવિશેષમાં સાધુ હોય છે; તે જ શબ્દ અર્થાન્તરમાં અસાધુ બની જતો હોય છે. જેમ કે **अस्व** એ શબ્દ ધનરહિત એ અર્થમાં તો સાધુ છે, પરંતુ **अश्व** (= ઘોડો) એ અર્થમાં અસાધુ છે.★ એટલે વક્તાએ વ્યવહારકાળમાં ખૂબ જ સાવચેતીપૂર્વક શબ્દોનો

★ સરખાવો–**विशेष इति** । स एव शब्दः क्वचिदर्थे केनचिन्निमित्तेन प्रयुक्तः साधुः अन्यथा त्वसाधुः । यथा 'अस्व' शब्दो धनाभावनिमित्तकः साधुः जाति–निमित्तकोऽसाधुः ॥ **– प्रदीपः, तत्रैव.**

પ્રયોગ કરવો જોઈએ; જેથી એનો અભ્યુદય થાય. આમ ત્યારે જ થઈ શકે કે જ્યારે વ્યાકરણશાસ્ત્રનું અધ્યયન કર્યું હોય.

અપશબ્દના (જ્ઞાન અને) પ્રયોગથી કોણ દોષી ઠરે છે ? એવો પ્રશ્ન કરી, એના ઉત્તરમાં **वाग्योगवित्**નો નિર્દેશ કરવામાં આવ્યો છે. આના સમર્થન માટે 'અપશબ્દોની અધિકતા' તરફ ધ્યાન દોરવામાં આવ્યું છે. એનો આશય એ છે કે જે માણસ એક સાધુ શબ્દને, જાણે છે; તેને એક ધર્મ થાય છે; પણ આ એક સાધુ શબ્દોના જે અનેક અપશબ્દો છે; તેનું પણ તે માણસને જ્ઞાન થઈ જતું હોવાથી, આવા અનેક = વધારે અપશબ્દોના જ્ઞાનથી તેને અનેક = વધારે અધર્મ પણ થાય છે. આમ **वाग्योगवित्** માણસ જ (વાગ્યોગવિત્ હોવાને લીધે) દોષી ઠરે છે. આની સામે જે અવાગ્યોગવિત્ છે; તે એક જ શબ્દને જાણતો હોવાથી જો તે ખરેખર સાધુશબ્દ હોય, તો ધર્મ અને અપશબ્દ હોય તો અધર્મ (અર્થાત્ સંખ્યાની દૃષ્ટિએ જોઈએ, તો એક જ ધર્મ કે એક જ અધર્મ) પ્રાપ્ત કરે છે. આમ આવા માણસને એનું અજ્ઞાન શરણ બનીને (વધારે અધર્મની પ્રાપ્તિથી) બચાવી લે છે.

આ રીતનો વિચાર કર્યા પછી, હવે આ વિચારની સમીક્ષા કરતાં ભાષ્યકાર જણાવે છે કે –

**नात्यन्तायाज्ञानं शरणं भवितुमर्हति । यो ह्यजानन्वै ब्राह्मणं हन्यात्सुरां वा पिबेत्सो ऽपि मन्ये पतितः स्यात् । एवं तर्हि 'सो ऽनन्तमाप्नोति जयं परत्रवाग्योगविद्दुष्यति चापशब्दैः ।' कः । अवाग्योगविदेव । अथ यो वाग्योगवित् । विज्ञानं तस्य शरणम् ॥**

અજ્ઞાન, એનું (= અવાગ્યોગવિત્નું) અત્યંત શરણ બની શકે નહીં. (કેમ કે જેમ) જે (આ બ્રાહ્મણ છે અને આ સુરા છે–એમ) ન જાણતો હોય અને બ્રાહ્મણને મારે અથવા સુરાનું પાન કરે; તો પણ તે પતિત બને છે; એમ મનાય છે.

તો પછી, (ઉપર્યુક્ત કારિકાના ઉત્તરાર્દ્ધને આ રીતે વાંચીશું–) "…..તે પરત્ર અનન્ત જયને પામે છે, પણ (અવાગ્યોગવિત્ છે, તે) અપશબ્દના પ્રયોગથી દોષી ઠરે છે."

**પ્રશ્ન :** કોણ દોષી ઠરે છે ?

**ઉત્તર :** જે અવાગ્યોગવિત્ છે તે.

(આ સ્થિતિમાં) જે વાગ્યોગવિત્ છે; (તે દોષી ઠરતો નથી, કેમ કે) વિજ્ઞાન તેનું શરણ બની રહે છે.



**विमर्श :** પ્રસ્તુત '**यस्तु प्रयुङ्क्ते.....०** ।' શ્લોકમાં **प्रयुङ्क्ते, आप्नोति** અને **दुष्यति**–એમ ત્રણ ક્રિયાપદો છે. ઉપર જે અર્થઘટન આપવામાં આવ્યું હતું; તેમાં આ ત્રણેય ક્રિયાઓનો કર્તા 'વાગ્યોગવિત્' સ્વીકારવામાં આવ્યો હતો. અને તે મુજબ વાગ્યોગવિત્ માણસ જો શબ્દનો પ્રયોગ કરે (**प्रयुङ्क्ते**) તો તે પરત્ર જયને પામે છે (**आप्नोति**) અને જો તે અપશબ્દનો પ્રયોગ કરે, તો તે દ્વારા તે દોષી ઠરે છે (**दुष्यति**) એમ જણાવ્યું છે. જ્યારે જે વાગ્યોગવિત્ નથી; તેવા માણસનું અજ્ઞાન શરણ છે; એમ જણાવી તેને ઉપર કરેલા વિચારમાં દોષમુક્ત જાહેર કરાયો હતો. પરંતુ આમ વાગ્યોગવિત્ને દોષયુક્ત (= દોષિત) અને અવાગ્યોગવિત્ને દોષમુક્ત (= અદોષિત) કહેવાથી તો વ્યાકરણના અધ્યયનનું પ્રયોજન જ ભાંગી પડે એમ છે. કેમકે વાગ્યોગવિત્ થવા માટે જ વ્યાકરણનું અધ્યયન કરવાનું છે. અર્થાત્ અવાગ્યોગવિત્ રહેવાથી અજ્ઞાન શરણ બનીને, માણસને દોષમુક્ત રાખવાનું હોય, તો વ્યાકરણ ભણી વાગ્યોગવિત્ થવાનો ઉપક્રમ કરવાનો જરૂરી રહેતો નથી.

પૂર્વપક્ષની આ વાત સિદ્ધાંતીને ઉચિત જણાતી નથી. આથી તે સિદ્ધાંત પક્ષમાં શ્લોકના ઉત્તરાર્દ્ધનો નીચે મુજબ અર્થ વિચારે છે. જેમ કે – '**दुष्यति**' ક્રિયાનો અર્થાનુરૂપકર્તા **अवाग्योगवित्** અધ્યાહૃત કરીને – "જે અવાગ્યોગવિત્ છે; તે (શબ્દોના જ્ઞાનના અભાવે) અપશબ્દોના પ્રયોગ વડે દોષી ઠરે છે."

એ પછી–"જે વાગ્યોગવિત્ છે, તે વ્યવહારમાં અપશબ્દોનો પ્રયોગ કરતો નથી, પરિણામે દોષી ઠરતો નથી; આમ વિજ્ઞાન તેનું શરણ બની રહે છે."– એવો સિદ્ધાંત સ્થાપે છે.

વિજ્ઞાન વાગ્યોગવિત્નું શરણ એ રીતે બની રહે છે કે શબ્દને જાણનાર જો કે અપશબ્દને પણ જાણે છે ખરો, પણ પ્રયોગ તો તે માત્ર શબ્દનો જ કરે છે; અપશબ્દનો નહીં. આમ 'વિજ્ઞાન'ને લીધે શબ્દનું જ્ઞાન અને એનો જ પ્રયોગ કરવામાં આવતો હોવાથી વાગ્યોગવિત્ને દોષી ન ઠરાવા માટે 'વિજ્ઞાન' શરણ બની રહે છે.

**क्व पुनरिदं पठितम् । भ्राजा नाम श्लोकाः । किं च भोः श्लोका अपि प्रमाणम् । किं चातः । यदि प्रमाणमयमपि श्लोकः प्रमाणं भवितुमर्हति ।**

**यदुदुम्बरवर्णानां घटीनां मण्डलं महत् ।**
**पीतं न गमयेत्स्वर्गं किं तत्क्रतुगतं नयेदिति ॥**

**प्रमत्तगीत एष तत्रभवतो यस्त्वप्रमत्तगीतस्तत्प्रमाणम् ॥ यस्तु प्रयुङ्क्ते ॥**

**પ્રશ્ન :** આ (વચન) ક્યાં ભણવામાં આવ્યું છે ?

**ઉત્તર :** **भ्राज**[1] નામે શ્લોકો છે; તેમાં.

**અરે, કંઈ શ્લોકો પણ પ્રમાણ બની શકે છે ?**

**તો વળી શું ?**

જો શ્લોકો પણ પ્રમાણ બની શકતા હોય, તો આ શ્લોક પણ પ્રમાણ બની શકે ખરો ! –

"જે ઉદુમ્બર (ઉમરાનાં ફળ)ના રંગવાળા ઘડાઓના સમૂહને પીધાથી (આવું સુરાપાન) સ્વર્ગમાં ન મોકલે; તો ક્રતુગત (, વું સ્વલ્પ પ્રમાણનું સુરાપાન સ્વર્ગને) શું પ્રાપ્ત કરાવશે ?"

આપનું આ વચન પ્રમત્તગીત (પ્રમાદીએ ગાયેલું–કહેલું) છે. જે અપ્રમત્ત (= આપ્ત પુરુષે, અપ્રમાદીએ ગાયેલું–કહેલું) ગીત છે, તે પ્રમાણ હોઈ શકે છે.

**વિમર્શ :** જે શ્લોક ટાંકીને વ્યાકરણાધ્યયનનું પ્રયોજન કહેવામાં આવી રહ્યું છે; તે ક્યાંનો છે ? એવો પ્રશ્ન કરી એના ઉત્તરમાં **भ्राज** નામના શ્લોક–સંગ્રહ તરફ આપણું ધ્યાન દોરવામાં આવ્યું છે. કૈયટ વગેરે જણાવે છે તેમ વાર્તિકકાર કાત્યાયને **भ्राज** એ નામથી શ્લોકોનું નિબન્ધન કર્યું હતું; જેને પ્રામાણિક માની તેમાંથી આ **यस्तु प्रयुङ्क्ते....... ०॥** શ્લોક ભાષ્યકારે અહીં રજુ કર્યો છે. દુર્ભાગ્યે આજે આવો કોઈ ગ્રંથ ઉપલબ્ધ થતો નથી.

**अविद्वांसः ।**

**अविद्वांसः प्रत्यभिवादे नाम्नो ये न प्लुतिं विदुः ।**
**कामं तेषु तु विप्रोष्य स्त्रीष्विवायमहं वदेत् ॥**

**–अभिवादे स्त्रीवन्मा भूमेत्यध्येयं व्याकरणम् ॥ अविद्वांसः ॥**

**अविद्वांसः ।** જે અવિદ્વાનો (= વ્યાકરણ ન જાણનારા માણસો) પ્રત્યભિવાદન (એટલે કે કોઈ અન્ય વ્યક્તિએ કરેલા અભિવાદનના જવાબમાં કરવામાં આવતું અભિવાદન અર્થાત્ વડીલ તરીકે ઉચ્ચારાતા આશીર્વચન)માં નામ પદનું પ્લુત

૧. કૈયટે જણાવ્યું છે તેમ વાર્તિકકાર કાત્યાયને **भ्राज** નામના શ્લોકોનું નિબન્ધન કર્યું હતું. આજે આવો કોઈ શ્લોક–સંગ્રહ પ્રાપ્ય નથી. (સરખાવો–**कात्यायनोपनिबद्धभ्राजाख्यश्लोकमध्यपठितस्य त्वस्य श्लोकस्य.....॥ इत्यादि ।**)



ઉચ્ચારણ કરવાનું જે જાણતા નથી; તેમના વિશે પ્રવાસથી પાછા ફરેલા (શિષ્યે), સ્ત્રીઓને કરવામાં આવતા અભિવાદનની જેમ (**अयमहमभिवादये**–'આ હું અભિવાદન કરું છું' એટલો જ) પ્રયોગ કરવાનો હોય છે; તેમ જ કરવો.

આમ અભિવાદનમાં આપણે (શિષ્યો દ્વારા) સ્ત્રીવત્ (સ્ત્રીની સાથે કરવામાં આવતા અભિવાદન–વ્યવહારની જેમ) ન બનીએ; માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** અભિવાદન કર્યા પછી એના જવાબમાં અભિવાદન પામેલ વ્યક્તિ તરફથી જે આશીર્વાદ કે અભિવાદન આપવામાં આવે છે તે પ્રત્યભિવાદન છે. પરંપરા મુજબ આવા પ્રત્યભિવાદનમાં અભિવાદન કરનારના નામનું ઉચ્ચારણ કરવાનું હોય છે. અને એ વખતે, તેના નામના અંતિમ અક્ષરને પ્લુત બોલવાનો હોય છે. જેમકે–ગુરુ કે એવા જ કોઈ વડીલને દેવદત્ત નામનો માણસ અભિવાદન કરે, ત્યારે '**अभिवादये देवदत्तोऽ हं भोः**'–એમ પોતાના નામ–ઉચ્ચાર સાથે બોલે છે. આ અભિવાદનના જવાબમાં એટલે કે પ્રત્યભિવાદનમાં ગુરુ કે એવા જ કોઈ વડીલ થકી '**आयुष्मान् एधि देवदत्त ३**' । એમ દેવદત્ત એ નામના અંતમાં પ્લુત ઉચ્ચારવામાં આવે છે. (જુઓ–**प्रत्यभिवादेऽशूद्रे** । પા. ૮.૨.૮૩; સૂત્રાર્થ : પ્રત્યભિવાદ એટલે અભિવાદન કરવામાં આવતા ગુરુજન આશી આપે તે. આ પ્રત્યભિવાદનના વિષયમાં અશૂદ્રની બાબતમાં જે વાક્ય હોય, તેનો **टि** ભાગ પ્લુત અને ઉદાત્ત થાય છે.) હવે જે માણસ વ્યાકરણ ભણ્યો નથી અને તેથી પ્રત્યભિવાદનમાં પ્લુત કરવાનું જાણતો નથી; એવા વડીલને; સ્ત્રીઓને અભિવાદન કરતી વખતે જેમ **अयम् अहम् अभिवादये** । એવું નામોચ્ચાર વિનાનું સાદું વાક્ય બોલવામાં આવે છે; તેમ **अयम् अहम् अभिवादये** । એમ સાદું વાક્ય બોલીને જ અભિવાદન કરવું; કે જેથી આ વડીલ–અવિદ્વાન્‌ને પ્રત્યભિવાદનમાં પ્લુત કરવાનું આવડતું ન હોઈ, તેમ કરવાની તસ્દી લેવી પડે નહીં !

આમ વ્યાકરણ ન ભણનાર વડીલને સ્ત્રીવત્ અભિવાદન કરવાની જે અવસ્થા છે; તે આપણને પ્રાપ્ત ન થાય, તે માટે વ્યાકરણ ભણવું જોઈએ. જો આપણે વ્યાકરણ ભણ્યા હોઈશું, તો અભિવાદન કરનાર એ સમજી શકશે કે આ અભિવાદનપાત્ર વડીલ, પ્રત્યભિવાદનમાં પ્લુત–ઉચ્ચાર કરી મને આશીર્વાદ કે અભિવાદન આપી શકશે–એટલે અભિવાદન કરનાર શિષ્ય પોતાના નામ–ઉચ્ચાર સાથેનું અભિવાદન કરશે; અને આપણે સ્ત્રીવત્ અભિવાદનથી બચી જઈશું. (આપણું અપમાન નહીં થાય અને મોભો જળવાઈ રહેશે.) માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**विभक्तिं कुर्वन्ति । याज्ञिकाः पठन्ति - 'प्रयाजाः सविभक्तिकाः कार्या' इति । न चान्तरेण व्याकरणं प्रयाजाः सविभक्तिकाः शक्याः कर्तुम् ॥ विभक्तिं कुर्वन्ति ॥**

**विभक्तिं कुर्वन्ति**–યાજ્ઞિક લોકો ભણે છે–'પ્રયાજોને વિભક્તિથી યુક્ત બનાવવા જોઈએ.' વ્યાકરણના અધ્યયન વિના પ્રયાજોને વિભક્તિથી યુક્ત બનાવી શકાતા નથી. (માટે વ્યાકરણ ભણવું જોઈએ.)

**विमर्श** : 'પ્રયાજ' અને 'અનુયાજ' એ યજ્ઞીય કર્મકાંડના પારિભાષિક શબ્દો છે. પ્રધાન યાગની પૂર્વે આપવામાં આવતી યજ્ઞાઙ્ગભૂત આહુતિઓને પ્રયાજ કહે છે; જ્યારે પ્રધાન યાગની અંતમાં આપવામાં આવતી આહુતિઓને અનુયાજ કહે છે. (પાણિનિએ પણ યજ્ઞાઙ્ગ તરીકે 'પ્રયાજ' અને 'અનુયાજ' એ બે શબ્દોની રૂપસિદ્ધિ માટેની વિશિષ્ટ વ્યવસ્થા = નિપાતન આપ્યું છે. જુઓ–**प्रयाजानुयाजौ यज्ञाङ्गे** । પા. ૭.૩.૬૨) આ પ્રયોજો (અને અનુયાજોને પણ) વિભક્તિયુક્ત કરવાના હોય, ત્યારે વ્યાકરણશાસ્ત્રના અધ્યયનની આવશ્યકતા સમજી શકાય એમ છે. વ્યાકરણના અધ્યયન વિના વિભક્તિઓના જ્ઞાનના અભાવે પ્રયાજોને વિભક્તિયુક્ત કરી શકાશે નહીં; એમ જણાવી વ્યાકરણાધ્યયનનું અહીં પ્રયોજન બતાવવામાં આવ્યું છે.

અહીં 'વિભક્તિ' એટલે પ્રથમાદિ સાત વિભક્તિઓ નહીં, બલ્કે આ 'વિભક્તિ' સંજ્ઞા પણ યાજ્ઞિકોની પરિભાષિક સંજ્ઞા છે; એવું યુધિષ્ઠિર મીમાંસકે માન્યું છે; અને એની વિગતે વિચારણા કરી છે. (જુઓ–**पातञ्जल–महाभाष्यम्**; પૃ. ૨૫.)

**यो वा इमाम् । यो वा इमां पदशः स्वरशो ऽक्षरशो वाचं विदधाति स आर्त्विजीनः । आर्त्विजीनाः स्यामेत्यध्येयं व्याकरणम् ॥ यो वा इमाम् ॥**

**यो वा इमाम्**–જે આ વાક્ (= વેદવાણી)ને પદશઃ, સ્વરશઃ અને અક્ષરશઃ (જાણતો, એને) વિશેષરૂપથી ધારણ કરે છે; તે આર્ત્વિજીન = ઋત્વિક્ કર્મને યોગ્ય બને છે.

આપણે પણ ઋત્વિક્ કર્મને યોગ્ય બનીએ; એ માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**विमर्श** : '**ऋत्विजमर्हति = आर्त्विजीनः**' એ રીતની વ્યુત્પત્તિ લઈએ તો 'જે ઋત્વિક્‌ને પામે છે, તે' = યજમાન એમ અર્થ થાય છે. જ્યારે '**ऋत्विक्**



**कर्मार्हति = आर्त्विजीनः**' એ રીતની વ્યુત્પત્તિ લઈએ તો 'જે ઋત્વિક્‌નાં કર્મને પાત્ર છે; તે = યાજક એવો અર્થ થાય છે. યજમાન કે યાજક બન્નેમાંથી ગમે તે બનવું હોય, તો વેદવાણીના દરેક પદને, દરેક સ્વરને અને દરેક અક્ષરને પૂર્ણ રીતે જાણવો પડે અને એને ધારણ કરવો પડે; કે જેથી યજ્ઞક્રિયામાં તેનો શુદ્ધ રીતે ઉપયોગ થતાં ઇષ્ટફળની પ્રાપ્તિ થાય. મન્ત્રનાં (સુબન્ત અને તિઙન્ત એ) પદ, (ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત વગેરે) સ્વર અને (તમામ વર્ણ =) અક્ષરનું સંપૂર્ણ જ્ઞાન વ્યાકરણના અધ્યયનથી થતું હોવાથી, આર્ત્વિજીન બનવું હોય, તો વ્યાકરણ ભણવું જોઈએ, એમ ભાષ્યકાર જણાવે છે.

**चत्वारि ।**

**चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्तासो अस्य ।**
**त्रिधा बद्धो वृषभो रोरवीति महो देवो मर्त्याँ आविवेश ॥**

**चत्वारि शृङ्गाणि चत्वारि पदजातानि नामाख्यातोपसर्ग-निपाताश्च । त्रयो अस्य पादास्त्रयः काला भूतभविष्यद्वर्तमानाः । द्वे शीर्षे द्वौ शब्दात्मानौ नित्यः कार्यश्च । सप्त हस्तासो अस्य सप्त विभक्तयः । त्रिधा बद्धस्त्रिषु स्थानेषु बद्ध उरसि कण्ठे शिरसीति । वृषभो वर्षणात् । रोरवीति शब्दं करोति । कुत एतत् । रौतिः शब्दकर्मा । महो देवो मर्त्याँ आविवेशेति । महान्देवः शब्दः । मर्त्या मरणधर्माणो मनुष्याः । तानाविवेश । महता देवेन नः साम्यं यथा स्यादित्यध्येयं व्याकरणम् ॥**

**चत्वारि** (આ પ્રતીક વડે સૂચિત ઋચા આમ છે –)

"એના ચાર શીંગડાં છે; ત્રણ પગ છે; બે માથાં છે અને સાત હાથ પણ છે. વળી, ત્રણ સ્થળેથી બંધાયેલો આ વૃષભ શબ્દ કરે છે. આ મહાન્ (શબ્દરૂપી) દેવ મર્ત્યલોકમાં પ્રવેશેલો છે. (– ઋ. ૪.૫૮.૩)

આ (ઋચાના વર્ણનમાં આવતા) ચાર શીંગડાં તે ચાર પ્રકારના પદો–નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત છે. ત્રણ પગ એ ત્રણ કાળ–ભૂત, વર્તમાન અને ભવિષ્ય છે. બે માથાં એ બે શબ્દના સ્વરૂપ (એટલે કે) નિત્ય અને કાર્ય છે. આના સાત હાથ તે સાત વિભક્તિઓ છે. છાતી, માથુ અને કંઠ–એ ત્રણ સ્થળેથી બંધાયેલો છે. (આવો આ શબ્દરૂપી વૃષભ) વરસતો હોવાથી વૃષભ કહેવાય છે. **रोरवीति**નો અર્થ છે – 'શબ્દ કરે છે.'

આવો અર્થ કેવી રીતે થાય ?

**'रा'** ધાતુ શબ્દકર્મા (શબ્દ કરવો–એવો અર્થ ધરાવે) છે.

આ મહાન દેવ મર્ત્યોમાં પ્રવેશ પામેલો છે. આ મહાદેવ 'શબ્દ' છે. એ મર્ત્ય (એટલે કે) મરણ પામવાના ધર્મવાળા જે મનુષ્યો છે; તેમનામાં પ્રવેશેલો છે. આવા મહાન્ દેવની સાથે (= શબ્દની સાથે) આપણું સામ્ય થાય, તે માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** શબ્દને વૃષભનું રૂપક આપીને વ્યાકરણાધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવી રહ્યું છે. શબ્દને લગતી વિવિધ બાબતોને વૃષભના અંગોની સંખ્યા સાથે સાંકળી લઈ, એ બાબતોની સંખ્યા કે પ્રકાર સૂચવવાનો અહીં ખાસ ઉપક્રમ છે. જેમકે–અહીં વર્ણન પામેલા વૃષભને ચાર શીંગડાં છે; તે (શીંગડાંની) ચાર સંખ્યાને શબ્દરૂપી વૃષભના સંદર્ભમાં વિચારતાં ચાર પ્રકારના પદ–નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત સાથે જોડી દેવામાં આવી છે. આ મુજબ પદોના ચાર પ્રકાર છે; એવો મત પ્રકટ થાય છે. અલબત્ત, આ પ્રાચીન આચાર્યોનો મત છે. નિરુક્તમાં યાસ્કાચાર્યે પણ આ ચાર પ્રકાર કહ્યા છે; પરંતુ પાણિનિએ તો સુબન્ત અને તિઙન્ત–એમ પદોના બે જ પ્રકાર સ્વીકાર્યા છે. (જુઓ–**सुप्तिङन्तम् पदम्** । પા. ૧.૪.૧૪) તો વળી, આ સ્થળે નાગેશ ભટ્ટ એક વિશેષ બાબત જણાવતાં કહે છે કે ભાષ્યમાં **'नामाख्यातोपसर्गनिपाताश्च'** એમ કહ્યું હોવાથી અર્થાત્ **'नामाख्यात..........निपाताः'** એમ દ્વન્દ્વસમાસ હોવાથી જ **'च'** એ અવ્યયનો અર્થ (નામ અને આખ્યાત અને ઉપસર્ગ અને નિપાત–એમ) મળી જતો હોવા છતાં ફરી પાછો છેલ્લે **'च'** મૂક્યો છે; તે ઉપરથી **परा, पश्यन्ती, मध्यमा** અને **वैखरी** રૂપ પદસમૂહોનો આશય પણ અહીં લેવાનો સૂચવાય છે. **( भाष्ये 'पदजातानि' = परापश्यन्तीमध्यमा-वैखरीरूपाणि । अत एवाग्रे 'निपाताश्च' इति चकारः सङ्गच्छते । – उद्योत, तत्रैव )**

નિત્ય અને કાર્ય એવા બે શબ્દસ્વરૂપોને કૈયટ વ્યંગ્ય અને વ્યંજક તરીકે લે છે. **( नित्यः कार्यश्चेति व्यङ्ग्यव्यञ्जकभेदेन । – प्रदीप, तत्रैव )** એમાં વ્યઙ્ગ્ય એટલે વ્યક્ત થનાર અર્થાત્ કાન દ્વારા ગ્રહણ કરવામાં આવતા ધ્વનિસમુદાય = નાદથી વ્યક્ત થનાર (સ્ફોટ કે જે નિત્ય સ્વરૂપ છે, તે) અને વ્યંજક એટલે વ્યંગ્યને વ્યક્ત કરનાર ધ્વનિ કે જે કાન દ્વારા ગ્રહણ કરવામાં આવે છે, તે (ધ્વન્યાત્મક શબ્દ કે જે શબ્દનું કાર્યસ્વરૂપ છે, તે). નાગેશ 'વ્યંગ્ય'ને આન્તર (= અંદર રહેલો) અને વ્યંજકને વૈખરી રૂપ (= મુખ વડે ઉચ્ચારાતા અને કાન વડે ગ્રહણ થતા) શબ્દ તરીકે ઓળખાવે છે. **( व्यङ्गः = आन्तरः । व्यञ्जनः = वैखरीरूपः ॥ – उद्योत, तत्रैव )**



**કેટલાક આચાર્યો 'सप्तविभक्तयः'** એ પદથી **सुप्** વિભક્તિઓ સાથે **तिङ्** વિભક્તિઓનું* પણ પરિગ્રહણ થાય, એ માટે થોડુંક જુદું અર્થઘટન આપે છે. કૈયટ નોંધે છે તેમ 'સપ્ત વિભક્તિઓ' એમ કહેતાં ષષ્ઠ્યર્થ શેષ એક, અને કર્તા વગેરે કારકો છ–એમ સાતની સંખ્યા સમજવાની છે. અહીં 'કારક'થી **तिङ्** અને શેષ સિવાયનો **सुप्**–એમ બન્ને વિભક્તિઓનો સમાવેશ સમજી લેવાનો છે. **('सप्त विभक्तय इति ।' सुप इत्यर्थः । केचित्तु तिङामपरिग्रहप्रसङ्गात्सह शेषेण सप्त कारिकाणि विभक्तिशब्दाभिधेयानि–इति व्याचक्षते । – प्रदीपः, तत्रैव ).**

શબ્દના બંધન સ્થળો તરીકે **उरस्, शिरस्** અને **कण्ठ** એ ત્રણનો ઉલ્લેખ અહીં થયો છે. તેમાં **उरस्** કેવી રીતે શબ્દનું બંધન સ્થળ = ઉચ્ચારણ સ્થાન હોઈ શકે ? એવા સંભવિત પ્રશ્નના જવાબમાં નાગેશે યાજ્ઞવલ્ક્ય શિક્ષાશાસ્ત્ર (૨, ૫૭)નું **( हकारं पञ्चमैर्युक्तमन्तस्थाभिः संयुतम् । उरस्यं तं विजानीयात्....... ॥** અર્થાત્ વર્ગના પાંચમા ઙ્ ઞ્ ણ્ ન્ મ્–એ વર્ણોથી યુક્ત **हकार**ને અને અન્તસ્થ–ય્, ર્, લ્, વ્‌થી યુક્ત **हकार**ને **औरस्य** અર્થાત્ **उरःस्थानीय** માનવો.) પ્રમાણ ટાંકીને **उरस्**નો પણ સ્થાન તરીકે સ્વીકાર થયો હોવાનું જણાવ્યું છે. તો વળી, **कण्ठ** એ શબ્દથી મુખમાંના કંઠ ઉપરાંતના બીજા સ્થાનોનો પણ સમાવેશ થઈ જાય છે, એમ નાગેશ કહે છે.

(**वृषभ** શબ્દના મૂળમાં 'વરસવું' એ અર્થવાળો **वृष्** ધાતુ માનીને વિચાર કરવામાં આવે તો) વ્યાવહારિક જગત્‌નો વૃષભ પોતાનું મૂત્ર વર્ષાવીને ભૂમિને સીંચે છે; એટલે એને **वृषभ** કહેવાય; એ વાત વ્યાજબી છે; પણ અહીં જે શબ્દને 'વૃષભ' કહ્યો છે, તેનું શું ? નાગેશ જણાવે છે તેમ મેઘ જેમ પાણી વરસાવે, તેમ ચાર શીંગડા વગેરે વિશેષ ગુણો ધરાવતો આ (શબ્દ રૂપી વૃષભ) જ્ઞાનપૂર્વકના પ્રયોગ થકી અનેક કામનાઓનું દાન કરે છે; (= કામનાઓની પૂર્તિરૂપ વરસાદ વરસાવે છે). એટલે 'શબ્દ'ને પણ વૃષભ કહેવાય છે.

આવા બે શીંગડા, બે હાથ–પગ = ચાર પગ અને એક માત્ર કંઠથી બંધાયેલા લોક–વ્યવહારના વૃષભ કરતાં આ શબ્દરૂપી વૃષભ આ રીતે જુદો પડે છે. આ શબ્દ–વૃષભની સાથે આપણું સામ્ય થાય, ઐક્ય થાય, તે માટે વ્યાકરણશાસ્ત્ર ભણવું જોઈએ; એમ અહીં જણાવ્યું છે. યાસ્કાચાર્યે નિરુક્તમાં પણ આ ઋચાની વ્યાખ્યા કહી છે. ત્યાં તેમણે એ વ્યાખ્યા 'દેવયજ્ઞ'ને લક્ષમાં રાખી કરી છે. ભાષ્યકાર પતંજલિએ અહીં 'શબ્દ'ને લક્ષમાં રાખ્યો છે. શબ્દની સાથે તાદાત્મ્ય થતાં,

★ **विभक्तिश्च । પા. ૧.૪.૧૦૪ સૂત્રથી सुप् અને तिङ् બન્નેની વિભક્તિ સંજ્ઞા થાય છે.**

આપમેળે જ તે શબ્દના અર્થ (કે જેને) પરબ્રહ્મ કહેવામાં આવ્યો છે)ની સાથે પણ વૈયાકરણનું તાદાત્મ્ય થઈ જાય છે.

अपर आह ।

चत्वारि वाक्परिमिता पदानि तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः ।
गुहा त्रीणि निहिता नेङ्गयन्ति तुरीयं वाचो मनुष्या वदन्ति ॥

चत्वारि वाक्परिमिता पदानि चत्वारि पदजातानि नामाख्यातोप-
सर्गनिपाताश्च । तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः । मनस ईषिणो
मनीषिणः । गुहा त्रीणि निहिता नेङ्गयन्ति । गुहायां त्रीणि निहितानि
नेङ्गयन्ति । न चेष्टन्ते । न निमिषन्तीत्यर्थः । तुरीयं वाचो मनुष्या
वदन्ति । तुरीयं ह वा एतद्वाचो यन्मनुष्येषु वर्तते । चतुर्थमित्यर्थः ॥
चत्वारि ॥

બીજા (આચાર્યો **चत्वारि** એ વાક્યાંશથી આમ) કહે છે – "વાક્ ચાર પદોમાં પરિમિત = સમાયેલી છે. એ ચાર પદોને મનીષી બ્રાહ્મણો જાણે છે. એના ત્રણ ભાગ ગુફામાં છૂપાયેલા છે; કંઈ પણ ચેષ્ટા કરતા નથી. વાણીના ચોથા ભાગને મનુષ્યો બોલે છે."

વાક્ જે ચાર પદોમાં પરિમિત છે; તે ચાર પદસમૂહ નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત છે. તેને જે મનીષી બ્રાહ્મણો છે; તે જાણે છે. મન ઉપર અધિકાર = કાબૂ રાખનારને મનીષી કહે છે. **गुहा त्रीणि.....०** । નો અર્થ છે—એના ત્રણ ભાગ ગુફામાં છુપાયેલા છે; કોઈ જાતની ચેષ્ટા કરતા નથી. અર્થાત્ પ્રકાશિત થતા નથી. **तुरीयं वाचो.......०** । નો અર્થ છે—આ વાક્નો જે ચોથો ભાગ (= વૈખરી) છે; તે મનુષ્યોમાં છે (એટલે કે જે મનુષ્ય = અવૈયાકરણ વ્યવહારમાં લાવે છે.) **चत्वारि** ।

**विमर्श :** મૂળ ભાષ્યમાં **चत्वारि** એવા નિર્દેશ સાથે વ્યાકરણાધ્યયનનું જે પ્રયોજન બતાવવામાં આવ્યું હતું; તેને આ **चत्वारि** એવા જ વાક્યારંભ સાથેના વાક્યાન્તરથી બીજી રીતે સમજાવે છે. ભાષ્યકારે **चत्वारि** પદથી ચાર પ્રકારના પદોનો (કે જેમનો નિર્દેશ અગાઉની ઋચામાં પણ કરવામાં આવ્યો હતો) ફરી અહીં નિર્દેશ કર્યો છે. એ પછી આ ઋચામાં વપરાયેલા પદોનો ક્રમશઃ અર્થ આપ્યો છે. આ જ પ્રસંગે ઋચાના છેલ્લા ચરણ '**तुरीयं वाचो मनुष्या वदन्ति**'માં વપરાયેલા



**तुरीय** શબ્દનો અર્થ આપતી વેળાએ નામ, આખ્યાત વગેરે પદવિભાગોને ધ્યાનમાં લીધા નથી; બલ્કે પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી—એવા વાક્ના ચાર પ્રકારોને ધ્યાનમાં લીધા છે. એટલે જ આ ચાર પ્રકાર પૈકીના ત્રણને ગુહાનિહિત અને તુરીય = વૈખરી પ્રકારને મનુષ્યોમાં પ્રસિદ્ધ બતાવવામાં આવ્યો છે.

આપણે માણસ તરીકે જે વાણી બોલીએ છીએ, તેની ઉત્પત્તિ–પ્રક્રિયા વિશે શિક્ષણગ્રન્થોમાં વિગતે વિચાર થયો છે. ત્યાં જણાવ્યા મુજબ નાભિથી ઊઠેલો વાયુ મુખ દ્વારા બહાર નીકળે છે; અને શબ્દ તરીકે ઓળખાય છે. હવે આ વાયુના સમ્બન્ધથી નાભિના નીચેના ભાગમાં એક, નાભિના ભાગમાં બીજો અને નાભિની ઉપર હૃદયના ભાગમાં ત્રીજો એમ શરીરના અંદરના ભાગમાં જ સૂક્ષ્મ શબ્દ આકાર લેતો હોય છે; જે સામાન્ય માણસના ધ્યાનમાં આવતો નથી. માત્ર મોંઢામાંથી [illegible]ળેલો ધ્વનિ = શબ્દ જ ધ્યાનમાં આવે છે. (સરખાવો- [illegible]रा वाङ्मूलचक्रस्था पश्यन्ती नाभिसंस्थिता । हृदिस्था मध्यमा ज्ञेया वैखरी कण्ठदेशगा ॥)

उत त्वः ।

उत त्वः पश्यन्न ददर्श वाचमुत त्वः शृण्वन्न शृणोत्येनाम् ।
उतो त्वस्मै तन्वं१ विसस्रे जायेव पत्य उशती सुवासाः ॥

अपि खल्वेकः पश्यन्नपि न पश्यति वाचम् । अपि खल्वेकः शृण्वन्नपि न शृणोत्येनाम् । अविद्वांसमाहार्धम् । उतो त्वस्मै तन्वं विसस्रे । तनुं विवृणुते । जायेव पत्य उशती सुवासाः । तद्यथा जाया पत्ये कामयमाना सुवासाः स्वमात्मानं विवृणुत एवं वाग्वाग्विदे स्वात्मानं विवृणुते । वाङ्नो विवृणुयादात्मानमित्यध्येयं व्याकरणम् ॥ उत त्वः ॥

**उत त्वः** (આ પ્રતીક વડે સૂચિત ઋચા આમ છે–) કેટલાક લોકો (વાણીને) દેખતા હોવા છતાં પણ દેખતા નથી. એ જ રીતે કેટલાક લોકો સાંભળતા હોવા છતાં સાંભળતા નથી. (પરંતુ જેમ) કામને વશ થયેલી ભાર્યા સુંદર વસ્ત્રોથી શોભાયમાન બનીને પતિને માટે પોતાનું તનુ પ્રકટ કરે છે; તેમ (વૈયાકરણ માટે) આ વાણી પોતાનું તનુ પ્રકટ કરે છે.

(ભાષ્યકાર ઉક્ત ઋચાનું ખંડશઃ વ્યાખ્યાન કરતાં કહે છે કે) કેટલાક માણસો વાણીને દેખતા હોવા છતાં પણ એ વાણીને દેખતા નથી. (અર્થાત્ કેટલાક લોકો એવા છે કે જે વાણીનું અધ્યયન કર્યા પછી પણ તેમનું યથાર્થ સ્વરૂપ જાણી શકતા

નથી.) તે જ રીતે કેટલાક માણસો એવા પણ છે કે જે તે વાણીને સાંભળતા હોવા છતાં પણ સાંભળતા નથી. (અર્થાત્ વાણીને સાંભળતા હોવા છતાં તે વાણીના વાસ્તવિક અર્થને = ભાવોને જાણી શકતા નથી.)

ઋચાનો (આટલો આ) અડધો ભાગ અવિદ્વાન્ (= વ્યાકરણ ભણ્યો નથી, તેવા)ને કહે છે.

**उतो त्वस्मै.....०** । (એ આગળના સંસ્કૃત વાક્યમાં)ના '**तन्वं विसस्त्रे**'નો અર્થ) તનુને પ્રકટ કરે છે. **जायेव पत्या उशती सुवासाः** । (આ વાક્યમાં ઉપમા આપીને એવો આશય રજૂ કર્યો છે કે) જેમ કોઈ સ્ત્રી પતિની કામના કરતી સુંદર વસ્ત્રો સજીને પોતાનું તનુ પતિ સમક્ષ પ્રકટ કરે છે; તેમ વાણી તેના જ્ઞાતા (અર્થાત્ વાણી = શબ્દના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન રાખનાર)ની સામે પોતાના સ્વરૂપને પ્રકટ કરી દે છે. વાણી આપણી સમક્ષ પોતાનું સ્વરૂપ પ્રકટ કરે, એ માટે વ્યાકરણનું અધ્યયન કરવું જોઈએ.

**विमर्श :** અહીં કેટલાક માણસોને લક્ષ કરીને જે એમ કહેવાયું છે કે દેખતો માણસ પણ દેખતો નથી, વગેરે–તેનો શબ્દપ્રયોગના સંદર્ભમાં જે આશય છે તે આ રીતનો છે. શબ્દનો પ્રયોગ કરનાર માણસો પૈકી કેટલાક એવા પણ છે કે જે શબ્દનો પ્રયોગ કરે છે ખરા, અને એ જ રીતે તેઓ પ્રત્યક્ષ રીતે શબ્દના સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે; એ રીતે એ વાણીને = શબ્દને દેખે છે, પરંતુ શબ્દશાસ્ત્ર કે (વ્યાકરણશાસ્ત્રની) અજ્ઞાનતાને લીધે વાપરેલા એ શબ્દના અર્થનું પરિજ્ઞાન ધરાવતા ન હોવાથી તે (દેખતા હોવા છતાં) દેખતા નથી, એમ કહેવાયું છે. (**प्रत्यक्षेण शब्दस्वरूपमुपलभमानोऽप्यर्थापरिज्ञानान्न पश्यतीत्यर्थः । – प्रदीपः**)

ઋચાનો પૂર્વાર્દ્ધ અવિદ્વાન્‌ને કહે છે. એ રીતે એ અડધા ભાગમાં માત્ર શબ્દ જાણનાર અને અર્થ ન જાણનારનું વર્ણન છે. જ્યારે ઉત્તરાર્દ્ધના અડધા ભાગમાં શબ્દ અને એના અર્થને જાણનારનું પ્રશંસાત્મક વર્ણન છે. પં. યુધિષ્ઠિર મીમાંસક જણાવે છે તેમ ઋચાના પૂર્વાર્દ્ધમાં વાણીના બે સ્વરૂપોનો નિર્દેશ છે. એક લિપ્યાત્મક કે જે દેખવાનો વિષય છે; અને બીજું ધ્વન્યાત્મક કે જે સાંભળવાનો વિષય છે. આ ઉપરથી તેઓ લિપિના અસ્તિત્વને છેક વેદકાળ સુધી લઈ જવાનું જણાવે છે. (વિશેષ માટે જુઓ : **व्याकरणमहाभाष्यम्**, અનુ. યુ.મી.; પૃ. ૩૨).

**सक्तुमिव ।**

**सक्तुमिव तितउना पुनन्तो यत्र धीरा मनसा वाचमक्रत ।**
**अत्रा सखायः सख्यानि जानते भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि ॥**



**सक्तुः सचतेर्दुर्धावो भवति । कसतेर्वा विपरीताद्विकसितो भवति । तितउ परिपवनं भवति ततवद्वा तुन्नवद्वा । धीरा ध्यानवन्तो मनसा प्रज्ञानेन वाचमक्रत वाचमकृषत । अत्रा सखायः सख्यानि जानते । अत्र सखायः सन्तः सख्यानि जानते । सायुज्यानि जानते । क्व । य एष दुर्गो मार्ग एकगम्यो वाग्विषयः । के पुनस्ते । वैयाकरणाः । कुत एतत् । भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि । एषां वाचि भद्रा लक्ष्मीर्निहिता भवति । लक्ष्मीर्लक्षणाद्भासनात्परिवृढा भवति ॥ सक्तुमिव ॥**

**सक्तुमिव.....** (આ શબ્દો સાથે આરંભ થતી ઋચા આમ છે)–જેમ સૂપડા કે ચારણી વડે **सक्तु** = સાથવાને સાફ કરવામાં આવે છે; તેમ જ્યાં વિદ્વાન્ પુરુષ બુદ્ધિ વડે વાણીને શુદ્ધ કરી, પ્રયોજે છે; ત્યાં (એક બીજાનું) સખ્ય પામેલા સખા વિદ્વાનો (એક બીજાની વચ્ચે રહેલી ઐક્યની ભાવનાને) જાણે છે (= ઐક્યથી વર્તે છે, કેમ કે) તેમની વાણીમાં કલ્યાણકારક લક્ષ્મી નિહિત હોય છે (= વસે છે).

(હવે ભાષ્યકાર પોતે આ ઋચાનો વિગતવાર પ્રકરણાનુકૂલ અર્થ આપે છે. સૌ પ્રથમ તેઓ અહીં ઋચામાં વપરાયેલા **सक्तु** = સાથવો શબ્દની નિરુક્તિ આપતાં કહે છે–) **सक्तु** શબ્દ **सच्** ધાતુ ઉપરથી બન્યો છે. (**सच्** ધાતુનો અર્થ **समवाय** = છે. **सक्तु**માં અનાજ અને ફોતરાં બન્ને મળેલાં હોય છે; આથી **सक्तु** એ એક એવો પદાર્થ છે કે) જેનું શોધન કરવું = ધોવું મુશ્કેલ હોય છે. અથવા **कस्** ધાતુ ઉપરથી વર્ણવિપર્યય (એટલે આગળનો **क** વર્ણ પાછળ અને પાછળનો **स** વર્ણ આગળ એમ **कस्**નો **सक्**) કરીને **सक्तु** શબ્દ બને છે. (અહીં **कस्** ધાતુનો અર્થ 'વિકસવું' એવો છે, એથી **सक्तु** એને કહે છે કે જે) વિકસિત થતું હોય. **तितउ** તે છે કે જેનાથી (કોઈ વસ્તુ કે પદાર્થનું) શોધન કરવામાં આવે છે. **तितउ** અર્થાત્ તે સાધન કે જે પહોળો અથવા વધારે કાંણાવાળો (આકાર ધરાવતું) હોય છે; (અને તેથી તે **ततउ** કહેવાય છે.) **धीर** એટલે ધ્યાન = મનન કરનારા; **मनसा** એટલે કે માનસજ્ઞાન = બુદ્ધિથી, **वाचमक्रत** એટલે **वाचमकृषत** અર્થાત્ વાણીને ચાળતા હતા.

**अत्रा सख्यायः सख्यानि जानते**–અર્થાત્ અહીં આ આપસમાં સખા બનીને (એકબીજાના) સખ્યને જાણે છે. (અર્થાત્) આપસના સાયુજ્યને = એકત્વને જાણે છે. **प्रश्न :** (આ સાયુજ્ય) ક્યાં હોય છે ? **उत्तर :** આ જે દુર્ગમ (= મોક્ષમાર્ગ

(આ સાયુજ્ય ધરાવનાર) કોણ છે, કે જે) એકમાત્ર વાણીનો વિષય છે. **પ્રશ્ન :** (તેમને આવું સાયુજ્યનું જ્ઞાન) કેવી રીતે (થાય) છે? **ઉત્તર :** વૈયાકરણો. **પ્રશ્ન :** (તેમને આવું સાયુજ્યનું જ્ઞાન) કેવી રીતે (થાય) છે? **ઉત્તર : भद्रैषां लक्ष्मीर्निहिताधि वाचि ।** અર્થાત્ એમની વાણીમાં કલ્યાણકારક લક્ષ્મી નિહિત હોય છે. લક્ષ્મી લક્ષણ કે ભાસન એટલે કે પ્રકાશિત થવાને લીધે (કહેવાય છે. આમ લક્ષ્મીને લક્ષ્મી એટલા માટે કહેવાય છે કે તે અજ્ઞાનને દૂર કરવામાં પ્રકાશને લીધે) વૃદ્ધિ પામેલી હોય છે.

**વિમર્શ :** ચારણી વડે સક્તુના પરિશોધનની ઉપમા લઈ શબ્દશાસ્ત્રના– વ્યાકરણના અધ્યયનનું પ્રયોજન અહીં સૂચવાયું છે. અહીં જેમ આ ઋચા ભાષ્યકારે વ્યાખ્યાત કરી છે; તેમ નિરુક્ત (અધ્યાય–૪; પાદ–૧૧)માં યાસ્કાચાર્યે પણ કરી છે. નાગેશ ભટ્ટ ભાષ્યકારથી થોડા દૂર જઈને આ ઋચાનો અર્થ કંઈક આ રીતે આપે છે–"વ્યાકરણશાસ્ત્રમાં ધ્યાન ધરતા રહીને (વૈયાકરણો) ચારણી વડે સક્તુ(નું પરિશોધન કરવામાં આવે છે; તે)ની જેમ ધ્યાનયુક્ત મનથી, વ્યાકરણના અધ્યયનથી થયેલા જ્ઞાન વડે વાણીને શુદ્ધ કરે છે, (અર્થાત્) અસાધુ શબ્દોને દૂર કરી દે છે. અને એ રીતે તેઓ શુદ્ધ ચિત્તવાળા બનીને, અહીં એટલે કે બ્રહ્મના પ્રતિપાદક એવા શબ્દના વિષયમાં, શબ્દ અને અર્થમાં અભેદબુદ્ધિ રાખે છે. આ (રીતની અભેદબુદ્ધિ) વડે તેઓ (= વૈયાકરણો) સમ = સમાન ખ્યાતિ, સમાન જ્ઞાનવાળા બને છે. આ રીતે શબ્દ અને અર્થમાં અભેદ બુદ્ધિને = ઐક્યને જોઈ ચૂકેલા વૈયાકરણો હવે બ્રહ્મના એકત્વનું જ્ઞાન પણ પામી જાય છે. એ પછી આ જ દૃષ્ટાન્ત વડે બધા પદાર્થોમાં– બ્રહ્મ નિરૂપિત અભેદના જ્ઞાનવાળા વૈયાકરણો આપસના સખ્ય = સાયુજ્યને જાણે છે; પામે છે. (એટલે કે બધી વસ્તુઓ સાથે એમનું ઐક્ય છે; એમ માનતા, જાણતા અને પામતા થાય છે.) કારણ કે એમની વાણીમાં કલ્યાણકારક પોતાનો પ્રકાશ કરનારી બ્રહ્મરૂપ લક્ષ્મીનો અધિકતાથી વાસ થયેલો હોય છે. (દ્રષ્ટવ્ય : **भाष्ये – सक्तुमिवेति । यत्र – व्याकरणे धीराः=ध्यानवन्तः सन्तस्तितउना सक्तुमिव ध्यानयुक्तमनसा तत्करणज्ञानेन वाचमकत=अकृषत–असाधुभ्यो विविक्तां कृतवन्तस्ते तत्करणेन शुद्धचित्ता अत्र=ब्रह्मप्रतिपादकशब्दे शब्दार्थ-योरभेदबुद्ध्या सखायः=समानख्यातयः–समानज्ञानाः, तच्छब्दे ब्रह्मैकत्वज्ञान-वन्तस्तेनैव दृष्टान्तेन सर्वपदार्थेषु ब्रह्मनिरूपिताभेदज्ञानवन्तः सख्यानि = सायुज्यानि जानते, प्राप्नुवन्तीत्यर्थः । यत्र एषां वाचि भद्रा लक्ष्मीः स्वप्रकाश-ब्रह्मरूपा अधि=अधिकं निहिता=स्थिता भवतीति ऋगर्थः ॥" – प्रदीपोद्योतः, पृ.** ૪૬–૪૭)

આ ઉપરાંત મહાભાષ્યમાંના વચનોને ટાંકીને એમનો વિચાર–વિસ્તાર પણ નાગેશે કર્યો છે. છેલ્લે ફરી પાછા તેઓ '**अयं भावः**' એમ કહી આખાય સંદર્ભનો



પોતાની રીતે તાત્પર્યાર્થ આપે છે. (જુઓ, **अयं भावः–ये शास्त्रतः प्रकृति-प्रत्ययविभागेन साधून् ज्ञात्वा शास्त्रार्थध्यानवन्तो मानसज्ञानेन वाचमसाधुभ्यः पृथक् कृतवन्तस्ते तज्ज्ञानपूर्वकैः साधुशब्दप्रयोगैर्लब्धान्तःकरणशुद्धयः, अत्र य एष दुर्गो मार्गो ब्रह्मरूपस्तत्रात्मना सह** *समानख्यातयः*–**त्यक्तभेदभावनाः** *सख्यानि*– **सायुज्यानि प्राप्नुवते । यत एषां** *वाचि* **वेदाख्ये ब्रह्मणि सर्वभासकब्रह्मरूपा सा अधि=अधिकं निहिता भवति । ..........एवं सर्वबोधकेषु ब्रह्मवृद्धौ जातायां तेनैव दृष्टान्तेन सर्वपदार्थेषु ब्रह्मबुद्धिर्वैयाकरणानामिति ॥ – तत्रैव**)

અહીં ઋચામાં વપરાયેલા **सक्तु** શબ્દને '**षच्**' **सेचने** ધાતુ ઉપરથી ઊતરી આવેલો હોવાનું કૈયટ માને છે. એ મુજબ પાણી વગેરેથી આ પદાર્થ સીંચાતો હોવાથી, પલાડવામાં આવતો હોવાથી **सक्तु** કહેવાય છે; એમ સમજવાનું છે. પરંતુ યુ.મી. જણાવે છે તેમ મહાભાષ્યકારના મતે તો **सक्तु** શબ્દ '**षच**' **समवाये** એ ધાતુ ઉપરથી ઊતરી આવ્યો છે; એમ માનવું જોઈએ. કેમ કે ભાષ્યકાર એને '**दुर्धाव**' (= મુશ્કેલીથી ધોઈ શકાય તેવો) કહે છે. **सक्तु** એક એવો સમવાય = ઢગલો કે સંગ્રહ હોય છે; કે તેને ધોવો મુશ્કેલ છે. ધોવો મુશ્કેલ છે એટલે જ તે **सक्तु** કહેવાય છે; એમ સમજવાંનું છે. તો વળી, કેટલાક **सक्तु** શબ્દને **सच सेचने-सेवने ।** ધાતુ ઉપરથી ઊતરી આવ્યો હોવાનું માને છે. આ મત મુજબ પાણી વડે સીંચાતો હોવાથી અને ખાવામાં આવતો = સેવન કરાતો હોવાથી તે **सक्तु** કહેવાય છે.

'**एकगम्यः**'માં **एकेन एव गम्यः ( तत्पु. )** એમ વિગ્રહ કરીએ તો એક = જ્ઞાન વડે જ ગમ્ય = પ્રાપ્ય એવો અર્થ બને. (સરખાવો–*एकगम्य इति ।* **ज्ञानेनैव प्राप्यः । –** *प्रदीप;* **पृ.** ૪૬ ) પરંતુ **एकश्चासौ गम्यश्च ( कर्म. )** એમ વિગ્રહ કરીએ તો એક જ ગમ્ય માર્ગ, બીજો નહીં, એવો અર્થ બને. આ બન્ને અર્થ અહીં ઉપયુક્ત જણાય છે.

**सारस्वतीम् । याज्ञिकाः पठन्ति । आहिताग्निरपशब्दं प्रयुज्य प्रायश्चित्तीयां सारस्वतीमिष्टिं निर्वपेदिति । प्रायश्चित्तीया मा भूमेत्यध्येयं व्याकरणम् ॥ सारस्वतीम् ॥**

યાજ્ઞિકો ભણે છે – "જે આહિતાગ્નિ (અર્થાત્ ગૃહ્ય અગ્નિની સ્થાપના કરી, તેનું પાલન કરનાર) છે, તે જો અપશબ્દનો પ્રયોગ કરે, તો તેણે પ્રાયશ્ચિત માટે સારસ્વતી ઈષ્ટિ કરવી." – આપણે પ્રાયશ્ચિત કરવાને પાત્ર બનીએ નહીં, તે માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** સારસ્વતી ઈષ્ટિ એટલે સરસ્વતી નામની દેવતાને લક્ષ્ય કરીને કરવામાં આવતી ઈષ્ટિ. આવી ઈષ્ટિ, આહિતાગ્નિ માણસ જો અપશબ્દ પ્રયોજે,

તો અંતઃકરણની વૃદ્ધિ માટે પ્રાયશ્ચિત કરવા સારુ કરવી પડતી હોય છે. જો વ્યાકરણ ભણ્યા હોઈએ તો અપશબ્દનો પ્રયોગ થાય નહીં; અને અપશબ્દનો પ્રયોગ થાય નહીં, તો પ્રાયશ્ચિત રૂપે આવી સારસ્વતી ઇષ્ટિ કરવાનો પ્રસંગ આવે નહીં, એ રીતે અહીં વ્યાકરણાધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવ્યું છે.

**दशम्यां पुत्रस्य । याज्ञिकाः पठन्ति । दशम्युत्तरकालं पुत्रस्य जातस्य नाम विदध्याद् घोषवदाद्यन्तरन्तःस्थमवृद्धं त्रिपुरुषानूकमनरिप्रतिष्ठितं तद्धि प्रतिष्ठिततमं भवति द्व्यक्षरं चतुरक्षरं वा नाम कृतं कुर्यान्न तद्धितमिति । न चान्तरेण व्याकरणं कृतस्तद्धिता वा शक्या विज्ञातुम् ॥ दशम्यां पुत्रस्य ॥**

યાજ્ઞિક લોકો ભણે છે – '(જન્મની) દસ રાત્રિ પછી (એટલે કે અગિયારમા દિવસે) જન્મેલા પુત્રનું નામ રાખવું. આ નામ આદિમાં ઘોષ અક્ષરવાળું, મધ્યમાં અંતઃસ્થ અક્ષરવાળું, અવૃદ્ધ, ત્રિપુરુષાનૂક = ત્રણ પુરુષો–પિતા, પિતામહ અને પ્રપિતામહને કહેનાર અને અનરિપ્રતિષ્ઠિત = શત્રુઓમાં પ્રતિષ્ઠા પામેલું ન હોય તેવું (હોવું જોઈએ). આવું જ નામ પ્રતિષ્ઠિતતમ એટલે કે અતિશય = મોટી પ્રતિષ્ઠાને પામે તેવું હોય છે. બે અક્ષરવાળું કે ચાર અક્ષરવાળું કૃદન્ત નામ રાખવું, તદ્ધિતાન્ત નહીં.

વ્યાકરણના અધ્યયન વિના કૃત્ પ્રત્યયો કે તદ્ધિત પ્રત્યયોને જાણી શકાતા નથી, એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**विमर्श :** **दशम्युत्तरकाल**નો આશય દસમી રાત્રિ પછીનો દિવસ એટલે કે 'અગિયારમો દિવસ' લેવાનો છે. ગોભિલીય અને શૌનક ગૃહ્યસૂત્રમાં પણ નામકરણનો સમય આ જ બતાવ્યો છે. (સરખાવો–**दशम्यामुत्थाप्य पिता नाम करोति – द्व्यक्षरं चतुरक्षरं वा घोषवदाद्यन्तरन्तःस्थं दीर्घाभिनिष्ठानान्तं कृतं कुर्यान्न तद्धितम्, अयुजाक्षरमाकारान्तं स्त्रियै ।** – ઇત્યાદિ).

અહીં વપરાયેલા **घोष** અને **अन्तःस्थ** વર્ણ–વિશેષોની સંજ્ઞા છે. (વર્ગનો ત્રીજો, ચોથો અને પાંચમો, य् र् ल् व् અને ह्–એ વીસ સંવૃત્ત વર્ણો ઘોષ છે. જ્યારે **य् र् ल् व्** એ ચાર વર્ણોને **अन्तःस्थ** વર્ણ કહે છે.) જ્યારે **अवृद्ध**નો આશય **वृद्ध** સંજ્ઞક ન હોય, તે. **वृद्ध** એ પાણિનીય વ્યાકરણની એક સંજ્ઞા છે. જેમકે–**वृद्धिर्यस्याचामादिस्तद्वृद्धम्** । પા. ૧.૧.૭૩ અર્થાત્ જે શબ્દના અચોમાં આદિ **अच्** વૃદ્ધિસંજ્ઞક (એટલે કે **आ, ऐ** અથવા **औ**) હોય, તો તેની વૃદ્ધ સંજ્ઞા થાય છે. આથી જે શબ્દના આદિ **अच्** (= સ્વર) તરીકે **आ, ऐ** કે **औ** પૈકી




કોઈ સ્વર હોય, તો તે શબ્દ વૃદ્ધ કહેવાશે અને ઉક્ત સ્વર પૈકીનો કોઈ ન હોય, તેને **अवृद्ध** કહેવાશે. **त्रिपुरुषानूकम्** એટલે **त्रीन् पुरुषान् अनुकायति अभिधत्ते तत्** અર્થાત્ જે ત્રણ પુરુષોને (= પોતાના કૌટુમ્બિક વડાઓ એટલે કે પિતા, પિતામહ અને પ્રપિતામહને) કહે છે, તે. (**द्र० नामकरणे योऽधिकारी पिता तस्य ये त्रयः पुरुषास्ताननुकायत्यभिधत्त इति त्रिपुरुषानूकम् ।** – *प्रदीपः*)

**कृत्** એ પ્રત્યયોની એક સંજ્ઞા છે. આવા પ્રત્યયો ધાતુથી આવે છે. ધાતુથી આવેલા આવા પ્રત્યયો જેને અંતે છે તેવા શબ્દને **कृदन्त** કહે છે (જુઓ **कृदतिङ्** । પા. ૩.૧.૯૩) . જેમકે – **कृ + ण्वुल् > वु > अक = कारकः** વગેરે. અહીં **ण्वुल्तृचौ** । પા. ૩.૧.૧૩થી **ण्वुल्** પ્રત્યય થાય છે. એ જ રીતે **तद्धित** એ પણ પ્રત્યયોની સંજ્ઞા છે. આ તદ્ધિત પ્રત્યયો પ્રાતિપાદિકથી આવે છે. પ્રાતિપદિકથી આવેલા આવા પ્રત્યયો જેને અંતે છે, તેવા શબ્દને **तद्धितान्त** કહે છે. જેમકે – **भूमि + अण् > अ = भौमः** વગેરે. અહીં **तत्र भवः** । પા. ૪.૩.૫૩થી **अण्** પ્રત્યય થાય છે.

**सुदेवो असि ।**

**सुदेवो असि वरुण यस्य से सप्त सिन्धवः ।**
**अनुक्षरन्ति काकुदं सूर्म्यं सुषिरामिव ॥**

**सुदेवो असि वरुण सत्यदेवोऽसि यस्य ते सप्त सिन्धवः सप्त विभक्तयो ऽनुक्षरन्ति काकुदम् । काकुदं तालु । काकुर्जिह्वा सास्मिन्नुद्यत इति काकुदम् । सूर्म्यं सुषिरामिव । तद्यथा शोभनामूर्मिं सुषिरामग्निरन्तःप्रविश्य दहत्येवं तव सप्त सिन्धवः सप्त विभक्तयस्ताल्वनुक्षरन्ति । तेनासि सत्यदेवः । सत्यदेवाः स्यामेत्यध्येयं व्याकरणम् ॥ सुदेवो असि ॥**

હે વરુણ ! તમે સુદેવ છો ! (કેમ કે) જેમ અગ્નિ સુષિરા = અંદરથી પોલી મૂર્તિમાં પ્રવેશીને (અંદરનો મેલ બાળી નાખી) મૂર્તિને પ્રકાશિત કરે છે (= શુદ્ધ કરે છે) તેમ તમારા સાત સિન્ધુઓ (સાત પ્રવાહો એટલે કે સાત વિભક્તિઓ) તાળવા સુધી પહોંચીને તેને પ્રકાશિત કરે છે. **(ઋગ્વેદ ૮–૬૯–૧૨).**

હે વરુણ ! તું સુદેવ છે; સત્યદેવ છે. જે તારા કાકુદ (= તાળવા તરફ) સપ્ત સિન્ધુઓ એટલે કે સાત વિભક્તિઓ પ્રકાશિત થાય છે. કાકુદ એટલે તાળવું. (તાળવાને **काकुद** કેમ કહેવાય છે ? એવો પ્રશ્ન થતાં તેના જવાબમાં કહે છે

કે) કાકુ એટલે જીભ; અને આ જીભ જે (સ્થાન) તરફ ઉદ્યત બને છે (ઊઠે છે), તેથી એ (સ્થાનને) કાકુદ (કહે) છે. સુષિરા (= અંદરથી પોલી એવી) સૂર્મ્ય (= મૂર્તિ–પ્રતિમા)ની જેમ. જેમ શોભન એવી ઊર્મિ = સુષિરાની અંદર પ્રવેશ કરીને અગ્નિ (બધા કચરાને, મળને) બાળી મૂકે છે; (અને આ રીતે એને ઉજાળે છે) તેમ (તમારામાંથી નીકળીને) આ સપ્તસિન્ધુ = સપ્ત વિભક્તિઓ 'તાલુ'ને પ્રાપ્ત કરી પ્રકાશિત બને છે (સ્વચ્છ કરે છે).

આથી જ તમે સત્યદેવ છો. અમે પણ સત્યદેવ થઈએ એ માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** અહીં વરુણની સ્તુતિ વડે વ્યાકરણાધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવ્યું છે. કૈયટ જણાવે છે તેમ જે કારણથી વ્યાકરણના જ્ઞાન થકી વરુણ સત્યદેવ બન્યા છે, તે કારણથી બીજાઓ = વ્યાકરણજ્ઞા ૧ પ્રાપ્ત કરનારાઓ પણ સત્યદેવ થઈ શકે છે. (द्र० **यतो हेतोर्व्याकरणज्ञानाद्वरुण सत्यदेवोऽसि ततो हेतोरन्येऽपि सत्यदेवा भवन्तीत्यर्थः ।** – *प्रदीपः*) વરુણની વાણીમાં સાત વિભક્તિઓનો પ્રયોગ થતો જોઈ શકાય છે. આવો પ્રયોગ કરતી વેળાએ (એટલે કે શબ્દોના ઉચ્ચારણ વખતે) વિભક્તિ–પ્રત્યયો તાલુપ્રદેશને સ્પર્શે છે; અને એ પછી શબ્દસ્વરૂપે પ્રકાશિત થાય છે. આ શબ્દપ્રકાશન, પોલાણવાળી મૂર્તિમાં અગ્નિ પ્રવેશીને મળને બાળી નાખે છે; તેમ આ શરીરનાં પાપોને પણ બાળી નાખે છે. પાપ બળી જતાં સ્વર્ગપ્રાપ્તિ સહજ છે. આમ આ વરુણ સ્તુતિ વડે વ્યાકરણાધ્યયનનું પ્રયોજન બતાવવામાં આવ્યું છે.

**किं पुनरिदं व्याकरणमेवाधिजिगांसमानेभ्यः प्रयोजनमन्वाख्यायते न पुनरन्यदपि किंचित् । ओमित्युक्त्वा वृत्तान्तशः शमित्येवमादीञ्शब्दान्पठन्ति ॥ पुराकल्प एतदासीत् । संस्कारोत्तरकालं ब्राह्मणा व्याकरणं स्माधीयते । तेभ्यस्तत्र स्थानकरणानुप्रदानज्ञेभ्यो वैदिकाः शब्दा उपदिश्यन्ते । तदद्यत्वे न तथा । वेदमधीत्य त्वरिता वक्तारो भवन्ति । वेदान्नो वैदिकाः सिद्धा लोकाच्च लौकिकाः । अनर्थकं व्याकरणमिति । तेभ्य एवं विप्रतिपन्नबुद्धिभ्यो ऽध्येतृभ्य आचार्य इदं शास्त्रमन्वाचष्टे । इमानि प्रयोजनान्यध्येयं व्याकरणमिति ॥**

શું આ વ્યાકરણશાસ્ત્રને જ ભણવાની ઈચ્છા ધરાવનારાઓ માટે (વ્યાકરણશાસ્ત્રને ભણવાથી થનારા લાભો =) પ્રયોજનો કહેવામાં આવી રહ્યાં છે ? (જો



આમ હોય). તો પછી (એ ઉપરાંત) બીજાઓ, કે જે (પ્રથમથી જ લાભનો વિચાર કર્યા વિના વેદના અધ્યયનમાં પ્રવૃત્ત થઈ **ओम्** એમ બોલીને વૃત્તાન્તશઃ (= પ્રપાઠકશઃ, એક એક પ્રપાઠક લઈને) **शन्नो देवीरभिष्टय.....** । વગેરે શબ્દોનો પાઠ કરે છે; એમને માટે (પણ આવાં પ્રયોજનો કેમ બતાવવામાં આવતાં નથી ?).

પુરાકલ્પમાં એવું હતું (= એવો ભણવા–ભણાવવાનો ક્રમ હતો) કે (ઉપનયન) સંસ્કાર થયા પછી બ્રાહ્મણો પહેલાં વ્યાકરણને ભણતા હતા. અને પછી તે (વ્યાકરણ ભણેલા)ઓને તે તે શબ્દોના સ્થાન, કરણ અને અનુપ્રદાન વગેરેનું જ્ઞાન થયા પછી વૈદિક શબ્દોનો ઉપદેશ કરવામાં આવતો. હવે આજકાલ આ રીત(નો ભણવા–ભણાવવા)નો ક્રમ રહ્યો નથી. (આજે તો સીધા જ) વેદને ભણીને (ગૃહસ્થાશ્રમમાં પ્રવેશવાની) ત્વરાને ચાહનારાઓ એમ કહે છે કે 'અમે વેદ ભણીને તે દ્વારા વૈદિક શબ્દો સિદ્ધ (= જ્ઞાત) કરી લીધા; અને લોકમાંથી લૌકિક શબ્દો સિદ્ધ (= જ્ઞાત) કરી લીધા છે.' આમ (લૌકિક અને વૈદિક બન્ને પ્રકારના શબ્દોનું અમને જ્ઞાન થઈ ગયું હોવાથી, અમારા માટે) વ્યાકરણ અનર્થક છે.

તે આવા વિપરીત બુદ્ધિ ધરાવનારા અધ્યેતાઓ માટે મિત્ર બનીને આચાર્ય આ શાસ્ત્રનું અન્વાખ્યાન કરી રહ્યા છે – '(આ વ્યાકરણશાસ્ત્ર ભણવાના) આ પ્રયોજનો છે'; માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**વિમર્શ :** વેદ વગેરે શાસ્ત્રના અધ્યયનનાં પ્રયોજનો જે તે ગ્રન્થના આરંભમાં ક્યાંય બતાવવામાં આવતાં નથી; ત્યારે વ્યાકરણના અધ્યયનનાં પ્રયોજનો બતાવવાની શી આવશ્યકતા છે ? એવો પ્રશ્ન સ્વાભાવિક જ છે. એના અનુસંધાનમાં વ્યાકરણનું મહત્ત્વ સ્થાપવા માટે એને ભણવાનાં પ્રયોજનો આપવાં પડે, એમાં કેટલું ઔચિત્ય છે ? એનો પણ વિચાર કરવો જરૂરી લાગે છે. જો આવાં પ્રયોજનો બતાવવાં સ્વાભાવિક જ હોત, તો પાણિનિએ પોતે પણ એમનો નિર્દેશ કર્યો જ હોત. પણ આપણે જાણીએ છીએ કે સૂત્રકાર પાણિનિએ આમ કર્યું નથી. ભાષ્યકાર આ કારણે જ અહીં વ્યાકરણાધ્યયનનાં પ્રયોજનો બતાવ્યાં પછી આ ચર્ચા હાથ ધરે છે. ભાષ્યકાર પ્રાચીન સમયની અધ્યયન–અધ્યાપનની પદ્ધતિનો નિર્દેશ કરી, તે દ્વારા સૂચવવા માગે છે કે અત્યંત પ્રાચીનકાળમાં (માતા–પિતા થકી શિક્ષા = વર્ણમાળાનું જ્ઞાન થઈ ગયા પછી આચાર્ય પાસે) સૌ પ્રથમ વ્યાકરણ ભણાવવામાં આવતું. આ અભ્યાસ દરમ્યાન સ્થાન (= કંઠ, તાલુ, દંત વગેરે) કરણ (= સ્પૃષ્ટ, ઈષત્સ્પૃષ્ટ વગેરે આભ્યન્તર પ્રયત્નો કે) નાદ (= એક બાહ્ય પ્રયત્ન) વગેરેનું જ્ઞાન થઈ જતું અને એ પછી વેદનો અભ્યાસ કરાવવામાં આવતો. પરંતુ આવી સ્થિતિ હવે વર્તમાનમાં (મહાભાષ્યકારના જમાનામાં !)

રહી નથી. તેથી શિષ્ય તરફ મિત્ર જેવો સ્નેહ રાખનારા આચાર્ય અહીં વ્યાકરણનાં અધ્યયનનાં પ્રયોજનો બતાવી રહ્યા છે.

કૈયટ જણાવે છે તેમ પુરા સમયમાં વેદના અધ્યયનની પૂર્વે (બાલ્યાવસ્થામાં) સહુ વ્યાકરણ ભણી લેતા, એટલે બાલ્યાવસ્થાને લીધે વ્યાકરણના અધ્યયનનાં પ્રયોજનો પૂછવાનું એમનું સામર્થ્ય જ ન હતું ! એટલે પ્રયોજનોનું અન્વાખ્યાન પણ કરવામાં આવતું ન હતું. હવે આજ–કાલ તો ઓછું આયુષ્ય હોવાને લીધે વેદને પહેલાં ભણવામાં આવે છે; અને એ પછી પૂછવા માટે સમર્થ બનેલા શિષ્યો, વ્યાકરણનાં અધ્યયનનાં પ્રયોજનો પૂછે છે, (ત્યારે) એમને વ્યાકરણનાં પ્રયોજનો બતાવવાં જોઈએ. ( द्र० – *पुरा* वेदाध्ययनात्पूर्वं व्याकरणमधीयते ते बाल्यात्प्रष्टुमसमर्था इति न प्रयोजनमन्वाख्येयम् । अद्यत्वे तु स्वल्पायुष्ट्वात्पूर्वमेव वेदं प्रधानमधीयते ततः प्रष्टुं समर्थत्वाद्व्याकरणाध्ययनस्य प्रयोजनं पृच्छन्तीत्यवश्यान्वाख्येयं प्रयोजनम् । – *प्रदीपः* )

**उक्तः शब्दः । स्वरूपमप्युक्तम् । प्रयोजनान्यप्युक्तानि । शब्दानुशासनमिदानीं कर्तव्यम् । तत्कथं कर्तव्यम् । किं शब्दोपदेशः कर्तव्य आहोस्विदपशब्दोपदेश आहोस्विदुभयोपदेश इति ।**

શબ્દ કહ્યો. એનું સ્વરૂપ પણ કહ્યું. (શબ્દાનુશાસનનાં) પ્રયોજનો પણ કહ્યાં. હવે શબ્દાનુશાસન કરવું જોઈએ. તે કેવી રીતે કરવું ? શું શબ્દોનો ઉપદેશ કરવો (અને એ રીતે શબ્દાનુશાસન કરવું) ? કે પછી અપશબ્દોનો ઉપદેશ કરવો (અને એ રીતે શબ્દાનુશાસન કરવું) ? કે પછી શબ્દોનો અને અપશબ્દોનો–બન્નેનો ઉપદેશ કરવો (અને એ રીતે શબ્દાનુશાસન કરવું) ?

**વિમર્શ :** શબ્દાનુશાસન કરવાનો સંકલ્પ કર્યા પછી હવે એનો ઉપાય વિચારવા માટે ભાષ્યકારે અહીં શબ્દાનુશાસન કરવા માટેના સંભવિત એવા ત્રણ ઉપાયો પ્રથમ સૂચવ્યા છે. પ્રથમ ઉપાય શબ્દોપદેશનો છે. અહીં શબ્દનો આશય વ્યાકરણ સંમત (શિષ્ટ માન્ય) શબ્દ છે. આવા શિષ્ટમાન્ય શબ્દોનો એક એક કરીને ઉપદેશ કરતા જવું (જેમકે – **गौः, पुरुषः, हस्ती, अश्वः** વગેરે) તે શબ્દોપદેશ. બીજો ઉપાય અપશબ્દોપદેશનો છે. અહીં અપશબ્દનો આશય વ્યાકરણ સંમત (શિષ્ટમાન્ય) નહીં એવા શબ્દ છે. આવા શિષ્ટમાન્ય ન હોય, તેવા શબ્દોનો એક એક કરીને ઉપદેશ કરતા જવું (જેમકે – '**गौः**' એ શિષ્ટમાન્ય શબ્દ છે; તેની સામે આ જ શબ્દના શિષ્ટમાન્ય નહીં એવા જે શબ્દો હોઈ શકે છે; તે **गावी, गोणी, गोता, गोपोतलिका** વગેરે) તે અપશબ્દોપદેશ અને ત્રીજો ઉપાય તે આ બન્ને અર્થાત્



શબ્દોનો અને અપશબ્દોનો–ઉપદેશ કરવો તે. આમાંથી કયો ઉપાય વ્યાજબી છે; તેનાં કારણો શા છે ? ઇત્યાદિનો વિમર્શ હવે પછી કરવામાં આવનાર છે.

**अन्यतरोपदेशेन कृतं स्यात् । तद्यथा । भक्ष्यनियमेनाभक्ष्यप्रतिषेधो गम्यते । पञ्च पञ्चनखा भक्ष्या इत्युक्ते गम्यत एतदतोऽन्ये ऽभक्ष्या इति । अभक्ष्यप्रतिषेधेन वा भक्ष्यनियमः । तद्यथा । अभक्ष्यो ग्राम्यकुक्कुटो ऽभक्ष्यो ग्राम्यशूकर इत्युक्ते गम्यत एतदारण्यो भक्ष्य इति । एवमिहापि यदि तावच्छब्दोपदेशः क्रियते गौरित्येतस्मिन्नुपदिष्टे गम्यत एतद् गाव्यादयो ऽपशब्दा इति । अथापशब्दोपदेशः क्रियते गाव्यादिषूपदिष्टेषु गम्यत एतद्गौरित्येष शब्द इति ॥**

(ઉપર જણાવેલા શબ્દોપદેશ અને અપશબ્દોપદેશ–એ બે ઉપાયો પૈકી) ગમે તે એકનો ઉપદેશ કરવાથી કામ ચાલી જશે. જેમકે – ભક્ષ્ય (વસ્તુઓ)ના નિયમથી અભક્ષ્ય (વસ્તુઓ)નો પ્રતિષેધ જણાઈ આવે છે. 'પાંચ નખવાળા પાંચ જ પ્રાણીઓ ભક્ષ્ય છે' – એમ કહેતાં જણાય છે કે એ સિવાયનાં બીજાં (પ્રાણીઓ) અભક્ષ્ય છે. અથવા અભક્ષ્ય (વસ્તુઓ)ના પ્રતિષેધથી ભક્ષ્ય (વસ્તુ)ઓ જણાઈ આવે છે. જેમકે – 'ગામમાંનો કુકડો; ગામમાંનો ડુક્કર અભક્ષ્ય છે'; એમ કહેવાથી જણાય છે કે જંગલમાંનો (કુકડો કે ડુક્કર) ભક્ષ્ય છે. એ જ રીતે અહીં પણ જો શબ્દોપદેશ કરવામાં આવશે; તો '**गौः**' એમ ઉપદેશ કરતાં જણાશે કે આ સિવાયના **गावी** વગેરે અપશબ્દો છે. અને વળી, જો અપશબ્દોનો ઉપદેશ કરવામાં આવશે, તો **गावी, गोणी** વગેરેનો ઉપદેશ કરતાં જણાશે કે આ સિવાયનો '**गौः**' એ શબ્દ છે.

**વિમર્શ : पञ्च पञ्चनखाः भक्ष्याः ।** – જેવાં વાક્યો ક્યાંના છે ? તે જ્ઞાત નથી. માંસ ભક્ષણમાં પ્રવૃત્ત કરતું આવું વિધાન શાકાહારનો મત ધરાવનારને માટે આંચકો આપનારું બને ખરું. યુધિષ્ઠિર મીમાંસક આ સંદર્ભમાં જે બુદ્ધિગમ્ય સ્પષ્ટીકરણ આપે છે, તે સંતોષપ્રદ છે. એમણે જણાવ્યું છે કે – "**पञ्च पञ्चनखाः भक्ष्याः**" એ અપૂર્વવિધિ નથી, અર્થાત્ પાંચ પાંચનખવાળા (પ્રાણીઓ) ખાવા, એવું વિધાન (વિધિ) કરતું નથી, બલ્કે જે જિહ્વાલોલુપ રાગથી માંસાહારમાં પ્રવૃત્ત થાય છે, તેમને નિયમિત કરે છે કે 'પાંચ નખવાળા પ્રાણીઓમાં પાંચ જ ખાવા યોગ્ય છે, બીજાં નહીં.' એવી જ રીતે **अभक्ष्यो ग्राम्यकुक्कुटः**', '**अभक्ष्यो ग्राम्यशूकरः**' વચન પણ નિયામક માત્ર છે, વિધાયક = વિધાન કરનારું નથી. જેમ ચિકિત્સાશાસ્ત્રે માંસાહારી રોગીઓને માટે પથ્ય–અપથ્યમાં માંસવિશેષનું પણ

વિધાન કર્યું છે, તેમ ધર્મશાસ્ત્રકારોએ માંસાહારીઓ ઉપર કેટલાક પ્રતિબંધ મૂકવા માટે આવાં વચનો કહ્યાં છે." (**द्र० महाभाष्य, पस्पशाह्निक; पृ. ३८**) પાંચ નખવાળા પાંચ પ્રાણીઓમાં **शशक** (સસલું) **शल्यक** (સાહૂડી) **खड्गी** (ગેંડો) (**कूर्म** (કાચબો) અને **गोध** (**घो**)નો સમાવેશ થાય છે.

**किं पुनरत्र ज्यायः । लघुत्वाच्छब्दोपदेशः । लघीयाञ्शब्दोपदेशो गरीयानपशब्दोपदेशः । एकैकस्य शब्दस्य बहवो ऽपभ्रंशाः । तद्यथा – गौरित्यस्य शब्दस्य गावीगोणीगोतागोपोतलिकादयो ऽपभ्रंशाः । इष्टान्वाख्यानं खल्वपि भवति ॥**

આ બન્નેમાં કયો ઉપાય વધારે વ્યાજબી છે ? લઘુ = ટૂંકો હોવાથી શબ્દોનો ઉપદેશ (કરવા રૂપ) ઉપાય વધારે વ્યાજબી છે. કેમકે શબ્દોનો ઉપદેશ કરવો એ ઘણો ટૂંકો ઉપાય છે. જ્યારે અપશબ્દનો ઉપદેશ કરવો એ ઘણો લાંબો ઉપાય છે. (આની પાછળનું કારણ એ છે કે) એક એક શબ્દના અનેક અપભ્રંશ (= અપશબ્દ) છે. જેમકે – **गौः** એ એક શબ્દના **गावी, गोणी, गोता, गोपोतलिका** વગેરે અનેક અપભ્રંશો છે. વળી, (શબ્દોનો ઉપદેશ કરવાથી આપણને) ઈષ્ટ એવા શબ્દોનું અન્વાખ્યાન = ઉપદેશ પણ થઈ જાય છે.

**अथैतस्मिञ्शब्दोपदेशे सति किं शब्दानां प्रतिपत्तौ प्रतिपदपाठः कर्तव्यः, गौरश्वः पुरुषो हस्ती शकुनिर्मृगो ब्राह्मण–इत्येवमादयः शब्दाः पठितव्याः ? नेत्याह । अनभ्युपाय एष शब्दानां प्रतिपत्तौ प्रतिपदपाठः । एवं हि श्रूयते । बृहस्पतिरिन्द्राय दिव्यं वर्षसहस्त्रं प्रतिपदोक्तानां शब्दानां शब्दपारायणं प्रोवाच, नान्तं जगाम । बृहस्पतिश्च प्रवक्तेन्द्रश्चाध्येता, दिव्यं वर्षसहस्त्रमध्ययनकालो, न चान्तं जगाम । किं पुनरद्यत्वे ? यः सर्वथा चिरं जीवति स वर्षशतं जीवति । चतुर्भिश्च प्रकारैर्विद्योपयुक्ता भवत्यागम-कालेन स्वाध्यायकालेन प्रवचनकालेन व्यवहारकालेनेति । तत्र चागमकालेनैवायुः पर्युपयुक्तं स्यात् । तस्मादनभ्युपायः शब्दानां प्रतिपत्तौ प्रतिपदपाठः ॥**

તો હવે આ શબ્દોપદેશ (કરવાનો નિર્ણય કર્યો) છે; ત્યારે શું શબ્દોની પ્રતિપત્તિ માટે પ્રતિપદપાઠ (= એક એક પદનો ક્રમશઃ પાઠ) કરવો જોઈએ ?



(જેમકે) **गौः, अश्वः, पुरुषः, हस्ती, शकुनिः, मृगः, ब्राह्मणः**–ઈત્યાદિ શબ્દો(ની માફક)નો પાઠ કરવો જોઈએ ?

(આ માટે તો) ના કહે છે. દરેક પદનો પાઠ કરવો એ તો શબ્દોની પ્રતિપત્તિને વિશે વ્યાજબી ઉપાય નથી. એવું સંભળાય છે કે – બૃહસ્પતિએ ઈન્દ્રને માટે એક હજાર દિવ્ય વર્ષો સુધી એક એક કરીને કરવામાં આવતા શબ્દોનું શબ્દપારાયણ કર્યું હતું; પરંતુ તેનો અંત આવી શક્યો નહીં. (આ સંયોગોમાં) બૃહસ્પતિ જેવા પ્રવક્તા હોય, ઈન્દ્ર જેવો અધ્યેતા = ભણનાર હોય, અને એક હજાર દિવ્ય વર્ષ સુધીનો અધ્યયનકાળ હોય, તો પણ અંત પામી શક્યા ન હોય, તો આજ–કાલનું તો શું (કહેવું) ? જે કોઈ પણ રીતે વધારે જીવતો હોય, તો તે સો વર્ષ જીવે છે. (આમ ઈન્દ્ર કરતાં ઘણું ઓછું આયુષ્ય આજ–કાલના માણસ પાસે છે, અને તેમાંય વળી) ચાર પ્રકારે વિદ્યા ઉપયુક્ત (= સફળ) બને છે. આગમનકાળથી, સ્વાધ્યાયકાળથી, પ્રવચનકાળથી અને વ્યવહારકાળથી. આ સ્થિતિમાં (અત્યારના માણસનું) આયુષ્ય તો માત્ર આગમકાળમાં જ પૂરું થઈ જાય એમ છે. માટે પ્રતિપદનો પાઠ એ શબ્દની પ્રતિપત્તિમાં વ્યાજબી ઉપાય નથી.

**વિમર્શ :** પ્રવક્તા બૃહસ્પતિ અને અધ્યેતા ઈન્દ્રનો અનુભવ ટાંકીને પ્રતિપદપાઠ થકી કરવામાં આવતા શબ્દાનુશાસનને અંત ન પામનારું = નિષ્ફળ બતાવ્યું છે. કૈયટ જણાવે છે તેમ આ અર્થવાદ વાક્ય છે. એનું તાત્પર્ય તો એ છે કે પ્રતિપદપાઠની પદ્ધતિ મુજબ કરવામાં આવેલું શબ્દાનુશાસન ઘણા લાંબા વખતમાં પણ પૂરું થઈ શકે એમ નથી; માટે એ પદ્ધતિ નિષ્ફળ સમજવી જોઈએ.

અહીં જે '**प्रतिपदोक्तानां शब्दानां शब्दपारायणम्प्रोवाच**' એમ જે કહ્યું છે; તેમાં આવતો 'શબ્દપરાયણ' ભર્તૃહરિના મતે કોઈ એક શાસ્ત્ર માટે રૂઢ થયેલ શબ્દ છે. આ શબ્દપારાયણનો પ્રકાર શો હશે ? તેની કલ્પના કરતાં શ્રી યુધિષ્ઠિર મીમાંસક જણાવે છે કે "શબ્દપારાયણમાં રૂપોની સમાનતાના આધારે શબ્દોનું વર્ગીકરણ કરીને ઉપદેશ કરવામાં આવતો હશે અને એ વર્ગીકરણના આરંભનો જે શબ્દ રહેતો હશે, તે તેમની સંજ્ઞા = ગ્રાહક બનતો હશે. આવી કેટલીક સંજ્ઞાઓ પાણિનીય વ્યાકરણ અને કાતન્ત્રવ્યાકરણમાં મળી આવે છે. જેમકે હ્રસ્વ ઈકારાન્ત–ઉકારાન્ત શબ્દોની '**अग्नि**' સંજ્ઞા અને દીર્ઘ ઈકારાન્ત–ઊકારાન્ત સ્ત્રીલિંગના શબ્દોની '**नदी**' સંજ્ઞા (પા. અને કાતંત્રમાં). **ओ** કારાન્તની '**गो**' સંજ્ઞાનો નિર્દેશ કાતન્ત્ર કે અષ્ટાધ્યાયીમાં નથી, છતાં તેનો વ્યવહાર પા.વ્યા.ના '**गोतो णित् ।**' (પા. ૭–૧–૯૦) સૂત્રમાં દેખાય છે.

**कथं तर्हीमे शब्दाः प्रतिपत्तव्याः ? किंचित्सामान्यविशेषवल्लक्षणं प्रवर्त्यम्, येनाल्पेन यत्नेन महतो महतः शब्दौघान्प्रतिपद्येरन् । किं पुनस्तत् । उत्सर्गापवादौ । कश्चिदुत्सर्गः कर्तव्यः कश्चिदपवादः । कथंजातीयकः पुनरुत्सर्गः कर्तव्यः कथंजातीयको ऽपवादः । सामान्येनोत्सर्गः कर्तव्यः । तद्यथा-कर्मण्यण् [ ३.२.१ ] । तस्य विशेषेणापवादः । तद्यथा-आतो ऽनुपसर्गे कः [ ३.२.३ ] ॥**

તો પછી શબ્દોનું પ્રતિપાદન કેવી રીતે કરવું જોઈએ ?

સામાન્ય અને વિશેષવાળું કોઈક લક્ષણ (= શાસ્ત્ર) પ્રવર્તાવું જોઈએ. જેથી થોડાક પ્રયત્ન થકી વિશાળ એવા શબ્દસમૂહનું પ્રતિપાદન કરી શકાય.

તે વળી શું છે ?

ઉત્સર્ગ અને અપવાદ. કોઈક ઉપસર્ગ કરવો જોઈએ અને કોઈક (તેનો) અપવાદ.

કેવા પ્રકારનો ઉત્સર્ગ કરવો અને કેવા પ્રકારનો અપવાદ ?

સામાન્યરૂપથી (બધે લાગૂ પડે તેવો) ઉત્સર્ગ કરવો જોઈએ. જેમકે **कर्मण्यण् ।** (પા. ૩.૨.૧) અને એના વિશેષ વિધાન તરીકે અપવાદ કરવો જોઈએ. જેમકે – **आतोऽनुपसर्गे कः ।** (પા. ૩.૨.૨).

**विमर्श :** એક એક પદનો પાઠ કરીને શબ્દોપદેશ કરવા જતાં શબ્દોપદેશનો અંત પામી શકાશે નહીં, એમ સમજાતાં હવે, અન્ય કોઈ વ્યાજબી ઉપાયને વિચારવાનો અહીં ઉપક્રમ છે. આ ઉપક્રમમાં પાણિનિ જે પદ્ધતિથી પોતાનું લક્ષણ = શાસ્ત્ર ગોઠવી રહ્યા છે; તેને દૃષ્ટિ સમક્ષ રાખવામાં આવ્યો છે. પાણિનિએ અષ્ટાધ્યાયી નામના શબ્દાનુશાસન = વ્યાકરણશાસ્ત્રમાં પહેલાં તો કેટલુંક સામાન્ય વિધાન કર્યું છે. આ સામાન્ય વિધાન સહુને લાગૂ પડે છે. જેમકે **कर्मण्यण् ।** એ સૂત્ર સામાન્ય વિધાન = ઉત્સર્ગશાસ્ત્ર છે. અહીં જણાવ્યા મુજબ **कर्म** ઉપપદમાં રહેતાં ધાતુમાત્રથી (એટલે કે બધા જ ધાતુઓથી) **अण्** પ્રત્યય થાય છે. દા.ત. **कुम्भ + अम्** એ **कर्म** ઉપપદમાં રહેતાં '**कृ**' ધાતુથી **अण्** પ્રત્યય થતાં '**कुम्भकारः**' રૂપસિદ્ધ થાય છે. ( **कुम्भ + अम् कृ; कुम्भ + अम् कृ + अण् > अ; कुम्भ + अम् कृ > कार् + अ; कुम्भ कार् अ = कुम्भकारः** )

આમ આ વિધિ જેમ '**कृ**' ધાતુને લાગૂ પડે છે; તેમ દરેક ધાતુને લાગૂ પડે છે; અને એટલે જ એ ઉત્સર્ગ કે સામાન્યશાસ્ત્ર કહેવાય છે.



આ પછી **आतोऽनुपसर्गे कः ।** એવું જો બીજું લક્ષણ = શાસ્ત્ર છે; તે ઉક્ત ઉત્સર્ગશાસ્ત્રનું અપવાદ છે. **कर्मण्यण् ।** એ ઉત્સર્ગશાસ્ત્ર વડે બધા ધાતુઓને **अण्** પ્રત્યય પ્રાપ્ત હતો; એટલે ઉપસર્ગવિહોણા **आकारान्त** ધાતુઓને પણ તે ( **अण्** પ્રત્યય)ની પ્રાપ્તિ હતી જ. હવે, આ **आतोऽनुपसर्गे कः ।** એ અપવાદશાસ્ત્રથી સૂચવવામાં આવી રહ્યું છે કે જે **आकारान्त** ધાતુઓ ઉપસર્ગવિહોણા છે; તેમનાથી **कर्म** ઉપપદમાં રહેતાં '**क**' પ્રત્યય થાય છે. આથી હવે **गो + अम्, दा** જેવાં સ્થળોમાં કે જ્યાં ઉપસર્ગવિહોણો **आकारान्त** ધાતુ ( **दा**–એ **आकारान्त** ધાતુ છે) છે; ત્યાં **अण्**ને બદલે '**क**' પ્રત્યય થાય છે; અને '**गोदः**' એવું રૂપ બને છે. ( **गो अम् दा + क > अ; गो अम् दा > द् + अ; गोद् अ = गोदः** )

આ રીતે પ્રથમ ઉત્સર્ગ = સામાન્ય વિધાન અને પછી એનું અપવાદ = વિશેષવિધાન એમ ઉત્સર્ગ અને અપ ાદની પદ્ધતિ વડે પાણિનિએ પોતાનું વ્યાકરણ લખ્યું છે. શબ્દાનુશાસન રચવા માટે આ જ પદ્ધતિની ભલામણ અહીં ભાષ્યકાર કહી રહ્યા છે.

**किं पुनराकृतिः पदार्थ आहोस्विद् द्रव्यम् । उभयमित्याह । कथं ज्ञायते । उभयथा ह्याचार्येण सूत्राणि पठितानि । आकृतिं पदार्थं मत्वा जात्याख्यायामेकस्मिन्बहुवचनमन्यतरस्याम् [ १.२.५८ ] इत्युच्यते । द्रव्यं पदार्थं मत्वा सरूपाणाम्० [ १.२.६४ ] इत्येकशेष आरम्भते ॥**

શું 'આકૃતિ' એ પદાર્થ (= પદનો અર્થ) છે કે 'દ્રવ્ય' એ પદનો અર્થ છે ?

(વૈયાકરણ) બન્ને પદના અર્થો છે, એમ કહે છે.

કેવી રીતે આમ જણાય છે ?

બન્ને પ્રકારે આચાર્ય (પાણિનિ)એ સૂત્રો રચ્યાં છે. આકૃતિને પદનો અર્થ માનીને **जात्याख्यायाम्.....० ।** સૂત્ર કર્યું છે, જ્યારે દ્રવ્યને પદનો અર્થ માનીને **सरूपाणाम्.....० ।** સૂત્ર વડે એકશેષનો આરંભ કરવામાં આવ્યો છે.

**विमर्श :** ઘણા પ્રાચીન સમયથી પદના અર્થની બાબતમાં બે મતો પ્રવર્તે છે. વાજપ્યાયન વગેરે આચાર્યોના મત મુજબ પદનો અર્થ આકૃતિ (= જાતિ) છે; જ્યારે વ્યાડિ વગેરે આચાર્યોના મત મુજબ પદનો અર્થ દ્રવ્ય (= વ્યક્તિ) છે. હવે, આચાર્ય પાણિનિ પોતાના અષ્ટાધ્યાયી નામના ગ્રંથમાં સૂત્રો = લક્ષણો રચીને, જે લક્ષ્ય = શબ્દોની સિદ્ધિ કરવા ધારે છે; તે શબ્દ = પદનો અર્થ તેમના મનમાં શો છે ? શું તેઓ આકૃતિને પદનો અર્થ માને છે કે પછી દ્રવ્યને ? આ રીતનો

પ્રશ્ન કરી તેના ઉત્તરમાં પાણિનિ આચાર્યનો મત બતાવતાં ભાષ્યકારે **उभयम्** એમ કહ્યું છે. અર્થાત્ પાણિનિના મતે પદનો અર્થ આકૃતિ પણ છે અને દ્રવ્ય પણ છે. આ બાબતના પ્રમાણ તરીકે બે જુદાં જુદાં સૂત્રો પ્રસ્તુત કર્યાં છે.

**जात्याख्यायामेकस्मिन् बहुवचनमन्यतरस्याम्** । પા. ૧.૨.૫૮નો અર્થ છે : જાતિને કહેવાની હોય ત્યારે એકત્વ અર્થમાં બહુત્વ વિકલ્પે થઈ શકે છે. (જેમકે–**सम्पन्नाः यवाः** । અથવા **सम्पन्नः यवः**–જવ તૈયાર છે) જ્યારે, **सरूपाणामेकशेष एकविभक्तौ** । પા. ૧.૨.૬૪નો અર્થ છે : સમાન રૂપ ધરાવતા શબ્દોનો એકશેષ થાય છે, એટલે કે એકસરખા રૂપવાળા શબ્દોમાંથી એક જ શબ્દ શેષ રહે છે, બાકીના ખસી જાય છે; જો એક સમાન વિભક્તિ પરમાં હોય તો. (જેમકે–**वृक्षश्च वृक्षश्च = वृक्षौ**) આ બન્ને લક્ષણોથી સિદ્ધ થતા લક્ષ્યોમાં પદનો અર્થ ક્રમશઃ આકૃતિ અને દ્રવ્ય માનવામાં આવ્યો છે.

**किं पुनर्नित्यः शब्द आहोस्वित्कार्यः । संग्रह एतत्प्राधान्येन परीक्षितं नित्यो वा स्यात्कार्यो वेति । तत्रोक्ता दोषाः प्रयोजनान्यप्युक्तानि । तत्र त्वेष निर्णयो यद्येव नित्यो ऽथापि कार्य उभयथापि लक्षणं प्रवर्त्यमिति ॥**

શું શબ્દ નિત્ય છે કે કાર્ય (= અનિત્ય) છે ?

'સંગ્રહ' નામના ગ્રંથમાં આ વિશે પ્રધાનતાથી (= વિગતે) પરીક્ષા (= વિચારણા) કરવામાં આવી છે કે શબ્દ નિત્ય છે કે કાર્ય છે. ત્યાં (બન્ને પક્ષોનો અને તે પૈકી કોઈ એક પક્ષનો સ્વીકાર કરતાં ઊભા થતા) દોષો પણ કહ્યા છે અને (એ બન્ને મતો પરત્વે શાસ્ત્રની પ્રવૃત્તિના) પ્રયોજનો પણ કહ્યાં છે. (વિચારણાને અન્તે) ત્યાં એવો (નિર્ણય બંધાયો) છે કે શબ્દ નિત્ય હોય કે કાર્ય, બન્ને પક્ષમાં લક્ષણ (= શબ્દશાસ્ત્ર) તો પ્રવર્તાવવું (= કરવું) જ જોઈએ.

**कथं पुनरिदं भगवतः पाणिनेराचार्यस्य लक्षणं प्रवृत्तम् ।**

**सिद्धे शब्दार्थसंबन्धे ॥ १–क**

**सिद्धे शब्देऽर्थे संबन्धे चेति ।**

તો પછી ભગવાન્ આચાર્ય પાણિનિનું લક્ષણ (= શાસ્ત્ર) કેવી રીતે (= અર્થાત્ કયા પક્ષનો સ્વીકાર કરીને) પ્રવૃત્ત થયું છે ?

**(वा०)** શબ્દાર્થસમ્બન્ધ સિદ્ધ છે, ત્યારે (અર્થાત્ શબ્દાર્થસમ્બન્ધ નિત્ય છે; એ મતનો સ્વીકાર કરીને આ પાણિનીય વ્યાકરણ શાસ્ત્ર પ્રવૃત્ત થઈ રહ્યું છે.

Sam-19



શબ્દ, (શબ્દનો) અર્થ અને તે બન્ને વચ્ચેનો સમ્બન્ધ સિદ્ધ (= નિત્ય) છે, ત્યારે (આ પાણિનીય વ્યાકરણ પ્રવૃત્ત થઈ રહ્યું છે; કરવામાં આવી રહ્યું છે.)

**अथ सिद्धशब्दस्य कः पदार्थः । नित्यपर्यायवाची सिद्धशब्दः । कथं ज्ञायते । यत्कूटस्थेष्वविचालिषु भावेषु वर्तते । तद्यथा-सिद्धा द्यौः, सिद्धा पृथिवी, सिद्धमाकाशमिति । ननु च भोः कार्येष्वपि वर्तते । तद्यथा – सिद्ध ओदनः, सिद्धः सूपः, सिद्धा यवागूरिति ।**

**પ્રશ્ન :** હવે, આ 'સિદ્ધ' શબ્દનો પદાર્થ (= શબ્દાર્થ) શો છે ?

**ઉત્તર :** આ સિદ્ધ શબ્દ (અહીં) નિત્યનો પર્યાયવાચી છે.

**પ્રશ્ન :** આ (= સિદ્ધ અને નિત્ય એ બે શબ્દો પર્યાયવાચી છે, તે) કેવી રીતે જણાઈ આવે છે ?

**ઉત્તર :** (આ એવી રીતે જણાઈ આવે છે) કે કુટસ્થ અર્થાત્ નાશ ન પામનારા અને અવિચાલી અર્થાત્ હલન–ચલન ન કરનારા ભાવ = પદાર્થોને વિશે 'સિદ્ધ' શબ્દ(નો વપરાશ) છે. જેમકે–**सिद्धा द्यौः** । (દ્યુલોક સિદ્ધ = નિત્ય છે.) **सिद्धा पृथिवी** । (પૃથ્વી સિદ્ધ = નિત્ય છે.) **सिद्धमाकाशम्** । (આકાશ સિદ્ધ = નિત્ય છે.)

**પ્રશ્ન :** અરે (ભાઈ) આ (સિદ્ધ શબ્દ) તો કાર્ય (= પદાર્થો એટલે કે અનિત્ય પદાર્થો)ને વિશે પણ વપરાય છે. જેમકે–**सिद्धः ओदनः** । (ભાત સિદ્ધ = તૈયાર છે.) **सिद्धः सूपः** । (દાળ સિદ્ધ = તૈયાર છે.) **सिद्धा यवागूः** । (લાપસી સિદ્ધ = તૈયાર છે.)

**વિમર્શ :** અહીં ઉપરના વાક્યોમાં **सिद्ध** શબ્દનો આશય 'તૈયાર છે'–એમ લેવાનો છે. ભાત અગાઉ તૈયાર ન હતા, અત્યારે તે રાંધીને તૈયાર થયા છે. આ કારણે ભાતને કાર્ય = કરવા યોગ્ય કહે છે. વળી, આ કાર્ય પદાર્થ સમય જતાં નાશ પણ પામવાનો છે; એટલે જે પદાર્થ અગાઉ ન હતો, પણ અત્યારે તૈયાર થયો છે; તે અનિત્ય જ છે; (એને નિત્ય કહી શકાય નહીં), એવો આશય છે.

**यावता कार्येष्वपि वर्तते तत्र कुत एतन्नित्यपर्यायवाचिनो ग्रहणं न पुनः कार्ये यः सिद्धशब्द इति । संग्रहे तावत्कार्य-प्रतिद्वन्द्विभावान्मन्यामहे नित्यपर्यायवाचिनो ग्रहणमिति । इहापि तदेव ॥**

**પ્રશ્ન :** હવે જ્યારે કાર્ય (એટલે કે બનેલા, તૈયાર થયેલા અને એથી અનિત્ય જણાતા પદાર્થો)ને વિશે પણ (આ સિદ્ધ શબ્દ વપરાય) છે, ત્યારે કયા કારણથી

આ (**सिद्ध** શબ્દને) નિત્યના પર્યાયવાચી તરીકે લેવામાં આવે ? શા માટે કાર્યને વિશે (અર્થાત્ કાર્ય = અનિત્યના પર્યાયવાચી તરીકે) વપરાતો જે 'સિદ્ધ' શબ્દ છે, તે) આ છે, એમ માનવામાં ન આવે ?

**उत्तर :** (આચાર્ય વ્યાડિના) 'સંગ્રહ' નામના ગ્રંથમાં (શબ્દ નિત્ય છે કે કાર્ય છે, એની ચર્ચાના પ્રસંગે) 'કાર્ય' (શબ્દ)ના પ્રતિદ્વન્દ્વી (= વિરોધી કે વિપરીત અર્થ બતાવવા) માટે વપરાયો છે; એથી ત્યાં 'નિત્ય' અર્થમાં જ સિદ્ધ શબ્દ વપરાયો છે, એમ મનાય છે. આથી અહીં પણ તેમજ (એટલે કે નિત્યના અર્થમાં જ સિદ્ધ શબ્દ છે, એમ) મનાય છે.

**विमर्श : सिद्धे शब्दार्थसम्बन्धे ।** એ વાર્તિકમાં આવતા **सिद्ध** શબ્દનો અર્થ 'નિત્ય' લેવાનો છે, અનિત્ય = કાર્ય નહીં. આ માટેના કારણો બતાવવામાં આવી રહ્યા છે. સંગ્રહ નામના આચાર્ય વ્યાડિના ગ્રંથમાં આ **सिद्ध** શબ્દનો પ્રયોગ **कार्य** શબ્દના પ્રતિદ્વન્દ્વી = વિરોધી શબ્દ તરીકે થયો છે. કાર્ય એટલે અનિત્ય એવો અર્થ છે; ફલતઃ સિદ્ધનો અર્થ નિત્ય લેવાનો છે; એમ એક કારણ અહીં આપ્યું છે. આ પછી અથવા કરીને **सिद्ध** શબ્દનો નિત્ય અર્થ લેવા માટેના બીજાં ત્રણ કારણો કે ઉપાયો ભાષ્યકાર હવે પછી સૂચવી રહ્યા છે.

**अथवा सन्त्येकपदान्यप्यवधारणानि । तद्यथाब्भक्षो वायुभक्ष इत्यप एव भक्षयति, वायुमेव भक्षयतीति गम्यत; एवमिहापि सिद्ध एव न साध्य इति ॥ अथवा पूर्वपदलोपो ऽत्र द्रष्टव्यः । अत्यन्तसिद्धः सिद्ध इति । तद्यथा-देवदत्तो दत्तः, सत्यभामा भामेति ॥**

અથવા, (કેટલાંક સ્થળોમાં) એક જ શબ્દ(નો પ્રયોગ કરવામાં આવ્યો હોય, તો પણ તે એક શબ્દ)થી અવધારણ અર્થાત્ નિશ્ચિત અર્થની પ્રતીતિ થતી હોય છે. જેમકે–**अब्भक्षः, वायुभक्षः ।** (જેવા પ્રયોગો)માં માત્ર પાણી જ ખાય (= પીવે) છે, (બીજું કંઈ ખાતો કે પીતો નથી); માત્ર વાયુ જ ખાય છે (બીજું કંઈ ખાતો–પીતો નથી), એવો (નિશ્ચયાત્મક) અર્થ જણાય છે. એવી જ રીતે અહીં પણ '**सिद्ध**' એ (એક શબ્દના પ્રયોગથી **सिद्ध एव**) સિદ્ધ જ, સાધ્ય નહીં–એવો (નિશ્ચયાત્મક) અર્થ જણાય છે.

અથવા અહીં (મૂળમાં બે પદો હતાં, તે પૈકી) પૂર્વપદનો લોપ થયો છે, એમ સમજવું. જેમકે–**अत्यन्तसिद्धः** (એવો જે સમાસવાળો શબ્દ હતો) તે(માંથી પૂર્વપદ = **अत्यन्त**નો લોપ થતાં હવે) '**सिद्धः**' (બાકી રહ્યો) છે. વ્યવહારમાં પણ આમ



થતું હોય છે) જેમકે–**देवदत्तः** (એવા **देव** અને **दत्त** એવા બે શબ્દોના સમાસવાળા **देवदत्त** એ એક શબ્દમાંથી પૂર્વપદ એવા '**देव**'નો લોપ કરીને માત્ર) **दत्तः** (શબ્દ તરીકે) અને **सत्यभामा** (એવા **सत्या** અને **भामा** એવા બે શબ્દોના સમાસવાળા **सत्यभामा** એ એક શબ્દમાંથી પૂર્વપદ એવા '**सत्या**'નો લોપ કરીને માત્ર) **भामा** (શબ્દ તરીકે) વપરાય છે. (આમ છતાં આ એક એક શબ્દ મૂળ શબ્દ એટલે કે **देवदत्तः** અને **सत्यभामा**નો જ બોધ કરાવે છે. એ જ રીતે અહીં મૂળ શબ્દ **अत्यन्तसिद्धः** હતો, જેના સ્થાને **सिद्धः** એવો પૂર્વપદનો લોપ થતાં બાકી રહેલો એક શબ્દ વપરાયો છે. આમ છતાં આ એક શબ્દ અર્થ તો **अत्यन्तसिद्धः** એવો જ આપશે. **अत्यन्तसिद्ध** એટલે કાયમી રીતે સિદ્ધ અર્થાત્ નિત્ય.)

**विमर्श : अत्यन्तसिद्ध** એટલે ભૂત–વર્તમાન અને ભવિષ્ય એમ બધા જ કાળોમાં [illegible] સિદ્ધ છે, કોઈ કાળમાં જે સાધ્ય = સિદ્ધ કરવાનું [illegible] નથી, તે. **'अत्यन्तं कालापरिच्छेदेन सिद्धम् ।'**

**अथवा व्याख्यानतो विशेषप्रतिपत्तिर्न हि संदेहादलक्षणमिति नित्यपर्यायवाचिनो ग्रहणमिति व्याख्यास्यामः ॥**

અથવા, "(જે સ્થળે કોઈ સંદેહ ઊભો થાય, તે સ્થળે) વ્યાખ્યાન (= શાસ્ત્રકારે આપેલા વિશેષ વક્તવ્ય)ના આધારે (સંદેહની નિવૃત્તિ થાય તેવો) વિશેષ નિશ્ચય કરી લેવો, સંદેહ ઊભો થાય, એ કારણે (લક્ષણ) અલક્ષણ બની જાય (અર્થાત્ શાસ્ત્ર, શાસ્ત્ર જ રહેતું નથી), એમ સમજવું નહીં. (અર્થાત્ સંદેહ ઊભો થયો છે એટલા માટે શાસ્ત્રનો ત્યાગ ન કરવો.)–આ પરિભાષા વચન મુજબ એવું વ્યાખ્યાન કરીશું કે અહીં નિત્યના પર્યાયવાચી એવા 'સિદ્ધ' શબ્દનું ગ્રહણ કરવાનું છે.

**किं पुनरनेन वर्ण्येन ? किं न महता कण्ठेन नित्यशब्द एवोपात्तो यस्मिन्नुपादीयमाने ऽसंदेहः स्यात् । मङ्गलार्थम् । माङ्गलिक आचार्यो महतः शास्त्रौघस्य मङ्गलार्थं सिद्धशब्दमादितः प्रयुङ्क्ते मङ्गलादीनि हि शास्त्राणि प्रथन्ते वीरपुरुषकाणि च भवन्त्यायुष्मत्पुरुषकाणि चाध्येतारश्च सिद्धार्था यथा स्युरिति ।**

આ (પ્રયત્ન થકી સમજાતા **सिद्ध** શબ્દના) વર્ણન કરવાની (= કહેવાની) શી જરૂર હતી ? શા માટે (વાર્તિકકાર) મહાનુભાવે પોતાના કંઠે જ **नित्य** એવો શબ્દ ઉચ્ચાર્યો નથી, કે જે (આ **नित्य** શબ્દ)ના ઉચ્ચારવાથી કોઈ સંદેહ થાત નહીં.

(આવો પ્રશ્ન થાય, તો તેના જવાબમાં જણાવે છે કે)

મંગલને માટે.

મંગલ કરવાનો ઇરાદો ધરાવતા આચાર્ય (આ વ્યાકરણ નામના) મોટા શાસ્ત્ર પ્રવાહના (આરંભમાં) મંગલને માટે **सिद्ध** શબ્દનો આરંભમાં પ્રયોગ કરે છે. કેમકે આરંભે મંગલ કરીને રચવામાં આવેલા શાસ્ત્રો બધી બાજુએ = સર્વત્ર ફેલાય છે (એટલે કે સર્વ ઠેકાણે તેમનો પ્રસાર થાય છે) અને એ શાસ્ત્રના જાણનારા શૂર બને છે, દીર્ધાયુ હોય છે અને ભણનાર સહુ કોઈ સિદ્ધાર્થ = કૃતાર્થ બની રહે છે. (આવા આશય સાથે આચાર્ય શાસ્ત્રના પ્રારંભમાં **सिद्ध** શબ્દ વાપરીને મંગલાચરણ કરી રહ્યા છે.)

**अयं खल्वपि नित्यशब्दो नावश्यं कूटस्थेष्वविचालिषु भावेषु वर्तते । किं तर्हि । आभीक्ष्ण्ये ऽपि वर्तते । तद्यथा । नित्यप्रहसितो नित्यप्रजल्पित इति । यावताभीक्ष्ण्ये ऽपि वर्तते तत्राप्यनेनैवार्थः स्याद्व्याख्यानतो विशेषप्रतिपत्तिर्न हि संदेहादलक्षणमिति । पश्यति त्वाचार्यो मङ्गलार्थश्चैव सिद्धशब्द आदितः प्रयुक्तो भविष्यति शक्ष्यामि चैनं नित्यपर्यायवाचिनं वर्णयितुमिति । अतः सिद्धशब्द एवोपात्तो न नित्यशब्दः ॥**

(ઉપર જણાવ્યું તેમ અહીં **सिद्ध** ને બદલે **नित्य** શબ્દનો પ્રયોગ કરવામાં આવે, તો પણ તેના અર્થ વિશે સંશય તો રહે જ છે કેમકે) આ **नित्य** શબ્દ પણ કૂટસ્થ (એટલે કે અવિનાશી) અને અવિચાલી (એટલે કે એક જ જગાએ રહેનાર, એકત્ર–અવસ્થિત, આમ–તેમ ન જનાર) ભાવને વિશે (વપરાય) છે, એમ નથી.

તો પછી ?

આભીક્ષ્ણ્ય અર્થાત્ બહુલતા (= વધારે પડતું હોવું) એ અર્થમાં પણ (વપરાય) છે. જેમકે–**नित्यप्रहसितः** । (નિત્ય = વારંવાર, દરેક વખત, હંમેશાં હસતો રહે છે. અર્થાત્ જ્યારે જુઓ, ત્યારે હસતો જ હોય છે, ક્યારેય ઉદાસ હોતો નથી.) **नित्यप्रजल्पितः** । (નિત્ય = વારંવાર, દરેક વખત હંમેશાં બકતો જ રહે છે. અર્થાત્ જ્યારે જુઓ, ત્યારે બોલતો જ હોય છે, ક્યારેય શાન્ત હોતો નથી.) આમ જ્યારે (આ **नित्य** શબ્દ) આભીક્ષ્ણ્ય અર્થમાં પણ છે, ત્યારે (જ્યાં **सिद्ध** ને બદલે **नित्य** શબ્દ વાપર્યો હશે) ત્યાં પણ આ (ઉપર બતાવેલા પરિભાષા વચન) **व्याख्यानतो विशेषप्रतिपत्तिर्न हि सन्देहादलक्षणम्**–થી જ (**नित्य**) શબ્દનો (કૂટસ્થ અને અવિચાલી એવો) અર્થ નિશ્ચય કરવાનો રહેશે.



(આ સ્થિતિમાં શાસ્ત્રકાર) આચાર્ય જુએ (= વિચારે) છે કે અહીં આદિમાં વપરાયેલો **सिद्ध** શબ્દ મંગલ–સૂચક બની રહેશે અને એને (ઉપર જણાવેલી વ્યાખ્યાન નામની યુક્તિથી) 'આ **सिद्ध** શબ્દ નિત્યનો પર્યાયવાચી છે', એમ બતાવી શકીશ. આથી અહીં **सिद्ध** શબ્દનું ગ્રહણ કર્યું છે, નિત્ય શબ્દનું નહીં.

**अथ कं पुनः पदार्थं मत्वैष विग्रहः क्रियते, 'सिद्धे शब्दे ऽर्थे संबन्धे चेति' ।**

હવે (એ વિચારવાનું રહે છે કે) કોને (અર્થાત્ દ્રવ્યને કે આકૃતિને) પદાર્થ માનીને (**शब्दार्थसम्बन्धे**–એ સમાસવાળા પદનો) '**सिद्धे शब्दे अर्थे सम्बन्धे च**' આ વિગ્રહ કરવામાં આવી રહ્યો છે ?

**विमर्श** : '**शब्दार्थसम्बन्धे**' એ સામાસિક પદ છે. આમ તો આમાં **शब्द**, **अर्थ** અને **सम्बन्ध**–એમ ત્રણ શબ્દો સ્પષ્ટ રીતે જણાઈ આવે છે; પરંતુ સમાસનો વિગ્રહ કરવામાં આવે, તો તે બે રીતે થઈ શકે એમ છે. જેમકે–(૧) **शब्दः च अर्थसम्बन्धः च इति** । (અર્થાત્ અહીં **शब्द** અને **अर्थसम्बन्ध** એ બે શબ્દોનો સમાસ કર્યો છે.) અને (૨) **शब्दः च अर्थः च सम्बन्धः च इति** । (અર્થાત્ અહીં **शब्द**, **अर्थ** અને **सम्बन्ध** એ ત્રણ શબ્દોનો સમાસ કર્યો છે.)

આ સ્થિતિમાં સિદ્ધાન્તપક્ષે જો **शब्द** અને **अर्थसम्बन्ध** એ બે જ નિત્ય હોય, તો પ્રથમ પ્રકારનો સમાસ માનવો પડે. અને સિદ્ધાન્તપક્ષે જો **शब्द**, **अर्थ** અને **सम्बन्ध**–એ ત્રણ નિત્ય હોય, તો બીજા પ્રકારનો સમાસ માનવો પડે. આ બાબતનો ખ્યાલ રાખીને હવે આગળની ચર્ચા કરવામાં આવી રહી છે.

**आकृतिमित्याह । कुत एतत् । आकृतिर्हि नित्या द्रव्यमनित्यम् ॥**

આકૃતિને (પદનો અર્થ સ્વીકારીને, એ મતમાં આવો **शब्दे, अर्थे, सम्बन्धे च**–વિગ્રહ કરવામાં આવી રહ્યો છે), એમ કહે છે.

આમ શાથી ?

(આમ એટલા માટે કે) આકૃતિ નિત્ય હોય છે, અને દ્રવ્ય અનિત્ય હોય છે.

**अथ द्रव्ये पदार्थे कथं विग्रहः कर्तव्यः । सिद्धे शब्दे ऽर्थसंबन्धे चेति । नित्यो ह्यर्थवतामर्थैरभिसंबन्धः ॥ अथवा द्रव्य एव पदार्थ एष विग्रहो न्याय्यः सिद्धे शब्दे ऽअर्थे संबन्धे चेति । द्रव्यं हि नित्यमाकृतिरनित्या ।**

હવે 'દ્રવ્ય' પદનો અર્થ હોય (એમ સ્વીકારીએ) તો (તે મતમાં) કેવો વિગ્રહ કરવાનો થાય ?

(દ્રવ્યને પદનો અર્થ સ્વીકારવામાં આવે, તો) **सिद्धे शब्दे अर्थसम्बन्धे च**– એવો વિગ્રહ કરવાનો થાય. (કેમકે) અર્થવાળા (શબ્દો)નો અર્થની સાથે (રહેલો) સમ્બન્ધ નિત્ય હોય છે.

અથવા (પદનો અર્થ દ્રવ્ય જ છે, એવા મતમાં પણ આવો જ વિગ્રહ કરવો ઉચિત છે–**सिद्धे शब्दे अर्थे सम्बन्धे चेति** । (કેમકે) દ્રવ્ય નિત્ય હોય છે, અને આકૃતિ અનિત્ય હોય છે.

**कथं ज्ञायते । एवं हि दृश्यते लोके, मृत्कयाचिदाकृत्या युक्ता पिण्डो भवति । पिण्डाकृतिमुपमृद्य घटिकाः क्रियन्ते । घटिकाकृतिमुपमृद्य कुण्डिकाः क्रियन्ते ।**

કેવી રીતે જણાય ∴ (કે દ્રવ્ય નિત્ય છે અને આકૃતિ અનિત્ય છે ?)

લોકમાં એવું જોવામાં આવે છે કે માટી ક્યારેક (ઢેફાના રૂપમાં) કોઈક આકૃતિથી યુક્ત પિણ્ડ (માત્ર) હોય છે. (એ પછી) આ પિણ્ડ (રૂપ) આકૃતિને ભાંગી નાખીને (એ આકૃતિનો નાશ કરીને) **घटिका** (= નાનો ઘડો) બનાવવામાં આવે છે. (એ પછી સમય જતાં એ) **घटिका**ની આકૃતિને (તે ઉપરથી મન ઊઠી જતાં અથવા કાણું પડી જતાં) ભાંગી નાખીને **कुण्डिका** (= કૂંડું) બનાવવામાં આવે છે.

**तथा सुवर्णं कयाचिदाकृत्या युक्तं पिण्डो भवति । पिण्डाकृतिमुपमृद्य रुचकाः क्रियन्ते । रुचकाकृतिमुपमृद्य कटकाः क्रियन्ते । कटकाकृतिमुपमृद्य रुचकाः क्रियन्ते । रुचकाकृतिमुपमृद्य कटकाः क्रियन्ते । कटकाकृतिमुपमृद्य स्वस्तिकाः क्रियन्ते । पुनरावृत्तः सुवर्णपिण्डः पुनरपरयाकृत्या युक्तः खदिराङ्गारसवर्णे कुण्डले भवतः । आकृतिरन्या चान्या च भवति द्रव्यं पुनस्तदेव । आकृत्युपमर्देन द्रव्यमेवावशिष्यते ॥**

એવી જ રીતે સોનું ક્યારેક કોઈક (ગમે તે એક) આકૃતિથી યુક્ત પિણ્ડ (માત્ર) હોય છે. (એ પછી) આ પિણ્ડરૂપ આકૃતિને ભાંગી નાંખી (= એ આકૃતિનો નાશ કરી) **रुचक** (= પેંડલ સાથેનો હાર) બનાવવામાં આવે છે. (એ પછી સમય જતાં, એ) **रुचक**ની આકૃતિ (ઉપરથી મન ઊઠી જતાં તે આકૃતિ)ને ભાંગી નાંખી **कटक** (= કડું કે કંદોરો) બનાવવામાં આવે છે. (એ પછી વળી, બીજો થોડો સમય વ્યતીત થતાં કટક આકૃતિ ઉપરથી મન ઊઠી જાય છે; ત્યારે) **कटक**ની આકૃતિને ભાંગી નાખી **स्वस्तिक** (= સ્વસ્તિકના આકારનું ઘરેણું) બનાવવામાં



આવે છે. (સમયાન્તરે ફરી પાછી સ્વસ્તિકની આકૃતિને ભાંગી) ફરી પાછું ઓગાળીને બનાવેલું સુવર્ણનું પિણ્ડ (ઉપર મુજબ ફરીથી બદલાઈને) ફરી પાછી બીજી કોઈ આકૃતિવાળું (એટલે કે) ખેરના (લાકડાના) અંગારા જેવા (ચમકતા) વર્ણ (= રંગ)વાળા **कुण्डल** (બુટ્ટી, કાનનું ઘરેણું) રૂપે થઈ જાય છે. આમ આકૃતિ જુદી જુદી બનતી રહે છે, જ્યારે દ્રવ્ય તો તેનું તે જ હોય છે. આમ (ઉપરના દરેક પ્રસંગમાં) આકૃતિના ભંગાવાથી દ્રવ્ય જ અવશિષ્ટ રહે છે.

**आकृतावपि पदार्थ एष विग्रहो न्याय्यः सिद्धे शब्दे ऽर्थे संबन्धे चेति । ननु चोक्तमाकृतिरनित्येति ।**

(આમ અહીં સુધી આકૃતિને અનિત્ય અને દ્રવ્યને નિત્ય બતાવ્યા પછી હવે 'આકૃતિ પણ નિત્ય જ છે'–એવો મત નજર સમક્ષ રાખી જણાવે છે કે) પદનો અર્થ આકૃતિ છે, (એવો મત સ્વીકારવામાં આવે) ત્યારે પણ આ વિગ્રહ જ ઉચિત છે : **सिद्धे शब्दे अर्थे सम्बन्धे चेति** ।

(બદલાયેલા મતથી આશ્ચર્ય પામતાં પૂર્વપક્ષી કહે છે કે) હમણાં તમે તો કહ્યું હતું કે – 'આકૃતિ અનિત્ય છે.'

**विमर्श :** જો આકૃતિ અનિત્ય હોય, તો આ આકૃતિ એવો પદનો અર્થ પણ અનિત્ય ઠરે છે. જો પદનો અર્થ = પદાર્થ અનિત્ય હોય, તો શબ્દ અને અર્થસમ્બન્ધ (એટલે કે શબ્દનો અર્થની સાથેનો સમ્બન્ધ) એ બે જ નિત્ય = સિદ્ધ છે; એવો અર્થ આપે તેવો **सिद्धे शब्दे अर्थसम्बन्धे चेति**–વિગ્રહ જ વ્યાજબી લેખાય, અહીં જે વિગ્રહ આપ્યો છે; તે નહીં.

**नैतदस्ति । नित्याकृतिः । कथम् । न क्वचिदुपरतेति कृत्वा सर्वत्रोपरता भवति, द्रव्यान्तरस्था तूपलभ्यते ॥**

ના, (આકૃતિ અનિત્ય છે), એમ નથી. આકૃતિ તો નિત્ય છે.

કેવી રીતે ?

(એ રીતે કે) તે ક્યાંક નાશ પામે છે, એથી કરીને સર્વત્ર નાશ પામતી હોય, એવું નથી. (એક ઠેકાણે કોઈએક દ્રવ્યમાં તેનો નાશ થતો હોય, તો પણ તેવી આકૃતિ) બીજા દ્રવ્યમાં, બીજે ઠેકાણે તો તે મળી જ આવે છે.

**अथवा नेदमेव नित्यलक्षणं ध्रुवं कूटस्थमविचाल्यनपायोपजनविकार्यनुत्पत्त्यवृद्ध्यव्ययोगि यत्तन्नित्यमिति, तदपि नित्यं यस्मिंस्तत्त्वं न विहन्यते ।**

અથવા નિત્યનું એ લક્ષણ નથી કે – "જે ધ્રુવ = કુટસ્થ (વિનાશ ન પામનારું), અવિચાલિ (એક જ રૂપમાં રહેનારું, વિચલિત ન થનારું, રૂપાન્તર ન પામનારું), અપાય–ઉપજન (એટલે કે વિયોગ તથા સંયોગવાળું) અને વિકાર વગરનું, ઉત્પત્તિ–વૃદ્ધિ અને વ્યય ન પામનારું હોય છે, તે જ નિત્ય હોય છે." બલ્કે, તે પણ નિત્ય છે કે જે(નો નાશ થવા છાતં તે)માં રહેલા તત્ત્વ(ધર્મ)નો નાશ થતો નથી.

**किं पुनस्तत्त्वम् । तद्भावस्तत्त्वम् । आकृतावपि तत्त्वं न विहन्यते ॥ अथवा किं न एतेनेदं नित्यमिदमनित्यमिति । यन्नित्यं तं पदार्थं मत्वैष विग्रहः क्रियते सिद्धे शब्दे ऽर्थे संबन्धे चेति ॥**

**પ્રશ્ન :** તે તત્ત્વ વળી શું છે ?

**ઉત્તર :** કોઈ વસ્તુ[illegible] (સ્વ)ભાવ (જે વસ્તુમાં રહેનાર ધર્મ, કે જે એ વસ્તુના સ્વરૂપનો બોધ કરાવે છે; તે) તત્ત્વ છે. આકૃતિને વિશે પણ (વિચારતાં જણાય છે કે તેનો નાશ થવા છતાં, તે આકૃતિમાં રહેલો જે ધર્મ છે, તે ધર્મનો =) તત્ત્વનો નાશ થતો નથી. (આમ આકૃતિમાં રહેલો આકૃતિત્વ રૂપ ધર્મ નાશ ન પામતો હોવાથી, આકૃતિ નિત્ય છે; એમ સમજવું જોઈએ.)

અથવા એથી શું કે આ નિત્ય છે અને આ અનિત્ય છે. જે નિત્ય છે, તે (આકૃતિ કે દ્રવ્ય)ને પદનો અર્થ માનીને આ રીતનો વિગ્રહ કરવામાં આવશે – **सिद्धे शब्दे अर्थे सम्बन्धे चेति ॥**

**વિમર્શ :** ઉપરની ચર્ચાનો સાર એ છે કે પદનો અર્થ આકૃતિ માનીશું, તો આકૃતિ નિત્ય છે, એવો પક્ષ સ્વીકારીશું અને પદનો અર્થ દ્રવ્ય માનીશું, તો દ્રવ્ય નિત્ય છે, એવો પક્ષ સ્વીકારીશું. આમ પદનો જે કોઈ અર્થ સ્વીકારીએ; તે નિત્ય છે; એટલું ચોક્કસ છે.

ઉપરની ચર્ચામાં નક્કી થયું કે **शब्द, अर्थ** અને **सम्बन्ध** એ ત્રણેય નિત્ય છે. હવે આગળની ચર્ચામાં એ વાતનો વિચાર કરવામાં આવનાર છે કે આ વાતનો નિશ્ચય કેવી રીતે થાય છે.

**कथं पुनर्ज्ञायते सिद्धः शब्दो ऽर्थः संबन्धश्चेति । लोकतः । यल्लोके ऽर्थमर्थमुपादाय शब्दान्प्रयुञ्जते नैषां निर्वृत्तौ यत्नं कुर्वन्ति । ये पुनः कार्या भावा निर्वृत्तौ तावत्तेषां यत्नः क्रियते । तद्यथा-घटेन कार्यं करिष्यन्कुम्भकारकुलं गत्वाह – 'कुरु घटं कार्यमनेन करिष्यामीति' । न तद्वच्छब्दान्प्रयोक्ष्यमाणो वैयाकरण-**



**कुलं गत्वाह – 'कुरु शब्दान्प्रयोक्ष्य इति' । तावत्येवार्थमर्थमुपादाय शब्दान्प्रयुञ्जते ॥**

કેવી રીતે જણાય છે કે શબ્દ, (શબ્દનો) અર્થ અને (શબ્દ તથા અર્થનો) સમ્બન્ધ સિદ્ધ = નિત્ય છે ?

લોકમાંથી.

કેમકે લોકમાં તે તે અર્થનું ગ્રહણ કરીને શબ્દોને પ્રયોજવામાં આવે છે. (પરંતુ) એમના (એટલે કે શબ્દ, અર્થ અને સમ્બન્ધ અથવા માત્ર શબ્દોના) બનાવવાને વિશે કોઈ જાતનો યત્ન કરવામાં આવતો નથી. અલબત્ત, જે પદાર્થ કાર્ય (= અનિત્ય) હોય છે; તેમને બનાવવાને વિશે તો પ્રયત્ન કરવામાં આવે જ છે. જેમકે (ઘ[illegible] અનિત્ય પદાર્થ છે, માટે) ઘડાથી કામ કરવાની ઈ[illegible] ધરાવતો માણસ કુંભારના ઘરે જઈને (કુંભારને) કહે છે કે (તું) ઘડો બનાવ, (હું) એ ઘડા વડે કામ કરીશ. (એ ઘડાથી મારે કામ કરવું છે.) આ જ રીતે શબ્દોનો પ્રયોગ કરનાર માણસ વૈયાકરણના ઘરે જઈને (વૈયાકરણને) કહેતો નથી, કે (તું) શબ્દો બનાવ, (હું) એ શબ્દોને પ્રયોજીશ. (મારે એ શબ્દોનો પ્રયોગ કરવો છે.) (બસ, શબ્દોનો પ્રયોગ કરવાની ઈચ્છા ધરાવતો માણસ તો) તે સમયે (એટલે કે જ્યારે વિવક્ષા થાય છે, ત્યારે) તે તો અર્થને (બુદ્ધિ વડે) ગ્રહણ કરીને શબ્દોને પ્રયોજતો હોય છે.

**यदि तर्हि लोक एषु प्रमाणं किं शास्त्रेण क्रियते ।**

**लोकतो ऽर्थप्रयुक्ते शब्दप्रयोगे शास्त्रेण धर्मनियमः ॥ १-ख ॥**

**लोकतो ऽर्थप्रयुक्ते शब्दप्रयोगे शास्त्रेण धर्मनियमः क्रियते ।**

આમ જો આ (શબ્દ, અર્થ અને એ બે વચ્ચેના સમ્બન્ધને વિશે અને ત્રણેયની નિત્યતા)ને વિશે લોક જ પ્રમાણ છે; તો શાસ્ત્ર થકી શું કરવામાં આવે છે ?

**(વા.)** લોક થકી (જે તે) અર્થમાં વપરાતા શબ્દોના પ્રયોગને વિશે શાસ્ત્ર થકી ધર્મનિયમ (કરવામાં આવે છે).

લોક થકી (જે તે) અર્થમાં વપરાતા શબ્દોના પ્રયોગ (= વ્યવહાર)ને વિશે શાસ્ત્ર થકી ધર્મનિયમ કરવામાં આવે છે.

**किमिदं धर्मनियम इति । धर्माय नियमो धर्मनियमः । धर्मार्थो वा नियमो धर्मनियमः । धर्मप्रयोजनो वा नियमो धर्मनियमः ॥**

यथा लौकिकवैदिकेषु ॥ १-ग ॥

**प्रियतद्धिता दाक्षिणात्या यथा लोके वेदे चेति प्रयोक्तव्यो यथा लौकिकवैदिकेष्विति प्रयुञ्जते । अथवा युक्त एव तद्धितार्थः । यथा लौकिकेषु वैदिकेषु च कृतान्तेषु ॥**

આ ધર્મનિયમ (એ) શું છે ?

ધર્મ માટેનો નિયમ (એટલે કે ધર્મનો નિયમ) તે ધર્મનિયમ છે. ધર્મ છે અર્થ જેનો તેવો (અર્થાત્ ધર્મરૂપ જે) નિયમ તે ધર્મનિયમ છે. ધર્મ છે પ્રયોજન જેનું તેવો (અર્થાત્ ધર્મને ઉત્પન્ન કરનાર જે) નિયમ તે ધર્મ નિયમ છે.

**(वा.)** જેમ લોકમાં અને વેદમાં. (એટલે કે જેમ લૌકિક અને વૈદિક સિદ્ધાન્તોના વાક્યો વડે ધર્મનિયમ થાય છે, તેમ.)

(અહીં થોડું વિષયાન્તર કરીને, વચ્ચે જુદા જુદા પ્રાન્તોમાં રહેનાર માણસની ભાષા પરત્વેની જુદી જુદી રુચિને બતાવવાના આશયથી જણાવ્યું છે કે) દાક્ષિણાત્ય લોકોને તદ્ધિત (પ્રત્યયાન્ત શબ્દોનો પ્રયોગ વધારે) પ્રિય છે. જેમકે–(અહીં **लोके** (એમ **लोक** શબ્દનું સપ્તમી–એકવચન) અને **वेदे** (એમ **वेद** શબ્દનું સપ્તમી–એકવચન) વાપરવાને બદલે **लौकिकवैदिकेषु** (એમ **लोक** અને **वेद** શબ્દથી તદ્ધિત–**ठक्** = **इक** પ્રત્યય યોજીને **लौकिक–वैदिक** શબ્દો બનાવી, તેમનું સપ્તમી–બહુવચનનું રૂપ) વાપર્યું છે.

અથવા, અહીં વપરાયેલ તદ્ધિત (પ્રત્યયાન્ત શબ્દનો) પ્રયોગ યુક્ત (= વ્યાજબી જ) છે. જેમકે–**लौकिक** (= **लोक**માં પ્રસિદ્ધ) અને **वैदिक** (**वेद**માં પ્રસિદ્ધ) **कृतान्त** = સિદ્ધાન્તોમાં (ધર્મનિયમ જોવા મળે છે, તેમ અહીં પણ શાસ્ત્ર થકી ધર્મનિયમ કરવામાં આવી રહ્યો છે.)

**लोके तावदभक्ष्यो ग्राम्यकुक्कुटो ऽभक्ष्यो ग्राम्यशूकर इत्युच्यते । भक्ष्यं च नाम क्षुत्प्रतीघातार्थमुपादीयते । शक्यं चानेन श्वमांसादिभिरपि क्षुत्प्रतिहन्तुम् । तत्र नियमः क्रियत इदं भक्ष्यमिदमभक्ष्यमिति । तथा खेदात्स्त्रीषु प्रवृत्तिर्भवति समानश्च खेदविगमो गम्यायां चागम्यायां च । तत्र नियमः क्रियत इयं गम्येयमगम्येति ॥**

લોકમાં કહેવાય છે કે – ગામનો (અર્થાત્ ગામમાં ઉછરેલો) **कुक्कुट** (= કુકડો) અભક્ષ્ય છે. ગામનો (અર્થાત્ ગામમાં ઉછરેલો) **सूकर** (= ડુક્કર) અભક્ષ્ય છે.



(આ લોકમાં પ્રસિદ્ધ સિદ્ધાન્તના અનુસંધાનમાં વિચારતાં જણાય છે કે) **भक्ष्य** નામની (વસ્તુ) તે હોય છે કે જે ભૂખને નિવારવા માટે ગ્રહણ કરવામાં આવે છે. (= ભૂખ ભાંગવા માટે ખાવામાં આવે છે.) એટલે (જો ભૂખ જ ભાંગવી હોય, તો તે) કુતરાના માંસ વગેરે દ્વારા પણ ભૂખ ભાંગી શકાય છે. ત્યાં (ભૂખ ભાંગવાને વિશે) નિયમ કરવામાં આવે છે કે આ ભક્ષ્ય (= ખાવા યોગ્ય પદાર્થ) છે અને આ અભક્ષ્ય (= ભૂખ ભાંગવાને વિશે ન ખાવા યોગ્ય પદાર્થ) છે. એ જ રીતે ખેદ (= રાગ)ને લીધે (પુરુષની) સ્ત્રી તરફ પ્રવૃત્તિ થાય છે. હવે, ખેદની નિવૃત્તિ તો ગમ્ય (= સમાગમને યોગ્ય) કે અગમ્ય (સમાગમને અયોગ્ય) કોઈ પણ સ્ત્રીને વિશે એક સરખી રીતે થઈ શકે છે. ત્યાં નિયમ કરવામાં આવે છે કે – આ સ્ત્રી ગમ્યા છે અને આ અગમ્યા છે.

**वेदे खल्वपि पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य आमिक्षाव्रतो वैश्य इत्युच्यते । व्रतं च नामाभ्यवहारार्थमुपादीयते । शक्यं चानेन शालिमांसादीन्यपि व्रतयितुम् । तत्र नियमः क्रियते ।**

વેદમાં પણ (આવા નિયમો જોઈ શકાય છે. જેમકે યજ્ઞોપવીત સંસ્કાર પૂર્વે રાખવાના નિયમ–વ્રત માટે) બ્રાહ્મણ 'દૂધ'નો આહાર કરે; ક્ષત્રિય 'યવાગૂ'નો આહાર કરે; વૈશ્ય 'આમિક્ષા'નો આહાર કરે; એમ કહેવાયુ છે. હવે, વ્રત તો તેનું નામ છે કે જે ખાવાને માટે ગ્રહણ કરવામાં આવે છે. આ રીતે (જોતાં) તો (ખાનાર) **शाली** (ચોખા) કે **मांस** વગેરેને પણ ખાવાને માટે ગ્રહણ કરી શકે છે. ત્યાં નિયમ કરવામાં આવે છે (કે બ્રાહ્મણ આદિએ પય વગેરેને જ ખાવાનાં છે, બીજી કોઈ વસ્તુ ખાવાની નથી).

**तथा बैल्वः खादिरो वा यूपः स्यादित्युच्यते । यूपश्च नाम पश्वनुबन्धार्थमुपादीयते । शक्यं चानेन किंचिदेव काष्ठमुच्छ्रित्यानुच्छ्रित्य वा पशुरनुबन्द्धुम् । तत्र नियमः क्रियते । तथाग्नौ कपालान्यधिश्रित्याभिमन्त्रयते – 'भृगूणामङ्गिरसां धर्मस्य तपसा तप्यध्वमिति' । अन्तरेणापि मन्त्रमग्निर्दहनकर्मा कपालानि संतापयति । तत्र नियमः क्रियत एवं क्रियमाणामभ्युदयकारि भवतीति ॥ एवमिहापि समानायामर्थगतौ शब्देन चापशब्देन च धर्मनियमः क्रियते । शब्देनैवार्थो ऽभिधेयो नापशब्देनेत्येवं क्रियमाणमभ्युदयकारि भवतीति ॥**

વળી, (ગાય-વગેરે પશુને બાંધવા માટે) બીલી કે ખેરના લાકડાનો બનેલો થાંભલો હોવો જોઈએ—એમ કહેવાય છે. (એટલે કે આવો વેદે બતાવેલો નિયમ છે.) હવે, **यूप** (= થાંભલો) તો તેનું નામ છે કે જે પશુને બાંધવા માટે ઉપયોગી હોય છે. આ રીતે (જોતાં) તો (બાંધનાર) જે કોઈ લાકડાથી, છોલીને કે છોલ્યા વિના (તરાસીને કે તરાસ્યા વગર) પશુને બાંધી શકાય છે. (પરંતુ આમ ન કરીને અમુક ચોક્કસ જાતના લાકડાના થાંભલા સાથે જ પશુને બાંધવું—એવો) ત્યાં નિયમ કરવામાં આવે છે.

તથા અગ્નિ ઉપર કપાલોને મૂકીને (તે વિશે) મન્ત્ર બોલાય છે : **भृगूणामङ्गिरसाम् धर्मस्य तपसा तप्यध्वम्** । અર્થાત્ ભૃગુઓ અને અંગિરસોના ધર્મ = તેજના તપથી તપો. હવે અહીં (કરવામાં આવતા) મન્ત્રપાઠ વગર પણ અગ્નિ તપાવનાર હોવાથી ?લો કપાલોને તપાવે જ છે. ત્યાં નિયમ કરવામાં આવે છે. (આ રીતના મન્ત્રોનો પાઠ કરતાં કરતાં જ કપાલોને તપાવવા–) આમ કરવું (= આ રીતનું કર્મ) અભ્યુદય કરનાર હોય છે.

એ જ રીતે અહીં પણ શબ્દ વડે અને અપશબ્દ વડે એક સરખી રીતે અર્થાવબોધ થતો હોવા છતાં (આ શબ્દાનુશાસન થકી) ધર્મનિયમ કરવામાં આવે છે – શબ્દ વડે જ અર્થને કહેવો, અપશબ્દ વડે (મનમાં રહેલો અર્થ શ્રોતા સુધી પહોંચાડવો) નહીં. આમ કરવું (એટલે કે શબ્દ વડે જ અર્થ કહેવાનો ઉપક્રમ રાખવો, તે) અભ્યુદય કરનાર હોય છે.

**વિમર્શ** : ઉપરના વિમર્શથી એવો નિશ્ચય થાય છે કે અર્થાવબોધ કરાવવા માટે (સાધુ) શબ્દોનો જ પ્રયોગ કરવાનો છે; અસાધુ = અપશબ્દોનો નહીં. કેમકે આમ કરવાથી અભ્યુદય થાય છે. હવે, આના અનુસંધાનમાં જો કોઈને એ પ્રશ્ન થાય છે કે અમુક શબ્દ સાધુ છે અને અમુક શબ્દ અસાધુ છે; તેનો નિશ્ચય કેવી રીતે થાય ? તો તેનો જવાબ એ છે કે લોકથી. અર્થાત્ લોક દ્વારા જ નક્કી થાય છે કે આ શબ્દ સાધુ છે અને આ શબ્દ અસાધુ (= અપશબ્દ) છે. જે શબ્દો લોકમાં પ્રયુક્ત છે, વપરાય છે, તે સાધુ શબ્દો છે અને જે શબ્દો લોકમાં અપ્રયુક્ત છે, વપરાતા નથી, તે અસાધુ શબ્દો છે. આ બે પ્રકારના શબ્દોમાંથી શબ્દાનુશાસનમાં તો લોકમાં વપરાતા અને તેને કારણે સાધુ મનાતા શબ્દોનું જ અનુશાસન થવું ઘટે. પરંતુ પૂર્વપક્ષીને મતે કેટલાક એવા શબ્દો પણ છે કે જે લોકમાં વપરાતા નથી. (અને એ રીતે તે અસાધુ હોવા) છતાં શબ્દાનુશાસનમાં શાસિત છે. હવે જો શબ્દાનુશાસન પણ અસાધુ શબ્દોને અનુશાસિત કરવાનો ઉપક્રમ રચે; તો 'ધર્મનિયમ'નું શું થાય ? એવા વિચાર સાથે આગળની વાત આવે છે.



**अस्त्यप्रयुक्तः । सन्ति वै शब्दा अप्रयुक्ताः । तद्यथा-ऊष, तेर, चक्र, पेचेति । किमतो यत्सन्त्यप्रयुक्ताः । प्रयोगाद्धि भवाञ्शब्दानां साधुत्वमध्यवस्यति य इदानीमप्रयुक्ता नामी साधवः स्युः ॥ इदं विप्रतिषिद्धं यदुच्यते सन्ति वै शब्दा अप्रयुक्ता इति । यदि सन्ति नाप्रयुक्ता, अथाप्रयुक्ता न सन्ति, सन्ति चाप्रयुक्ताश्चेति विप्रतिषिद्धम् । प्रयुञ्जान एव खलु भवानाह सन्ति शब्दा अप्रयुक्ता इति । कश्चेदानीमन्यो भवज्जातीयकः पुरुषः शब्दानां प्रयोगे साधुः स्यात् ॥**

અપ્રયુક્ત (શબ્દ પણ) છે.

અવશ્ય (કેટલાક) શબ્દો અપ્રયુક્ત પણ છે. જેમકે—ऊष, तेर, चक्र, पेच વગેરે.

શબ્દો અપ્રયુક્ત છે, તેથી શું ?

(આવા પ્રશ્નના જવાબમાં પૂર્વપક્ષી જણાવે છે કે) તમે (લોકમાં થતા) પ્રયોગોના આધારે જ શબ્દોનું સાધુત્વ નક્કી કરો છો. (એટલે) હાલમાં જે અપ્રયુક્ત છે, તે શબ્દો સાધુ ન પણ હોય.

શબ્દો છે, પણ અપ્રયુક્ત છે, એમ કહેવું એ તો પરસ્પર વિરુદ્ધ વાત છે. જો શબ્દો હશે, તો તે અપ્રયુક્ત નહીં હોય. (ક્યાંકને ક્યાંક વપરાતા જ હશે.) અને વળી, જો અપ્રયુક્ત હશે, તો તેવા શબ્દો હશે જ નહીં. (અર્થાત્ શબ્દો હોય, અને વપરાય જ નહીં, તેવું બને નહીં. આમ છતાં તમે કહો છો કે) શબ્દો છે અને પ્રયુક્ત થતા નથી (= વપરાતા નથી) તે તો પરસ્પર વિરુદ્ધ વાત છે.

(વળી, આશ્ચર્ય તો એ વાતનું છે કે **उष, तेर, पेच, चक्र** જેવા શબ્દો વપરાતા નથી, એમ કહેનાર તમે જ આ બધા શબ્દોની સૂચિ આપતી વખતે) વાપરતા રહીને જ એમ કહો છો કે શબ્દો છે પણ તે અપ્રયુક્ત છે (= વપરાતા નથી). આ સ્થિતિમાં તમારા જેવો બીજો કયો માણસ તે (= અપ્રયુક્ત) શબ્દોના પ્રયોગમાં સાધુ (= હોશિયાર અથવા સાધુ, શિષ્ટજન) હોય.

**नैतद्विप्रतिषिद्धम् । सन्तीति तावद्ब्रूमो यदेताञ्शास्त्रविदः शास्त्रेणानुविदधते । अप्रयुक्ता इति ब्रूमो यल्लोके ऽप्रयुक्ता इति । यदप्युच्यते कश्चेदानीमन्यो भवज्जातीयकः पुरुषः शब्दानां प्रयोगे साधुः स्यादिति न ब्रूमो ऽस्माभिरप्रयुक्ता इति ।**

(પૂર્વપક્ષી જવાપ આપે છે–) આ (અમારી વાત કે શબ્દો છે; અને વપરાતા નથી–એ) પરસ્પર વિરોધી નથી. (કેમકે) જ્યારે અમે કહીએ છીએ કે 'શબ્દ છે' ત્યારે (તે કથનનો અમારો આશય એવો હોય છે કે) શાસ્ત્રને જાણનારા લોકો શાસ્ત્ર થકી તેમનું વિધાન કરે છે. અને જ્યારે (અમે કહીએ છીએ કે શબ્દ) અપ્રયુક્ત છે, ત્યારે (તે કથનનો અમારો આશય એ હોય છે કે) શબ્દો લોકમાં વપરાતા નથી. અને વળી, તમે કહો છો કે – 'તમારા જેવો બીજો કયો માણસ હશે, જે (આ અપ્રયુક્ત) શબ્દોના પ્રયોગને વિશે સાધુ હોય' – તો (તે માટે અમારે એટલું જ કહેવાનું છે કે) અમારા થકી અપ્રયુક્ત છે, એમ અમે નથી કહેતા.

**किं तर्हि । लोके ऽप्रयुक्ता इति । ननु च भवानप्यभ्यन्तरो लोके । अभ्यन्तरो ऽहं लोके न त्वहं लोकः ॥**

**अस्त्यप्रयुक्त इति चेन्नार्थे शब्दप्रयोगात् ॥ २ ॥**

**अस्त्यप्रयुक्त इति चेत्तन्न । किं कारणम् । अर्थे शब्दप्रयोगात् । अर्थे शब्दाः प्रयुज्यन्ते सन्ति चैषां शब्दानामर्था येष्वर्थेषु प्रयुज्यन्ते ॥**

**अप्रयोगः प्रयोगान्यत्वात् ॥ ३ ॥**

**अप्रयोगः खल्वेषां शब्दानां न्याय्यः । कुतः । प्रयोगान्यत्वात् । यदेतेषां शब्दानामर्थे ऽन्याञ्शब्दान्प्रयुञ्जते । तद्यथा । ऊषेत्यस्य शब्दस्यार्थे 'क्व यूयमुषिताः' । तेरेत्यस्यार्थे 'किं यूयं तीर्णाः' । चक्रेत्यस्यार्थे 'किं यूयं कृतवन्तः' । पेचेत्यस्यार्थे 'किं यूयं पक्ववन्त' इति ॥**

તો શું (કહો છો ?)

લોકમાં અપ્રયુક્ત છે. (એટલે કે લોક એ શબ્દોને વાપરતું નથી.)

શું તમે લોકની અંદર ખરા કે નહીં ?

હા, (હું લોકની) અંદર ખરો, પરંતુ હું (એકલો જ) 'લોક' નથી.

**(વા.)** અપ્રયુક્ત (શબ્દો છે, એમ કહેવું બરાબર નથી; કેમકે શબ્દનો પ્રયોગ અર્થને વિશે (= અર્થને કહેવા માટે) થાય છે.

(પૂર્વપક્ષીએ જે ઉપર જણાવ્યું કે કેટલાક) અપ્રયુક્ત (શબ્દો) છે, તે બરાબર નથી.



શા કારણથી ?

(એ કારણથી કે) અર્થને વિશે (= અર્થને કહેવાને માટે) શબ્દનો પ્રયોગ થાય છે. (આ વાર્તિકનો અંશ ટાંકીને, તેનો અનુવાદ આપ્યો, હવે આ વાર્તિકાંશમાં આવેલી બાબતને ભાષ્યકાર પોતાના શબ્દોમાં ફરી કહે છે :) અર્થને વિશે શબ્દો પ્રયોજાય છે. એ શબ્દોના અર્થો પણ છે; કે જે અર્થોમાં તે શબ્દો વપરાય છે; પ્રયોજાય છે.

(વળી, 'શબ્દો છે; પણ વપરાતા નથી'–એમ જે કહેવાયું છે, તે નજર સમક્ષ રાખી, આ કથનની સત્યતા વિશેનો પોતાનો અભિગમ જણાવતાં કહે છે :)

**(વા.)** ( **ऊष** વગેરે શબ્દોનો) અપ્રયોગ છે, (કારણ કે એમના અર્થમાં) બીજા શબ્દોનો પ્રયોગ થતો હોય છે (= થાય છે).

આ શબ્દોનો અપ્રયોગ (= પ્રયોગ ન થવો તે) પણ વ્યાજબી છે.

શાથી ?

(આ શબ્દોનો જે અર્થ છે, તે અર્થને કહેવા માટે) બીજા શબ્દોનો પ્રયોગ થાય છે, તેથી (આ **ऊष, तेर** વગેરે શબ્દો વપરાતા નથી = અપ્રયુક્ત છે).

(વાર્તિકાંશને ફરી ભાષ્યકાર પોતાના શબ્દોમાં કહે છે :) કેમકે આ શબ્દોના અર્થને કહેવા માટે અન્ય શબ્દોનો પ્રયોગ કરવામાં આવે છે. જેમકે–**ऊष** એ શબ્દના અર્થમાં **क्व यूयम् उषिताः** (એમ **उषिताः**નો પ્રયોગ થાય છે). **तेर** એ શબ્દના અર્થમાં **क्व यूयम् तीर्णाः** (એમ **तीर्णाः**નો પ્રયોગ થાય છે). **चक्र** એ શબ્દના અર્થમાં **क्व यूयम् कृतवन्तः** (એમ **कृतवन्तः**નો પ્રયોગ થાય છે.) અને **पेच** એ શબ્દના અર્થમાં **क्व यूयम् पक्ववन्तः** (એમ **पक्ववन्तः**નો પ્રયોગ થાય છે).

**अप्रयुक्ते दीर्घसत्रवत् ॥ ४ ॥**

**यद्यप्यप्रयुक्ता अवश्यं दीर्घसत्रवल्लक्षणेनानुविधेयाः । तद्यथा । दीर्घसत्राणि वार्षशतिकानि वार्षसहस्त्रिकाणि च । न चाद्यत्वे कश्चिदपि व्यवहरति केवलमृषिसंप्रदायो धर्म इति कृत्वा याज्ञिकाः शास्त्रेणानुविदधते ॥**

**(વા.)** અપ્રયુક્ત (શબ્દોને) વિશે દીર્ઘસત્રની જેમ.

જોકે (**ऊष** વગેરે શબ્દો, હાલમાં) અપ્રયુક્ત છે; છતાં પણ જેમ (યાજ્ઞિક કર્મકાંડનું વિધાન કરનારા શાસ્ત્રો આજે પ્રચલનમાં નથી, તેવા) **दीर्घसत्र**નું લક્ષણ (= શાસ્ત્ર) થકી વિધાન કરે છે, (તેમ આજે ન વપરાતા = અપ્રયુક્ત શબ્દોનું

લક્ષણ = શબ્દાનુશાસન દ્વારા વિધાન કરવામાં આવે છે, એમ સમજવું જોઈએ.) જેમકે–**दीर्घसत्र** એકસો વર્ષ સુધી ચાલનારા અને એક હજાર વર્ષ સુધી ચાલનારા હોય છે. આવાં (લાંબો વખત સુધી ચાલનારા) દીર્ઘસત્રોને આજકાલ કોઈ કરતું નથી, (છતાં) માત્ર ઋષિસમ્પ્રદાય (ઋષિઓએ પ્રબોધેલો સમ્પ્રદાયરૂપ) ધર્મ છે, એમ માનીને યાજ્ઞિક લોકો શાસ્ત્ર થકી તે **दीर्घसत्रो**નું વિધાન કરે છે.

**सर्वे देशान्तरे ॥ ५ ॥**

**सर्वे खल्वप्येते शब्दा देशान्तरे प्रयुज्यन्ते । न चैव उपलभ्यन्ते । उपलब्धौ यत्नः क्रियताम् महान्हि शब्दस्य प्रयोगविपयः । सप्तद्वीपा वसुमती त्रयो लोकाश्चत्वारो वेदाः साङ्गाः सरहस्या बहुधा विभिन्ना एकशतमध्वर्युशाखाः सहस्त्रवर्त्मा सामवेद एकविंशतिधा बाह्वृच्यं नवधाथर्वणो वेदो वाकोवाक्यमितिहासः पुराणं वैद्यकमित्येता-वाञ्शब्दस्य प्रयोगविषयः । एतावन्तं शब्दस्य प्रयोगविषयमनुनिशम्य सन्त्यप्रयुक्ता इति वचनं केवलं साहसमात्रम् ॥**

**(वा.)** બધા (શબ્દો) દેશાન્તરમાં (પ્રયોજાય છે.)

અને વળી, આ બધા શબ્દો દેશાન્તરમાં પ્રયોજાય છે.

(પૂર્વપક્ષી પૂછે છે કે જો દેશાન્તરમાં આ બધા શબ્દો પ્રયોજાતા હોય, તો તે પ્રયુક્ત થયેલા મળવા જોઈએ. પરંતુ) આ બધા શબ્દો મળતા નથી !

(પૂર્વપક્ષીના આક્ષેપનો જવાબ આપવાના ઇરાદે જણાવે છે કે) મળે, તે માટે પ્રયત્ન કરવો જોઈએ. (મળતા નથી, એમ કહેતાં પહેલાં બધે તપાસ કરી લેવી જોઈએ.) શબ્દોનો પ્રયોગવિષય (= પ્રયોગનું ક્ષેત્ર ભૂગોળ અને સાહિત્ય બન્ને) ઘણું મોટું છે. (જેમકે) સાત દ્વીપ ધરાવતી આ પૃથ્વી, (એ ઉપરાંત) ત્રણેય લોક, (અને આ બધામાં રહેલું સાહિત્ય, જેમકે) ચાર વેદો, (અને તે પણ તેમનાં છ) અંગો સાથેના અને રહસ્ય (ઉપનિષદો અથવા મનુસ્મૃતિ વગેરે સ્મૃતિગ્રન્થો) સાથેના, અનેક પ્રકારે જુદા જુદા–(શબ્દોના પ્રયોગનું આટલું વિશાળ ક્ષેત્ર છે. એટલું જ નહીં, એક એક વેદને લઈએ, તો તે એક વેદની અનેક શાખાઓ પણ છે, જેમકે) યજુર્વેદની એક સો શાખાઓ (અથવા એક સો એક શાખાઓ), સામવેદની હજાર શાખાઓ, એકવીસ શાખાઓ ઋગ્વેદની અને નવ પ્રકારની શાખાઓ અથર્વવેદની છે. (આ વૈદિક સાહિત્ય ઉપરાંત) વાકોવાક્ય (= ઉક્તિ–પ્રત્યુક્તિની શૈલીએ રચાયેલ ગ્રન્થ), ઇતિહાસ, પુરાણ, વૈદ્યક (વગેરે પણ) શબ્દોના પ્રયોગ–વિષયો (= પ્રયોગ સ્થળો) છે. આમ આટલા મોટા શબ્દોના



પ્રયોગ વિષય (= સ્થળને) જોયા–સાંભળ્યા વગર જ એમ કહેવું કે – 'શબ્દો છે, પણ અપ્રયુક્ત છે' – એ માત્ર સાહસ જ છે.

**एतस्मिन्नतिमहति शब्दस्य प्रयोगविषये ते ते शब्दास्तत्र तत्र नियतविषया दृश्यन्ते । तद्यथा – शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाषितो भवति, विकार एवैनमार्या भाषन्ते शव इति । हम्मतिः सुराष्ट्रेषु, रंहतिः प्राच्यमध्येषु, गमिमेव त्वार्याः प्रयुञ्जते । दातिर्लवनार्थे प्राच्येषु, दात्रमुदीच्येषु ॥ ये चाप्येते भवतो ऽप्रयुक्ता अभिमताः शब्दा एतेषामपि प्रयोगो दृश्यते । क्व । वेदे । यद्वो रेवती रेवत्यं तदूष । यन्मे नरः श्रुत्यं ब्रह्म चक्र । यत्रा नश्चक्रा जरसं तनूनामिति ॥**

એટલું જ નહીં, શબ્દના (આવા ઘણા મોટા વિસ્તૃત) પ્રયોગ–વિષયમાં તે તે શબ્દો તે તે નિયત વિષયમાં (વપરાતા) જોવા મળે છે. જેમકે – '**शव्**' એ 'જવું' અર્થવાળો ધાતુ (માત્ર ક્રિયાપદ તરીકે) કમ્બોજ દેશમાં જ બોલાય છે. (જ્યારે આ જ '**शव्**' ધાતુ ઉપરથી) વિકાર એટલે કે કૃદન્ત રૂપમાં (સિદ્ધ થયેલો) **शवः** એવો (કૃદન્ત) શબ્દ આર્યો બોલે છે. (આ 'જવું' એ અર્થમાં) **हम्म्** ધાતુનો સુરાષ્ટ્રમાં અને **रंह्** ધાતુનો પ્રાચ્ય તથા મધ્ય દેશમાં (પ્રયોગ થાય છે. જ્યારે આ ધાતુઓને બદલે 'જવું' એ અર્થમાં) **गम्** ધાતુને જ આર્યો પ્રયોજે છે. (એ જ રીતે) '**दा**' એવો લવન (= લણવું કે વાઢવું) અર્થમાં રહેલો ધાતુ પ્રાચ્ય દેશમાં (તિઙન્ત ક્રિયાપદ તરીકે) વપરાય છે; (જ્યારે આ '**दा**' ધાતુ ઉપરથી કૃદન્ત તરીકે સિદ્ધ થયેલો) **दात्रम्** એવો શબ્દ ઉદીચ્ય દેશમાં વપરાય છે. (અર્થાત્ ઉદીચ્ય દેશમાં તિઙન્ત ક્રિયાપદ તરીકે '**दा**' ધાતુ વપરાતો નથી; માત્ર એ ધાતુ ઉપરથી બનેલો **दात्रम्** એ કૃદન્ત શબ્દ જ વપરાય છે.)

વળી, તમારા મતે જે શબ્દો અપ્રયુક્ત છે, તે શબ્દોનો પ્રયોગ પણ જોવા મળે છે.

ક્યાં ?

વેદમાં. (જેમકે–) यद्वो रेवती रेवत्यं तदूष । यन्मे नरः श्रुत्यं ब्रह्म चक्र । (ઋગ્વેદ ૧–૧૬૫–૧૧) यत्रां नश्चक्रा जरसं तनूनांम्' इति । (ઋગ્વેદ ૧–૮૯–૯).

**किं पुनः शब्दस्य ज्ञाने धर्म आहोस्वित्प्रयोगे । कश्चात्र विशेषः ।**

**ज्ञाने धर्म इति चेत्तथाधर्मः ॥ ६ ॥**

**ज्ञाने धर्म इति चेत्तथाधर्मः प्राप्नोति । यो हि शब्दाञ्जानात्यपशब्दानप्यसौ जानाति । यथैव शब्दज्ञाने धर्म एवमपशब्दज्ञाने ऽप्यधर्मः ।**

શું શબ્દના જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે, કે પછી પ્રયોગ (કરવા)માં.

આ (બન્ને બાબતો)માં વિશેષ (એક બીજા કરતાં ફેર) શો છે ?

**(વા.)** (જો) 'જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે' એમ (માનવામાં આવતું) હોય, તો એ જ રીતે (અપશબ્દના જ્ઞાનમાં) અધર્મ (રહેલો) છે, એવું માનવું પડે.

જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે, એમ (માનવામાં આવતું) હોય, તો એ જ રીતે (અપશબ્દના જ્ઞાનમાં) અધર્મ રહેલો છે; એવું માનવાનું પ્રાપ્ત થાય છે. (કેમકે) જે (માણસ) શબ્દને જાણે છે, (અર્થાત્ જે માણસને શબ્દનું જ્ઞાન છે) તે માણસ અપશબ્દને પણ જાણે છે (અર્થાત્ તે માણસને અપશબ્દનું પણ જ્ઞાન થઈ જતું હોય છે. આથી) હવે જેમ શબ્દના જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે એમ (માનવામાં આવે) છે, તેમ અપશબ્દના જ્ઞાનમાં અધર્મ (રહેલો) છે, એવું માનવું પડે એમ છે.

**अथवा भूयानधर्मः प्राप्नोति । भूयांसो ऽपशब्दा अल्पीयांसः शब्दाः । एकैकस्य शब्दस्य बहवो ऽपभ्रंशाः । तद्यथा – गौरित्यस्य गावी गोणी गोता गोपोतलिकेत्येवमादयो ऽपभ्रंशाः ॥**

અથવા (હકીકતે તો શબ્દના જ્ઞાનમાં ધર્મ અને અપશબ્દના જ્ઞાનમાં અધર્મ એમ માનીએ, તો તે બે પૈકી જે) વધારે (થાય છે, તે) અધર્મ (રહેલો છે; એવું માનવાનું) પ્રાપ્ત થાય છે. (કેમકે) અપશબ્દો (શબ્દના પ્રમાણમાં) વધારે છે. (જ્યારે અપશબ્દના પ્રમાણમાં) શબ્દો ખૂબ જ ઓછા છે. એક એક શબ્દ(ની સામે, તે શબ્દ)ના અપભ્રંશ (એટલે કે અપશબ્દો) ઘણા છે. જેમકે–**गौः** (આ એક શિષ્ટમાન્ય કે સાધુ શબ્દ)ના **गावी**, **गोणी**, **गोता**, **गोपोतलिका** વગેરે (અનેક) અપભ્રંશો (= અપશબ્દો, શિષ્ટ માન્ય નથી, તેવા અસાધુ શબ્દો) છે.

(આ ઉપરથી સમજાય છે કે શબ્દના જ્ઞાનમાં ધર્મ રહેલો છે; એમ માનવું વ્યાજબી નથી. અને વળી–)

**आचारे नियमः ॥ ७ ॥**

**आचारे पुनर्ऋषिर्नियमं वेदयते । ते ऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुरिति ॥**



**(વા.)** આચારમાં નિયમ (કહ્યો) છે.

વળી, (પ્રાચીન) ઋષિ (શબ્દના પ્રયોગ કરવા રૂપ) આચારમાં (અર્થાત્ શબ્દના પ્રયોગમાં) નિયમ (પોતાનો મત, અભિપ્રાય) જણાવે છે. (જેમકે) પેલા અસુરો (**हेऽरयः**, **हेऽरयः** અર્થાત્ હે શત્રુઓ !, સમ્બોધન, **अरि** = શત્રુ શબ્દ) એવો શિષ્ટમાન્ય = સાધુ શબ્દનો પ્રયોગ કરવાને બદલે **हेलयः हेलयः** એવો (શબ્દ પ્રયોગ, કે જે શિષ્ટમાન્ય ન હોવાથી અપશબ્દ છે, તેનો) પ્રયોગ કરતા રહ્યા અને (તેના પરિણામે તેઓ) પરાજયને પામ્યા.

**વિમર્શ :** યજ્ઞકાર્યમાં શબ્દનો જ પ્રયોગ કરવો ઘટે, અપશબ્દનો નહીં. આવો એક નિયમ છે. પેલા અસુરોએ આ નિયમ પાળ્યો નહીં, અને યજ્ઞકાર્યમાં **हे अरयः** એવો સાધુ શબ્દનો પ્રયોગ કરવાને બદલે **हेलयः हेलयः** એવો અસાધુ = અપશબ્દનો પ્રયોગ કરતા રહ્યા આમ અપશબ્દનો પ્રયોગ કરવાને કારણે, તેમનો પરાજય થયો. આ ઉપરથી એવું સૂચવાય છે કે શબ્દના પ્રયોગમાં ધર્મ (રહેલો) છે.

**अस्तु तर्हि प्रयोगे ।**

**प्रयोगे सर्वलोकस्य ॥ ८ ॥**

**यदि प्रयोगे धर्मः सर्वो लोको ऽभ्युदयेन युज्येत ।**

વારુ ત્યારે પ્રયોગ (કરવા)માં (ધર્મ રહેલો છે, એમ માનીશું.)

**(વા.)** પ્રયોગ (કરવા)માં ધર્મ છે; એમ માનીશું, તો સર્વ લોકનો (અર્થાત્ બધા જ માણસોને ધર્મ પ્રાપ્ત થતો રહેશે અને તેથી બધા જ માણસો અભ્યુદયથી યુક્ત થઈ જશે.)

જો (શબ્દના) પ્રયોગ (કરવા)માં ધર્મ (થાય) છે, (એમ માની લેવામાં આવે, તો) બધો જ લોક (એટલે કે પૃથ્વીલોક ઉપરના બધા જ માણસો) અભ્યુદયની સાથે જોડાઈ જાય છે.

**વિમર્શ :** તાત્પર્ય એ છે કે શબ્દના પ્રયોગ કરવામાં ધર્મ છે, એમ માનીશું તો બધા જ માણસો શબ્દનો પ્રયોગ કરે છે, એટલે શબ્દનો પ્રયોગ કરનાર બધા માણસોને ધર્મની પ્રાપ્તિ થશે. આ રીતે જે માણસ ધર્મવાળો બનશે, તે અભ્યુદય = સાંસારિક ઉન્નતિ પામશે. એટલે શબ્દનો પ્રયોગ કરનાર દરેક માણસ પણ અભ્યુદય પામતો જશે.

**कश्चेदानीं भवतो मत्सरो यदि सर्वो लोको ऽभ्युदयेन युज्येत । न खलु कश्चिन्मत्सरः प्रयत्नार्थक्यं तु भवति । फलवता च नाम यत्नेन भवितव्यं न च प्रयत्नः फलाद्व्यतिरेच्यः ।**

જો બધો જ લોક અભ્યુદયની સાથે જોડાઈ જતો હોય, (અભ્યુદય પામી જતો હોય) તો તેમાં અત્યારે (= બધા માણસોના અભ્યુદયથી) તમને શી ઈર્ષ્યા (મત્સર = અદેખાઈ) થાય છે ?

(આ પ્રશ્નનો ઉત્તર આપતાં કહ્યું છે કે) અમને તો કોઈ મત્સર = ઈર્ષ્યા થતી નથી. (પરંતુ શબ્દના જ્ઞાનની પ્રાપ્તિ માટે જે લોકો પ્રયત્ન કરી રહ્યા છે, તેમનો) પ્રયત્ન અનર્થક બની રહે છે. (દરેક) પ્રયત્ન ફળવાન (કોઈકને કોઈક ફળ આપનાર) હોવો જોઈએ. કેમકે પ્રયત્નને ફળથી જુદો પાડી શકાતો નથી.

**વિમર્શ :** જે લોકો શબ્દનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે વ્યાકરણ શાસ્ત્રાદિ ભણવા રૂપ પ્રયત્ન–યત્ન કરી રહ્યા છે, તે લોકો પણ શબ્દનો પ્રયોગ કરનારા તો હોય જ છે ! એટલે જો શબ્દના પ્રયોગ કરવાથી જ ધર્મ થઈ જતો હોય, તો પછી શબ્દનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટેનો પ્રયત્ન અનર્થક જ રહે ! વળી, લોકમાં વ્યાકરણાદિના અધ્યયન દ્વારા શબ્દના જ્ઞાનની પ્રાપ્તિનો પ્રયત્ન કરનારાઓને પણ આપણે જોઈએ છીએ. આ પ્રયત્ન કરનારા લોકો જો શબ્દના પ્રયોગથી જ ધર્મ પ્રાપ્ત કરી લેતા હોય, તો પછી તેમનો વ્યાકરણાદિના અધ્યયનથી શબ્દનું જ્ઞાન મેળવવા માટેનો પ્રયત્ન અનર્થક બની રહે છે. આ બાજુ એ પણ હકીકત છે કે પ્રયત્ન માત્રનું કોઈને કોઈ ફળ હોવું જ જોઈએ. એવો કોઈ પ્રયત્ન નથી કે જેનું કોઈને કોઈ ફળ ન મળતું હોય. એટલે અમારા મતે – શબ્દના જ્ઞાનની પ્રાપ્તિ માટેનો વ્યાકરણશાસ્ત્રાદિના અધ્યયન રૂપ જે પ્રયત્ન થઈ રહ્યો છે, તેનું કોઈ ફળ તો હોવું જ જોઈએ. આ ફળ બીજું કંઈ નહીં, પણ 'ધર્મ' છે. આમ શબ્દના જ્ઞાનમાં ધર્મ છે, એવું ફલિત થાય છે.

**ननु च ये कृतप्रयत्नास्ते साधीयः शब्दान्प्रयोक्ष्यन्ते त एव साधीयो ऽभ्युदयेन योक्ष्यन्ते । व्यतिरेको ऽपि वै लक्ष्यते । दृश्यन्ते हि कृतप्रयत्नाश्चाप्रवीणा अकृतप्रयत्नाश्च प्रवीणाः । तत्र फलव्यतिरेको ऽपि स्यात् ॥**

અને વળી (શબ્દના જ્ઞાનની પ્રાપ્તિ માટે કરવામાં આવતા પ્રયત્નનું ફળ બતાવતાં કોઈ એમ કહે કે) જે લોકો શબ્દના જ્ઞાન માટેનો પ્રયત્ન કરનાર છે, તે લોકો વધારે ઉત્તમ શબ્દોનો પ્રયોગ કરશે, (અર્થાત્ વાગ્વ્યવહારમાં આવા લોકો પ્રવીણ બનશે.) અને તેથી તે જ લોકો વધારે ઉત્તમ એવા અભ્યુદય સાથે જોડાશે. (તો, તે વાત પણ વ્યાજબી નથી. કેમકે ફળમાં તો) વ્યતિરેક પણ દેખાય છે. (અર્થાત્ પ્રયત્ન ન કરનારને ફળ મળતું દેખાય છે અને જે પ્રયત્ન કરનાર છે;



તેને ફળ મળતું દેખાતું નથી, એવી ઉલટ–સુલટ વાત થઈ પડશે. જેમકે શબ્દના જ્ઞાનની પ્રાપ્તિ માટેનો) પ્રયત્ન જેમણે કર્યો છે, તેવા લોકો (વાગ્વ્યવહારમાં) અપ્રવીણ હોય છે; અને જેમણે (શબ્દના જ્ઞાનની પ્રાપ્તિ માટેનો કોઈ) પ્રયત્ન કર્યો જ હોતો નથી, તેવા લોકો (વાગ્વ્યવહારમાં) પ્રવીણ દેખાય છે. આમ અહીં ફળનો વ્યતિરેક થઈ પડે છે.

**एवं तर्हि नापि ज्ञान एव धर्मो नापि प्रयोग एव । किं तर्हि ?**

**शास्त्रपूर्वके प्रयोगे ऽभ्युदयस्तत्तुल्यं वेदशब्देन ॥ ९ ॥**

**शास्त्रपूर्वकं यः शब्दान्प्रयुङ्क्ते सो ऽभ्युदयेन युज्यते । तत्तुल्यं वेदशब्देन । वेदशब्दा अप्येवमभिवदन्ति । यो ऽग्निष्टोमेन यजते य उ चैनमेवं वेद ।**

(જો આવી સ્થિતિ હોય) તો પછી ન તો જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે, અને ન તો પ્રયોગ (કરવા)માં જ ધર્મ (થાય) છે.

તો પછી (ધર્મની પ્રાપ્તિ) શેમાં થાય છે ?

**(વા.)** શાસ્ત્રપૂર્વકના = શાસ્ત્ર(ની આજ્ઞા મુજબ કરવામાં આવનારા =) પ્રયોગમાં (ધર્મ રહેલો છે અને તેથી) અભ્યુદય થાય છે. આ (વિધાન) વેદ(ના) શબ્દની સમાન છે.

જે માણસ શાસ્ત્રપૂર્વક એટલે કે શાસ્ત્રની આજ્ઞા મુજબ જ શબ્દનો પ્રયોગ કરે છે; (તેને ધર્મ થાય છે, અને આ ધર્મથી જ) તેનો અભ્યુદય થાય છે. આ વાત વેદશબ્દની જેમ (સાચી છે, વિશ્વાસ કરવા પાત્ર) છે. વેદ શબ્દ પણ આવું જ કહે છે (= પ્રતિપાદિત કરે છે, જેમકે) **योऽग्निष्टोमेन यजते य उ चैनमेवं वेद** । અર્થાત્ જે અગ્નિષ્ટોમ યજ્ઞ કરે છે અને વળી જે એ અગ્નિષ્ટોમ યજ્ઞને જાણે છે (તેને જ ધર્મ થાય છે, અને તેથી પુણ્ય પ્રાપ્ત થાય છે).

**વિમર્શ :** ઉપર્યુક્ત કથનનો આશય એમ છે કે જે અગ્નિષ્ટોમ યજ્ઞને કરે છે = યજ્ઞનો પ્રયોક્તા = પ્રયોગ કરનાર છે અને જે અગ્નિષ્ટોમ યજ્ઞને જાણે છે = યજ્ઞનો જ્ઞાતા = જાણનાર છે; તેને ધર્મ થતાં પુણ્ય પ્રાપ્ત થાય છે. માત્ર પ્રયોક્તાને કે માત્ર જ્ઞાતાને નહીં.

**यो ऽग्निं नाचिकेतं चिनुते य उ चैनमेवं वेद ॥**

એવી જ રીતે (એક બીજો પણ વેદ શબ્દ = વેદનું વાક્ય છે કે) **योऽग्निं नाचिकेतं चिनुते य उ चैनमेवं वेद** । અર્થાત્ જે નાચિકેત અગ્નિનું ચયન કરે

છે અને વળી જે એ નાચિકેત અગ્નિને જાણે છે. (તેને જ ધર્મ થાય છે અને તેથી પુણ્ય પ્રાપ્ત થાય છે).

**વિમર્શ :** અહીં પણ એવો આશય છે કે જે નાચિકેત અગ્નિનું ચયન કરે છે = અગ્નિ ચયનનો પ્રયોક્તા = પ્રયોગ કરનાર છે અને એ નાચિકેત અગ્નિને જાણે છે = અગ્નિનો જ્ઞાતા = જાણનાર છે; તેને જ ધર્મ થતાં પુણ્ય પ્રાપ્ત થાય છે. માત્ર નાચિકેત અગ્નિના પ્રયોક્તાને કે માત્ર જ્ઞાતાને ધર્મ થતો નથી. આ વેદના શબ્દ ઉપરથી એવું સમજાય છે કે વેદનો મત છે કે પ્રયોગ કરવો અને તે પ્રયોગની જાણકારી રાખવી—એ બન્ને મળીને ધર્મ બને છે. આ ધર્મને કારણે પુણ્ય પ્રાપ્ત થતાં માણસનો અભ્યુદય થાય છે. આ મુજબ અહીં પણ જે માણસ શબ્દને જાણે છે અને તે જાણકારીવાળો માણસ શબ્દનો પ્રયોગ કરે છે; તેને જ ધર્મ થતાં પુણ્ય મળે છે. જે પુણ્ય તેનો અભ્યુદય કરાવે છે.

**अपर आह । तत्तुल्यं वेदशब्देनेति । यथा वेदशब्दा नियमपूर्वमधीताः फलवन्तो भवन्त्येवं यः शास्त्रपूर्वकं शब्दान्प्रयुङ्क्ते सो ऽभ्युदयेन युज्यत इति ॥**

બીજા વિદ્વાનો = વ્યાખ્યાકારો '**तत्तुल्यं वेदशब्देन**' આ વાક્યનો અર્થ બીજી રીતે કરે છે : જેમ વેદશબ્દો = વેદના વાક્યો નિયમપૂર્વક ભણવામાં આવે, તો (ભણનારને) ફળ આપનારાં બને છે; તેમ જે માણસ શાસ્ત્ર (એ આપેલી સંમતિરૂપ) આજ્ઞાપૂર્વક શબ્દોનો પ્રયોગ કરે છે, (તેને ધર્મ થાય છે. આ ધર્મને કારણે પુણ્ય થતાં) તે અભ્યુદયથી યુક્ત બને છે.

**अथवा पुनरस्तु ज्ञान एव धर्म इति । ननु चोक्तं – 'ज्ञाने धर्म इति चेत्तथाधर्म इति' । नैष दोषः । शब्दप्रमाणका वयम् । यच्छब्द आह तदस्माकं प्रमाणम् । शब्दश्च शब्दज्ञाने धर्ममाह नापशब्दज्ञाने ऽधर्मम् । यच्च पुनरशिष्टाप्रतिषिद्धं नैव तद्दोषाय भवति नाभ्युदयाय । तद्यथा – हिक्कितहसितकण्डूयितानि नैव दोषाय भवन्ति नाप्यभ्युदयाय ।**

અથવા ફરી પાછું (એમ માનીએ કે) જ્ઞાનમાં જ ધર્મ છે.

(જો આમ માનીએ, તો) હમણાં જ કહ્યું હતું કે '(શબ્દના) જ્ઞાનમાં જેમ ધર્મ (થાય છે, એમ માનીશું; તો અપશબ્દના જ્ઞાનમાં) અધર્મ (થાય) છે, (એમ પણ માનવું પડશે. આ દોષનું નિવારણ કેમ કરીશું ?).



ના, આ કોઈ દોષ નથી. અમે તો શબ્દને જ પ્રમાણ માનનારા છીએ. જે શબ્દ કહે છે; તે જ અમારા માટે પ્રમાણ છે અને શબ્દ (= '**ज्ञाने धर्मः**' એવા શબ્દો) તો શબ્દના જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે એમ કહે છે; અપશબ્દના જ્ઞાનમાં અધર્મ (રહેલો) છે; એવું કહેતો નથી. અને વળી (લોકવ્યવહાર પણ એવો છે કે) જે (બાબત) અશિષ્ટ (હોય, પણ જો તેનો) પ્રતિષેધ ન કરવામાં આવ્યો હોય, તો તે (અશિષ્ટ બાબત) ન કોઈ દોષ માટેની બની રહે છે અને ન તો કોઈ અભ્યુદય માટેની બની રહે છે. જેમકે – **हिक्कित** = હેડકી લેવી, **हसित** = હસવું, **कुण्डुयित** = ખંજવાળવું વગેરે.

**વિમર્શ :** સભામાં અશિષ્ટ દેખાતા, પણ જેમનો પ્રતિષેધ કરવામાં આવ્યો નથી, તેવાં વર્તનોથી ન તો કોઈ દોષ થાય છે કે ન તો કોઈ અભ્યુદય થાય છે. એવી જ રીતે અપશબ્દના જ્ઞાનથી ધર્મ થતો નથી, એવું ધર્મનો પ્રતિષેધ કરનાર વિધાન ક્યાંય કહેવામાં આવ્યું નથી. એટલે અપશબ્દના જ્ઞાનથી ન તો કોઈ દોષ થાય છે કે ન તો કોઈ અભ્યુદય થાય છે.

**अथवाभ्युपाय एवापशब्दज्ञानं शब्दज्ञाने । यो ऽपशब्दाञ्जानाति शब्दानप्यसौ जानाति । तदेवं ज्ञाने धर्म इति ब्रुवतो ऽर्थादापन्नं भवत्यपशब्दज्ञानपूर्वके शब्दज्ञाने धर्म इति ॥**

અથવા અપશબ્દોનું જ્ઞાન થવું, તે તો શબ્દના જ્ઞાન માટેનો એક ઉપાય જ છે ! જે અપશબ્દોને જાણે છે, તે શબ્દોને પણ જાણે છે. આથી જ્યારે (એમ કહેવામાં આવે છે કે) જ્ઞાનમાં ધર્મ (રહેલો) છે, ત્યારે તેનો આશય એવો સમજાય છે કે અપશબ્દના જ્ઞાનપૂર્વક શબ્દનું જ્ઞાન થાય, તો (તેમાં) ધર્મ (રહેલો) છે.

**अथवा कूपखानकवदेतद्भविष्यति । तद्यथा कूपखानकः कूपं खनन्यद्यपि मृदा पांसुभिश्चावकीर्णो भवति सो ऽप्सु संजातासु तत एव तं गुणमासादयति येन स च दोषो निर्हण्यते भूयसा चाभ्युदयेन योगो भवत्येवमिहापि यद्यप्यपशब्दज्ञाने ऽधर्मस्तथापि यस्त्वसौ शब्दज्ञाने धर्मस्तेन स च दोषो निर्घानिष्यते भूयसा चाभ्युदयेन योगो भविष्यति ॥**

અથવા કુવો ખોદનાર (માણસના વર્તન)ની જેમ આ (બાબતનું સમાધાન) બની રહેશે. જેમકે કુવો ખોદનાર માણસ કુવો ખોદતાં ખોદતાં (પ્રથમ તો) માટી અને ધૂળથી અવકીર્ણ = ખરડાઈ જાય છે. (એ પછી) તે પાણી આવી જતાં,

તે પાણીથી (સ્નાનાદિ કરી લઈ) અગાઉ જેમ ચોખ્ખો હતો, તેવો ચોખ્ખાઈ)નો ગુણ પ્રાપ્ત કરી લે છે; અને એ રીતે તે દ્વારા પેલા (માટી અને ધૂળથી ખરડાઈ જવા રૂપ) દોષનો નાશ થાય છે. અને (એટલું જ નહીં, કુવો ખોદવાથી નીકળેલા પાણી વડે હવે તો) મોટા અભ્યુદય સાથે જોડાઈ જાય છે.

**विमर्श :** આશય એ છે કે એક વાર કુવો ખોદતી વેળાએ માણસ માટી અને ધૂળથી ખરડાય છે. પણ એ પછી કુવામાં પાણી આવી જતાં તે પાણીથી સ્નાન કરી અગાઉ હતો, એવો ચોખ્ખો બની જાય છે. એટલું જ નહીં, હવે તો કુવાના પાણીથી રોજે રોજ ચોખ્ખા થવાની સગવડ થઈ જાય છે. આમ એકવાર માટી અને ધૂળથી ખરડાયેલો માણસ કાયમ માટેની ચોખ્ખાઈ મેળવી લે છે; તેમ શબ્દનું જ્ઞાન મેળવવામાં લાગેલો માણસ એક વાર અપશબ્દના જ્ઞાનથી દૂષિત બને ખરો, પણ એ પછી શબ્દનું જ્ઞાન થઈ જતાં, તે શબ્દોનો જ પ્રયોગ કરતો રહીને કાયમ માટે (ધર્મ કરતો અને તેથી પુણ્ય થતાં) અભ્યુદય પામતો બની જાય છે. એટલું જ નહીં આગળ વધીને કહીએ તો આવો માણસ પોતાના ભાવિ–સન્તાનોને પણ શબ્દજ્ઞાન પહોંચાડી, તેમને પણ અભ્યુદય અપાવે છે.

**यदप्युच्यत 'आचारे नियम' इति, याज्ञे कर्मणि स नियमः । एवं हि श्रूयते । यर्वाणस्तर्वाणो नामर्षयो बभूवुः प्रत्यक्षधर्माणः परापरज्ञा विदितवेदितव्या अधिगतयाथातथ्याः । ते तत्रभवन्तो यद्वा नस्तद्वा न इति प्रयोक्तव्ये यर्वाणस्तर्वाण इति प्रयुञ्जते, याज्ञे पुनः कर्मणि नापभाषन्ते । तैः पुनरसुरैर्याज्ञे कर्मण्यपभाषितं ततस्ते पराभूताः ॥**

અને વળી, જે એમ કહેવાય છે કે 'શબ્દના આચાર (= પ્રયોગ કરવા)માં (ધર્મ થાય છે; એવો) નિયમ છે', તે તો માત્ર યજ્ઞકર્મમાં જ છે (યજ્ઞ કર્મની બહાર નહીં). એવું સાંભળ્યું છે કે યર્વાણ અને તર્વાણ નામના બે ઋષિઓ થઈ ગયા. તે પ્રત્યક્ષ ધર્મા (અર્થાત્ ધર્મ જેમને પ્રત્યક્ષ થયો છે; તેવા, પ્રત્યક્ષ રૂપે ધર્મનું સ્વરૂપ જાણનારા) હતા. પર અને અપર વિદ્યાઓના જાણનારા હતા. જાણવા પાત્ર દરેક બાબતને જાણનારા હતા. યાથાતથ્ય (એટલે કે જેનું જેવું સ્વરૂપ છે; તેમાં તેવા જ સ્વરૂપ)ને અધિગત = પ્રાપ્ત કરનારા હતા. (અર્થાત્ આત્મતત્ત્વની જાણકારી પામેલા હતા.) આવા આ મહાન્ ઋષિઓ **'यद्वा नस्तद्वा नः'** એવો પ્રયોગ કરવાને બદલે **यर्वाणस्तर्वाणः** એવો પ્રયોગ કરતા હતા. (એટલે કે **यद्वा**



**नस्तद्वा नः** એ સાધુ શબ્દોનો પ્રયોગ કરવાને બદલે લોકવ્યવહારમાં **यर्वाणस्तर्वाणः** એવો અસાધુ = અપશબ્દોનો પ્રયોગ કરતા હતા. આમ છતાં જ્યારે યજ્ઞકર્મમાં (જોડાતા, ત્યારે) અપભાષણ કરતા નહીં. (અર્થાત્ લોકો વચ્ચેના વાગ્વ્યવહારમાં અપશબ્દ ભલે વાપરતા, પણ યજ્ઞકર્મમાં તો હંમેશા શબ્દનો જ પ્રયોગ કરતા, અપભાષણ કરતા નહીં.) પેલા અસુરોએ તો યજ્ઞકર્મમાં અપભાષણ કર્યું હતું, તેથી તેમનો પરાજય થયો હતો.

**अथ व्याकरणमित्यस्य शब्दस्य कः पदार्थः ? सूत्रम् ।**

**सूत्रे व्याकरणे षष्ठ्यर्थो ऽनुपपन्नः ॥ १० ॥**

**सूत्रे व्याकरणे षष्ठ्यर्थो नोपपद्यते, व्याकरणस्य सूत्रमिति । किं हि तदन्यत्सूत्राद् व्याकरणं यस्यादः सूत्रं स्यात् ॥**

હવે, **व्याकरणम्** એવા એ શબ્દનો શો અર્થ છે ?

(આ **व्याकरणम्** એવા શબ્દનો અર્થ છે :) **सूत्रम्** = સૂત્ર.

**(વા.)** વ્યાકરણ(શબ્દ)નો અર્થ સૂત્ર હોય, તો ષષ્ઠી–વિભક્તિનો અર્થ (ઉપપન્ન થતો નથી. અર્થાત્) ઉચિત ઠરતો નથી.

જો વ્યાકરણ (શબ્દ)નો અર્થ સૂત્ર માની લેવામાં આવે, તો **व्याकरणस्य सूत्रम्** (વ્યાકરણનું સૂત્ર) એવા પ્રયોગમાં વપરાયેલી ષષ્ઠી વિભક્તિનો અર્થ ઉપપન્ન થતો (= ઉચિત ઠરતો) નથી. કેમકે (વ્યાકરણ એ જ જો સૂત્ર હોય, બન્ને એક જ હોય, તો) સૂત્ર કરતાં બીજું એવું તે શું વ્યાકરણ હોય, કે જે (વ્યાકરણ)નું આ સૂત્ર હોઈ શકે ?

**विमर्श :** આશય એવો છે કે જો વ્યાકરણ શબ્દનો અર્થ સૂત્ર લેવામાં આવે, તો વ્યાકરણ એટલે સૂત્ર–એમ બન્ને એક જ હોઈને તે બન્નેને અલગ અલગ દર્શાવતો વ્યાકરણનું સૂત્ર = **व्याकरणस्य सूत्रम्** । એવો પ્રયોગ થઈ શકે નહીં. કેમકે જે વસ્તુ એક જ હોય, તેમાં આનું (= પ્રતિયોગીનું) આ (અનુયોગી) એવી કલ્પના શી રીતે થઈ શકે ? એટલે જો વ્યાકરણનો અર્થ સૂત્ર હોય, તો **'व्याकरणस्य सूत्रम्'** એવા આ પ્રયોગમાં ષષ્ઠી–વિભક્તિનો પ્રયોગ કરી શકાશે નહીં.

**शब्दाप्रतिपत्तिः ॥ ११ ॥**

**शब्दानां चाप्रतिपत्तिः प्राप्नोति । व्याकरणाच्छब्दान्प्रतिपद्यामह इति । न हि सूत्रत एव शब्दान्प्रतिपद्यन्ते । किं तर्हि ? व्याख्यानतश्च ।**

**ननु च तदेव सूत्रं विगृहीतं व्याख्यानं भवति । न केवलानि चर्चापदानि व्याख्यानं वृद्धिः आत् ऐजिति । किं तर्हि ? उदाहरणं प्रत्युदाहरणं वाक्याध्याहार इत्येतत्समुदितं व्याख्यानं भवति ॥**

**(વા.)** (જો 'વ્યાકરણ' શબ્દનો અર્થ 'સૂત્ર' લેવામાં આવે, તો) શબ્દોની અપ્રતિપત્તિ થાય છે. (અર્થાત્ શબ્દોનું જ્ઞાન થઈ શકતું નથી.)

અને વળી, જો 'વ્યાકરણ' શબ્દનો અર્થ 'સૂત્ર' લેવામાં આવે, તો શબ્દોની અપ્રતિપત્તિ પ્રાપ્ત થાય છે (અર્થાત્ વ્યાકરણનો અર્થ સૂત્ર લઈએ તો સૂત્ર = વ્યાકરણથી શબ્દોનું જ્ઞાન થઈ શકતું નથી. જ્યારે આપણે તો એવું કહેતા હોઈએ છીએ કે) વ્યાકરણથી શબ્દોનું અમને જ્ઞાન થાય છે. (વ્યાકરણ એટલે કે) સૂત્રથી જ શબ્દોનું જ્ઞાન થતું નથી.

તો પછી શેનાથી (શબ્દનું જ્ઞાન થાય છે.)

વ્યાખ્યાનથી.

શું જે તે સૂત્રનો વિગ્રહ એ જ વ્યાખ્યાન નથી ?

(ના.) માત્ર જે તે સૂત્રના ચર્ચાપદો અર્થાત્ વિગ્રહ કરેલાં પદો એ જ વ્યાખ્યાન નથી. (જેમકે—વૃદ્ધિ સંજ્ઞા કરનારા **वृद्धिरादैच्** । પા. ૧.૧.૧ સૂત્રનો વિગ્રહ કરી) **वृद्धिः आत् ऐच्** એમ (વિગૃહીત = વિગ્રહ કરેલા પદો એ જ વ્યાખ્યાન નથી.)

તો પછી (વ્યાખ્યાન એ) શું છે ?

ઉદાહરણ, પ્રત્યુદાહરણ, વાક્યાધ્યાહાર—આ બધું મળીને વ્યાખ્યાન બને છે.

**વિમર્શ :** જો **व्याकरण**નો અર્થ સૂત્ર માનીશું, તો **व्याकरणस्य सूत्रम्** । એવા પ્રયોગમાં ષષ્ઠી—વિભક્તિનો અવયવ—અવયવીભાવ સંબંધ બોધક અર્થ બંધ બેસતો નથી. (જો આવો અર્થ બંધ બેસાડવો હોય, તો વ્યાકરણને અવયવી અને સૂત્રને અવયવ—એમ બે જુદા જુદા સ્વરૂપે સ્વીકારવા પડે ! જ્યારે વ્યાકરણનો અર્થ સૂત્ર લઈએ છીએ, ત્યારે વ્યાકરણ અને સૂત્ર એ બન્ને એક જ બની રહે છે.) આ એક દોષ આવે છે. બીજો દોષ એ આવે છે કે 'વ્યાકરણથી શબ્દોનું જ્ઞાન થાય છે' એવો જે પ્રયોગ કરીએ છીએ, તે પણ વ્યાજબી ઠરતો નથી. કેમકે વ્યાકરણ એટલે કે સૂત્રથી શબ્દોનું જ્ઞાન થતું નથી, બલ્કે જે તે સૂત્રના વ્યાખ્યાનથી શબ્દનું જ્ઞાન થાય છે. આ બે દોષ આવતા હોવાથી હવે, 'વ્યાકરણ'નો 'સૂત્ર' એવો અર્થ પડતો મૂકવાનું વિચારીને આગળની ચર્ચા કરે છે.



**एवं तर्हि शब्दः ।**

**शब्दे ल्युडर्थः ॥ १२ ॥**

**यदि शब्दो व्याकरणं ल्युडर्थो नोपपद्यते । व्याक्रियते ऽनेनेति व्याकरणम् । न हि शब्देन किंचिद्व्याक्रियते । केन तर्हि ? सूत्रेण ॥**

વારુ ત્યારે વ્યાકરણનો પદાર્થ = અર્થ 'શબ્દ' છે.

**(વા.)** (હવે જો) વ્યાકરણનો અર્થ શબ્દ માનીએ, તો **व्याकरणम्** એ પદમાં આવેલા **ल्युट्** પ્રત્યયનો અર્થ ઉપપન્ન થતો નથી. (= બંધ બેસતો નથી.)

જો શબ્દ વ્યાકરણ હોય, તો **व्याकरणम्** એ શબ્દમાં આવેલા **ल्युट्** પ્રત્યયનો (કરણ કારક) અર્થ ઉપપન્ન થઈ શકતો નથી. (જેમકે) **व्याक्रियन्ते शब्दाः अनेन इति व्याकरणम्**—વ્યાકૃત (પ્રકૃતિ અને પ્રત્યયના રૂપમાં છૂટા પાડવામાં આવે) છે શબ્દો જેનાથી, તેને વ્યાકરણ કહેવાય છે. શબ્દથી કંઈ પણ વ્યાકૃત (પ્રકૃતિ—પ્રત્યયના રૂપમાં છૂટું) થઈ શકતું નથી. તો પછી શેનાથી થાય છે ?

સૂત્રથી.

**વિમર્શ :** આ વ્યુત્પત્તિ મુજબ **वि + आ + कृ** એ ધાતુથી કરણકારકના અર્થમાં **ल्युट्** પ્રત્યય થઈને **व्याकरणम्** શબ્દ સિદ્ધ થાય છે. આ વ્યુત્પત્તિ મુજબ તેનો જે ઉપર્યુક્ત અર્થ આપવામાં આવ્યો છે, તેમાં **ल्युट्** પ્રત્યયનો અર્થ કરણકારક છે. અર્થાત્ **वि + आ + कृ** એટલો પ્રકૃતિનો = ધાતુનો અંશ (પ્રકૃતિ અને પ્રત્યયને) છૂટા પાડવાની ક્રિયાનો અર્થ આપે છે, જ્યારે **ल्युट्** એ પ્રત્યયનો અંશ છૂટા પડવાની ક્રિયાની સિદ્ધિમાં અત્યન્ત સાધક એવો કરણ કારકનો અર્થ આપે છે. આ રીતે **व्याकृ** (એટલે છૂટા પાડવાની ક્રિયા) + **ल्युट्** (એટલે એ છૂટા પાડવાની ક્રિયામાં અત્યન્ત સાધક) = (પ્રકૃતિ અને પ્રત્યયને) છૂટા પાડવાની ક્રિયામાં જે અત્યન્ત સાધક છે; તે **व्याकरण**—એવો અર્થ પ્રાપ્ત થાય છે.

**भवे च तद्धितः ।**

**भवे च तद्धितो नोपपद्यते । व्याकरणे भवो योगो वैयाकरण इति । न हि शब्दे भवो योगः । क्व तर्हि । सूत्रे ॥**

(વળી, વ્યાકરણનો અર્થ 'સૂત્ર' લેવામાં આવે, તો એક બીજો દોષ પણ આવે છે. જેમકે—)

**(વા.)** **भव** અર્થમાં તદ્ધિત (પ્રત્યય) પણ (ઉપપન્ન થઈ શકતો નથી.)

**भव** (= થનાર) એ અર્થમાં (કહેવામાં આવેલો) તદ્ધિત પ્રત્યય પણ ઉપપન્ન થઈ શકતો નથી. (જેમકે–) વ્યાકરણમાં થનાર યોગ (= સૂત્ર તે) **वैयाकरण** છે. (આવો) થનારો યોગ શબ્દમાં નથી (થતો).

તો પછી શેમાં થાય છે ?

સૂત્રમાં.

**विमर्श :** આ સમગ્ર ચર્ચાનો આશય એ છે કે અષ્ટાધ્યાયીમાં જ્યાં તદ્ધિત પ્રત્યયોનું વિધાન કરવામાં આવ્યું છે, ત્યાં (ચોથા અને પાંચમા અધ્યાયોમાં) **तत्र भवः** । પા. ૪.૩.૧૦૩ એવું એક સૂત્ર છે. આ સૂત્રથી સપ્તમ્યન્ત પ્રાતિપદિકથી ભવ (થનાર) અર્થમાં **अण्** પ્રત્યયનું વિધાન કરવામાં આવ્યું છે. આ મુજબ **व्याकरणे** (= **व्याकरण** + **ङि**) એ સપ્તમ્યન્ત પ્રાતિપદિકથી ભવ (= થનાર) અર્થમાં **अण्** પ્રત્યય થઈને **वैयाकरणः** એવો શબ્દ સિદ્ધ થાય છે. આ શબ્દનો ઉપર્યુક્ત વ્યુત્પત્તિ મુજબ 'વ્યાકરણમાં થનાર' એવો અર્થ છે. હવે જો વ્યાકરણનો અર્થ શબ્દ લેવામાં આવે, તો **वैयाकरणः** શબ્દનો અર્થ 'વ્યાકરણ = શબ્દમાં થનાર' એવો થશે. જે વ્યાજબી નથી. કેમકે શબ્દમાં થનારને વૈયાકરણ કહેવાતો નથી, બલ્કે વ્યાકરણ = સૂત્રમાં થનારને **वैयाकरण** કહેવાનો છે. દા.ત. **अपादानम्** એ શબ્દ **वैयाकरण** છે. કેમકે આ શબ્દ **ध्रुवमपायेऽपादानम्** । (પા. ૧.૪.૨૪) એ સૂત્રમાં ભવ = થનાર છે. હવે આ જે **ध्रुवमपायेऽपादानम्** । છે, એ શબ્દ તરીકે જાણીતું નથી, એ તો પાણિનીય વ્યાકરણના એક યોગ = સૂત્ર તરીકે જાણીતું છે. એટલે વ્યાકરણનો અર્થ શબ્દ લઈએ, તો **वैयाकरणः** શબ્દમાં ભવ અર્થમાં થયેલો તદ્ધિત પ્રત્યય ઉપપન્ન થઈ શકતો નથી. જ્યારે **व्याकरण** શબ્દનો સૂત્ર એવો અર્થ લઈશું, ત્યારે ઉપર્યુક્ત મુજબ ભવ અર્થમાં થયેલો તદ્ધિત પ્રત્યય ઉપપન્ન થઈ શકે છે.

### प्रोक्तादयश्च तद्धिताः ॥ १३ ॥

**प्रोक्तादयश्च तद्धिता नोपपद्यन्ते । पाणिनिना प्रोक्तं पाणिनीयम् । आपिशलम् । काशकृत्स्नमिति । न हि पाणिनिना शब्दाः प्रोक्ताः । किं तर्हि सूत्रम् ॥**

**(वा.)** પ્રોક્ત વગેરે (અર્થમાં કહેલા) તદ્ધિત પ્રત્યયો પણ (ઉપપન્ન થઈ શકતા નથી.)

(વ્યાકરણનો અર્થ શબ્દ લઈએ, તો) પ્રોક્ત વગેરે અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યયો' પણ ઉપપન્ન થઈ શકશે નહીં. જેમકે–**पाणिनिना प्रोक्तम्–पाणिनीयम्**



(પાણિનિ નામના આચાર્યે પ્રોક્ત = કહેલું જે શાસ્ત્ર છે; તે પાણિનીય. એવી જ રીતે ( **आपिशलिना प्रोक्तम्** ) **आपिशलम्** (આપિશલિ નામના આચાર્યે પ્રોક્ત = કહેલું જે શાસ્ત્ર છે, તે આપિશલ. એવી જ રીતે ( **काशकृत्स्नेन प्रोक्तम्** ) **काशकृत्स्नम्** (કાશકૃત્સ્ન નામના આચાર્યે પ્રોક્ત = કહેલું જે શાસ્ત્ર છે, તે કાશકૃત્સ્ન.)★

પાણિનિએ શબ્દો પ્રોક્ત કર્યા (= કહેલા) નથી. તો શું (પ્રોક્ત) કર્યું છે ?

સૂત્ર.

**किमर्थमिदमुभयमुच्यते 'भवे', 'प्रोक्तादयश्च तद्धिता' इति । न प्रोक्तादयश्च तद्धिता इत्येव भवे ऽपि तद्धितश्चोदितः स्यात् ।**

શા માટે **भवे च तद्धिताः** । અને **प्रोक्तादयश्च तद्धिताः** । એ બે (વાર્તિકો) કહ્યા છે ? (શા માટે) **प्रोक्तादयश्च तद्धिताः** । એ એકલું જ (વાર્તિક) કહ્યું નથી. જો આ એકલું જ વાર્તિક કહ્યું હોત, તો પણ ( **व्याकरण**નો અર્થ શબ્દ લઈએ તો **वैयाकरण** શબ્દમાં) **भव** અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યયની પણ ઉપપત્તિ થતી નથી, એમ સમજવાની પ્રેરણા થઈ જાત. (= સમજાઈ જાત.)

**विमर्श :** **प्रोक्तादयश्च तद्धिताः** । એ વાર્તિકમાં **प्रोक्त** શબ્દ પછી જે **आदि** શબ્દ મૂકવામાં આવ્યો છે; તેના કારણે 'પ્રોક્ત વગેરે' એવો અર્થ થતાં **भव** (અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યય)નો પણ સમાવેશ થઈ જાય એમ છે. આ રીતે જોતાં માત્ર **प्रोक्तादयश्च तद्धिताः** । એવું એક જ વાર્તિક કહેવામાં આવ્યું હોત, તો પણ (પ્રોક્ત અર્થમાં અને આદિ શબ્દથી ભવ વગેરે અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યયોની ઉપપત્તિ થઈ શકતી નથી; એવો અભીષ્ટ અર્થ પ્રાપ્ત થઈ શક્યો હોત. શા માટે જુદાં જુદાં બે વાર્તિકો રચ્યાં છે ? એવો પ્રશ્ન કરવામાં આવ્યો છે. આ પ્રશ્નનો ઉત્તર હવે આપવામાં આવી રહ્યો છે.

**पुरस्तादिदमाचार्येण दृष्टं 'भवे तद्धित' इति तत्पठितम् । तत उत्तरकालमिदं दृष्टं 'प्रोक्तादयश्च तद्धिता' इति, तदपि पठितम् । न चेदानीमाचार्याः सूत्राणि कृत्वा निवर्तयन्ति ॥ अयं तावददोषो**

★ ઉપર જેમ ભવ અર્થમાં **तत्र भवः** । સૂત્રથી **अण्** પ્રત્યય થઈને **वैयाकरणः** શબ્દ બને છે; તેમ અહીં પણ પ્રોક્ત અર્થમાં **तेन प्रोक्तम्** । પા. ૪.૩.૧૦૧ સૂત્રથી **व** > **ईय** પ્રત્યય થઈને **पाणिनीयम्** શબ્દ બને છે.

**यदुच्यते–'शब्दे ल्युडर्थ' इति । नावश्यं करणाधिकरणयोरेव ल्युड्विधीयते । किं तर्हि ? अन्येष्वपि कारकेषु, 'कृत्यल्युटो बहुलम्'[ ३.३.११३ ] इति । तद्यथा – प्रस्कन्दनम्, प्रपतनमिति ॥**

આચાર્યએ પહેલાં જોયું (= વિચાર્યું, સ્મરણ કર્યું કે વ્યાકરણનો અર્થ શબ્દ લઈશું તો) **भव** અર્થમાં કહેલો તદ્ધિત પ્રત્યય ઉપપન્ન થઈ શકશે નહીં. (એટલે આ વાત ધ્યાનમાં રાખી) **भवे च तद्धितः ।** એવું વાર્તિક ઉપદેશ્યું. એ પછી પાછળથી એ જોયું (= વિચાર્યું, સ્મરણ કર્યું કે વ્યાકરણનો અર્થ શબ્દ લઈશું તો) **प्रोक्त** વગેરે અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યયો ઉપપન્ન થઈ શકશે નહીં. (એટલે આ વાત ધ્યાનમાં રાખી) **प्रोक्तादयश्च तद्धिताः ।** એવું વાર્તિક ઉપદેશ્યું. આચાર્યો એક વાર સૂત્રો (કે વાર્તિકો) રચી દીધા પછી (ઉપદેશી દીધા પછી તેની ઉપયોગિતા ન દેખાય અથવા ગૌરવ દોષ કે પુનરક્તિ દોષ આવતો હોય, તો પણ) પાછું વાળતા નથી. (આ કારણે અહીં એકના બદલે બે વાર્તિકો છે.)

(પ્રાસંગિક રીતે આવી પડેલી વાર્તિકોની નિર્માણ પદ્ધતિની આ વાત પૂરી કરી હવે ફરી પાછા મૂળ વિષય ઉપર આવે છે. કહે છે કે વ્યાકરણનો અર્થ 'શબ્દ' માનવામાં આવે, તો આ દોષ આવશે એમ બતાવવા માટે જે) આ **शब्दे ल्युडर्थः ।** એવું જે કહેવામાં આવ્યું છે, તે અદોષ છે. (કેમકે **व्याकरण** શબ્દમાં થયેલો) **ल्युट्** પ્રત્યય માત્ર કરણ અને અધિકરણ–એ બે જ (કારકોના) અર્થમાં થાય છે, એમ નથી.

તો પછી શું છે ?

અન્ય કારકોમાં પણ ( **ल्युट्** પ્રત્યય) થાય છે. (જેમકે–) **कृत्यल्युटो बहुलम् ।** (પા. ૩.૩.૧૧૩ સૂત્રાર્થ : **कृत्य** અને **ल्युट्** પ્રત્યય જે અર્થોમાં કહ્યા છે; તે ઉપરાન્તના અર્થોમાં પણ બહુલ કરીને થાય છે.) જેમકે–**प्रस्कन्दनम्, प्रपतनम् ।**

**विमर्श :** **प्रस्कन्दति यस्मात् तत् प्रस्कन्दनम्**–(જ્યાંથી ગમન કરવામાં આવે છે; તે સ્થાન = **प्रस्कन्दन** ) **प्रपतति यस्मात् तत् प्रपतनम्**–(જ્યાંથી પડવામાં આવે છે; તે–સ્થાન = **प्रपतन** ) એ વ્યુત્પત્તિ મુજબ બન્ને શબ્દોમાં થયેલો **ल्युट्** પ્રત્યય (કરણકારક કે અધિકરણકારકમાં નથી, બલ્કે) અપાદાન કારકમાં છે. હવે જો અન્ય કારકોમાં પણ **ल्युट्** પ્રત્યય થતો હોય, તો **व्याकरणम्** શબ્દમાં થયેલા **ल्युट्** પ્રત્યયને કરણ–કારકમાં ન માનીને બીજા કોઈ કારકમાં માનીશું. જેમકે **व्याक्रियते तत् व्याकरणम्**–(જેનું વ્યાકરણ = પૃથક્કરણ કરવામાં આવે છે; તે. શબ્દ = વ્યાકરણ) એ વ્યુત્પત્તિ આપીશું, અને તે મુજબ અહીં કર્મકારકમાં **ल्युट्** પ્રત્યય થયો છે, એમ માનીશું.



આમ **व्याक्रियते तत् व्याकरणम्** (અર્થાત્ પ્રકૃતિ–પ્રત્યયના રૂપમાં જે પૃથક્કૃત કરવામાં આવે છે, તે શબ્દ = વ્યાકરણ) એવો અર્થ પ્રાપ્ત થશે. આ અર્થ લેતાં અહીં થયેલા **ल्युट्**નો કર્મકારક અર્થ ઉપપન્ન થઈ જશે. આથી હવે વ્યાકરણનો અર્થ શબ્દ માનવામાં આવે, તો **ल्युट्**નો કરણકારક અર્થ ઉપપન્ન થતો નથી, એવો જે ઉપર દોષ બતાવ્યો હતો, તે દોષ રહેતો નથી.

**अथवा शब्दैरपि शब्दा व्याक्रियन्ते । तद्यथा – गौरित्युक्ते सर्वे संदेहा निवर्तन्ते नाश्वो न गर्दभ इति ॥**

અથવા શબ્દો વડે પણ શબ્દનું વ્યાકરણ = પૃથક્કરણ કરવામાં આવે છે. જેમકે–**गौः** એમ કહેવામાં આવતાં બધા સંદેહોનું નિર્વર્તન થઈ જાય છે, કે (આ) ઘોડો નથી, (આ) ગધેડો નથી

**विमर्श :** સાસ્ના, લાંગૂલ વગેરે ધરાવતું પ્રાણી જોઈને એવો સંદેહ થાય છે કે આ કયું પ્રાણી હશે ? આ સ્થિતિમાં કોઈ **गौः** એમ કહે; તો સાંભળનારને (અગાઉ આ ઘોડો હશે ?, આ ગધેડો હશે ? આ શું હશે ? ઈત્યાદિ જે સંદેહો હતા, તે) બધા સંદેહો નિવૃત્ત = દૂર થઈ જાય છે અને એવું નિશ્ચયાત્મક જ્ઞાન થઈ જાય છે કે આ **गौः** છે, ઘોડો કે ગધેડો નથી. આમ અહીં **गौः** એ શબ્દ વડે શબ્દનું વ્યાકરણ = પૃથક્કરણ થયું છે. એટલે **व्याकरणम्** શબ્દમાં થયેલા **ल्युट्** પ્રત્યયને કરણ કારકમાં માની **व्याक्रियन्ते शब्दाः अनेनेति व्याकरणम्**–એવી કરણકારકની જે વ્યુત્પત્તિ આપવામાં આવી છે; તેમાં પણ કોઈ દોષ આવશે નહીં.

આમ **व्याकरण**નો અર્થ 'શબ્દ' છે, એમ માનવામાં જે બે દોષ આવતા હતા, તે પૈકી એક **शब्दे ल्युडर्थः ।** એવા વાર્તિકથી કહેવામાં આવેલો દોષ ઉપર્યુક્ત રીતે જોતાં દોષ રહેતો નથી. પણ **भवे प्रोक्तादयश्च तद्धिताः ।** એ વાર્તિકથી જે દોષ રજૂ કરવામાં આવ્યો છે, તેનું શું ?–એ વાત મનમાં રાખી આગળ જણાવે છે કે–)

**अयं तर्हि दोषो 'भवे प्रोक्तादयश्च तद्धिता' इति । एवं तर्हि –**

**लक्ष्यलक्षणे व्याकरणम् ॥ १४ ॥**

**लक्ष्यं च लक्षणं चैतत्समुदितं व्याकरणं भवति । किं पुनर्लक्ष्यं लक्षणं च । शब्दो लक्ष्यः सूत्रं लक्षणम् । एवमप्ययं समुदाये व्याकरणशब्दः प्रवृत्तो ऽवयवे नोपपद्यते । सूत्राणि चाप्यधीयान इष्यते वैयाकरण इति ।**

તો પછી આ દોષ તો ઊભો જ રહે છે **भवे प्रोक्तादयश्च तद्धिताः इति ।** (અર્થાત્ **व्याकरण**નો અર્થ શબ્દ લેવામાં આવે, તો ભવ અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યય અને પ્રોક્ત વગેરે અર્થમાં કહેલા તદ્ધિત પ્રત્યય ઉપપન્ન થઈ શકતા નથી.)

તો પછી–

**(વા.)** લક્ષ્ય અને લક્ષણ–(એ બે મળીને) વ્યાકરણ છે.

લક્ષ્ય અને લક્ષણ આ બન્નેનો સમુદાય એ વ્યાકરણ છે.

લક્ષ્ય એ શું છે ? અને લક્ષણ એ શું છે ?

શબ્દ (અર્થાત્ ભાષામાં વપરાતો સમગ્ર શબ્દ રાશિ) એ લક્ષ્ય છે અને (પાણિનિ વગેરે આચાર્યો દ્વારા રચવામાં આવેલાં) સૂત્ર લક્ષણ છે.

(જો લક્ષ્ય = શબ્દ અને લક્ષણ = સૂત્ર -એ બન્નેનો સમુદાય એ વ્યાકરણ છે,) એમ માનવામાં આવે, તો પણ એક દોષ આવે છે. જેમકે)

સમુદાયના અર્થમાં પ્રવૃત્ત થયેલો (વપરાયેલો) આ વ્યાકરણ શબ્દ અવયવ (કોઈ એક અંશ કે ભાગના અર્થ)માં ઉપપન્ન થઈ શકતો (બંધ બેસતો) નથી. સૂત્રને ભણનાર (છાત્ર વગેરે)ને માટે પણ **वैयाकरण** શબ્દનો પ્રયોગ ઇષ્ટ છે.

**વિમર્શ :** પૂર્વપક્ષ શંકા કરે છે કે વ્યાકરણનો અર્થ લક્ષ્ય અને લક્ષણ એ બેનો સમુદાય એવો લઈશું, તો હંમેશાં તે લક્ષ્ય–લક્ષણનો વાચક શબ્દ બની રહેશે. આ સ્થિતિમાં એકલા લક્ષ્ય = શબ્દ માટે કે પછી એકલા લક્ષણ = સૂત્ર માટે આ વ્યાકરણ શબ્દનો પ્રયોગ થઈ શકશે નહીં. જ્યારે વાગ્વ્યવહારમાં જોઈએ છીએ, કે ત્યાં તો ક્યારેક એકલા સૂત્ર = લક્ષણ માટે પણ વ્યાકરણ શબ્દનો પ્રયોગ થાય છે. જેમકે – માત્ર સૂત્ર ભણનારને માટે પણ **वैयाकरण** શબ્દ વપરાય છે. આ **वैयाकरण** શબ્દ **व्याकरण** ઉપરથી સિદ્ધ થયો છે. અહીં **व्याकरण**નો અર્થ સૂત્ર લેવામાં આવે છે : **व्याकरणम् = सूत्रम् अधीते वेद वा वैयाकरणः ।** (જે વ્યાકરણ એટલે કે સૂત્રને ભણે છે અથવા જાણે છે, તે વૈયાકરણ.) આમ અહીં લક્ષ્ય = શબ્દ અને લક્ષણ = સૂત્ર એ બેના સમુદાય પૈકી એક એવા સૂત્રના અર્થમાં જ **व्याकरण** શબ્દ વપરાયો છે. એટલે જો વ્યાકરણનો અર્થ શબ્દ અને સૂત્ર એ બેનો સમુદાય લઈશું; તો આ પ્રયોગ ઉપપન્ન થઈ શકશે નહીં.

**नैष दोषः । समुदायेषु हि शब्दाः प्रवृत्ता अवयवेष्वपि वर्तन्ते । तद्यथा । पूर्वे पञ्चालाः । उत्तरे पञ्चालाः । तैलं भुक्तम् । घृतं भुक्तम् । शुक्लः नीलः कृष्ण इति । एवमयं समुदाये व्याकरणशब्दः**



**प्रवृत्तो ऽवयवे ऽपि वर्तते ॥ अथवा पुनरस्तु सूत्रम् । ननु चोक्तं सूत्रे व्याकरणे षष्ठ्यर्थो ऽनुपपन्न इति । नैष दोषः । व्यपदेशिवद्भावेन भविष्यति ॥**

આ કોઈ દોષ નથી. સમુદાય(ના અર્થ)માં વપરાતા શબ્દો અવયવ(ના અર્થ)માં પણ (વપરાતા) હોય છે.)

જેમકે – **पूर्वे पञ्चालाः ।** (પૂર્વનો પંચાલ પ્રદેશ) **उत्तरे पञ्चालाः ।** (ઉત્તરનો પંચાલ પ્રદેશ) **तैलम् भुक्तम् ।** (તેલ ખાધું.) **घृतम् भुक्तम् ।** (ઘી ખાધું.) **शुक्लः** (સફેદ) **नीलः** (વાદળી) **कृष्णः** (કાળો) વગેરે. આમ આ (લક્ષ્ય અને લક્ષણના) સમુદાય(ના અર્થ)માં વપરાતો વ્યાકરણ શબ્દ (માત્ર લક્ષ્ય = શબ્દ કે લક્ષણ = સૂત્ર એ) અવયવમાં પણ વર્તાય છે (= પ્રવૃત્ત થાય છે).

અથવા ફરી પાછું (વ્યાકરણનો અર્થ) સૂત્ર છે; એમ માનીશું.

(આ માન્યતા માટે) તો અગાઉ કહ્યું હતું કે 'વ્યાકરણ' શબ્દનો અર્થ સૂત્ર છે; એમ માનવામાં આવે તો (**व्याकरणस्य सूत्रम् ।** જેવા પ્રયોગોમાં) ષષ્ઠી વિભક્તિનો (સમ્બન્ધ) અર્થ ઉપપન્ન થઈ શકતો નથી'–તેનું (સમાધાન શી રીતે આપી શકાશે ?) આ કોઈ દોષ નથી. વ્યપદેશિવદ્ભાવથી (ઉપરની સમસ્યાનું સમાધાન) થઈ જશે.

**વિમર્શ :** વ્યપદેશ એટલે કહેવું, શબ્દપ્રયોગ કરવો. વૈયાકરણોના મત મુજબ દરેક શબ્દ પોતાના કોઈ એક મુખ્ય વ્યાપાર = અર્થમાં હોય છે. જેમકે અહીં ઉપરની ચર્ચામાં જણાવ્યા પ્રમાણે **व्याकरण** એ શબ્દ 'સૂત્ર' અને 'શબ્દ' આ બેના સમુદાયરૂપ અર્થમાં છે. આથી સૂત્ર અને શબ્દના સમુદાય અર્થનો વ્યપદેશ **व्याकरण** શબ્દથી થતો હોઈ, સૂત્ર અને શબ્દનો સમુદાય એવો અર્થ આપતા **व्याकरण** શબ્દને (**व्यपदेशोऽस्यास्तीति व्यपदेशी**–એ વ્યુત્પત્તિ મુજબ) વ્યપદેશી કહેવાય છે. હવે જ્યારે સૂત્ર અને શબ્દ એ બે પૈકી કોઈ એકનો અર્થ આપવા માટે આ શબ્દ વપરાય છે; ત્યારે ત્યાં વ્યપદેશીવદ્ભાવ (અર્થાત્ વ્યપદેશીના જેવો ભાવ) માનીને સમુદાયને બદલે એકદેશનો અર્થ સ્વીકારી લેવામાં આવે છે.

**यदप्युच्यते 'शब्दाप्रतिपत्तिरिति', न हि सूत्रत एव शब्दान्प्रतिपद्यन्ते । किं तर्हि ? व्याख्यानतश्चेति । परिहृतमेतत्तदेव सूत्रं विगृहीतं व्याख्यानं भवतीति । ननु चोक्तं 'न केवलानि चर्चापदानि व्याख्यानं वृद्धिः आत् ऐजिति । किं तर्हि ? उदाहरणं प्रत्युदाहरणं वाक्याध्याहार इत्येतत्समुदितं व्याख्यानं भवतीति' । अविजानत**

**एतदेवं भवति । सूत्रत एव हि शब्दान्प्रतिपद्यन्ते । आतश्च सूत्रत एव यो ह्युत्सूत्रं कथयेन्नादो गृह्येत ॥**

અને વળી કહ્યું હતું કે – 'શબ્દોનું જ્ઞાન થઈ શકતું નથી' (એ આપત્તિનું સમાધાન કેવી રીતે થશે ?).

સૂત્રથી જ શબ્દોનું જ્ઞાન થતું નથી.

તો પછી કોનાથી થાય છે ?

વ્યાખ્યાનથી.

આ (તમે આપેલા જવાબ)નો પરિહાર (અમે એમ કહીને) કરી દીધો છે કે 'તે સૂત્ર જ વિગૃહીત = વિભાજિત થઈને વ્યાખ્યાન બની રહે છે.

અને તમે કહ્યું હતું કે – માત્ર ચર્ચાપદો (એટલે કે પદચ્છેદ માત્ર) વ્યાખ્યાન નથી, (જેમકે **वृद्धिरादैच्** । પા. ૧.૧.૧ સૂત્રનો પદચ્છેદ) **वृद्धिः आत् ऐच्** ।

તો પછી (વ્યાખ્યાન) શું છે ?

ઉદાહરણ, પ્રત્યુદાહરણ, વાક્યાધ્યાહાર—આ બધું મળીને વ્યાખ્યાન બની રહે છે.

જે (માણસ સૂત્રને) જાણતો નથી, તેના મતે આ (સૂત્રથી શબ્દોનું જ્ઞાન થતું નથી), એમ બને છે. (હકીકતે તો) સૂત્રથી જ શબ્દોનું જ્ઞાન થાય છે. હા, ચોક્કસ સૂત્રથી જ (= શબ્દોનું) જ્ઞાન થાય છે. જો કોઈ સૂત્ર કરતાં જુદું જ બોલે, તો તે(ના કથન)નું ગ્રહણ (= સ્વીકાર) કરવામાં આવતું નથી.

**વિમર્શ :** વ્યાકરણનો અર્થ 'સૂત્ર' લેવામાં આવે, તો (૧. **व्याकरणस्य सूत्रम्** । જેવા પ્રયોગોમાં ષષ્ઠી–વિભક્તિનો અર્થ બંધ બેસતો નથી. અને ૨. શબ્દોનું જ્ઞાન થઈ શકતું નથી.–એ) બે દોષ આવતા હતા, તેમનું સમાધાન કરી, વ્યાકરણ એટલે સૂત્ર એવા મતની અહીં સ્થાપના કરવામાં આવી રહી છે. ઉપર, ષષ્ઠી વિભક્તિના અર્થની અનુપપત્તિ રૂપ પ્રથમ દોષનું સમાધાન વ્યપદેશિવદ્ભાવના આશ્રયે આપવામાં આવ્યું હતું. જ્યારે બીજા શબ્દાપ્રતિપત્તિરૂપ દોષનું સમાધાન અહીં આપવામાં આવ્યું છે. ભાષ્યકાર સ્પષ્ટ કરે છે કે વ્યાકરણ એટલે સૂત્ર દ્વારા જ શબ્દોનું જ્ઞાન થાય છે. સૂત્રના વ્યાખ્યાન બનેલા કે બીજા કોઈ શબ્દો દ્વારા શબ્દોનું જ્ઞાન થતું નથી. કેમકે જો કોઈ વ્યાખ્યાનના નામે સૂત્ર કરતાં કંઈક જુદું જ કહે, તો તેનો સ્વીકાર થતો નથી. બલ્કે સૂત્ર જે કહે છે, તેનો જ સ્વીકાર



કરવામાં આવે છે. એટલે વ્યાકરણનો અર્થ સૂત્ર લેવામાં આવે, તો પણ **व्याकरणात् शब्दान् प्रतिपद्यामहे** । (વ્યાકરણ = સૂત્રોથી શબ્દોનું જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ.) જેવો પ્રયોગ થઈ શકે છે; અને કોઈ દોષ આવતો નથી.

**अथ किमर्थो वर्णानामुपदेशः ।**

**वृत्तिसमवायार्थ उपदेशः ॥ १५ ॥**

**वृत्तिसमवायार्थो वर्णानामुपदेशः कर्तव्यः ॥ किमिदं वृत्तिसमवायार्थ इति । वृत्तये समवायो वृत्तिसमवायः । वृत्त्यर्थो वा समवायो वृत्तिसमवायः । वृत्तिप्रयोजनो वा समवायो वृत्तिसमवायः । का पुनर्वृत्तिः ? शास्त्रप्रवृत्तिः । अथ कः समवायः ? वर्णानामानुपूर्व्येण संनिवेशः । अथ क उपदेशः ? उच्चारणम् । कुत एतत् ? दिशिरुच्चारणक्रियः । उच्चार्य हि वर्णानाहोपदिष्टा इमे वर्णा इति ॥**

હવે (એ વિચારવાનું થાય છે કે) વર્ણોનો ઉપદેશ શા માટે (કરવામાં આવ્યો) છે.

**(વા.)** વૃત્તિસમવાયને માટે (વર્ણોનો) ઉપદેશ (કરવામાં આવ્યો) છે.

વૃત્તિસમવાયાર્થ (= વૃત્તિસમવાયને માટે અહીં પાણિનીય વ્યાકરણના પ્રારંભે, પ્રત્યાહાર સૂત્રોમાં) વર્ણોનો ઉપદેશ (કરવામાં આવ્યો) છે.

આ 'વૃત્તિસમવાયાર્થ' શું છે ?

વૃત્તિને માટેનો સમવાય એ વૃત્તિ સમવાય છે. અથવા વૃત્તિના અર્થ = પ્રયોજનને માટેનો સમવાય એ વૃત્તિસમવાય છે. અથવા વૃત્તિ છે પ્રયોજન જેનું એવો સમવાય એ વૃત્તિસમવાય છે.

આ વૃત્તિ વળી શું છે ?

શાસ્ત્રની પ્રવૃત્તિ (એ જ વૃત્તિ છે.)

હવે, 'સમવાય' એ શું છે ?

વર્ણોનો આનુપૂર્વ્યથી = ક્રમથી કરેલો સંનિવેશ—એ સમવાય છે.

હવે, આ ઉપદેશ એ શું છે ?

ઉચ્ચારણ (એ ઉપદેશ છે.)

કેવી રીતે ?

**दिश्** ધાતુ ઉચ્ચારણક્રિયાનો વાચક છે. વર્ણોનું ઉચ્ચારણ કરીને જ કહેવામાં આવ્યું છે કે – 'આ વર્ણોનો અમે ઉપદેશ કર્યો.'

**વિમર્શ :** વર્ણોનું જ્ઞાન તો લોકમાંથી થાય છે. શાસ્ત્રની દૃષ્ટિએ જોઈએ, તો શિક્ષા (નામના વેદાંગ)થી વર્ણોનું જ્ઞાન થઈ શકે છે. આમ લોકમાંથી કે પછી શિક્ષાશાસ્ત્રમાંથી વર્ણોનું જ્ઞાન થઈ જાય એમ છે; ત્યારે અહીં વ્યાકરણશાસ્ત્રના પ્રારંભમાં પાણિનિએ વર્ણોપદેશ શા માટે કર્યો ? એવો પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે. સહુ પ્રથમ વાર્તિકકારે આવો પ્રશ્ન કરી, તેનું સમાધાન ઉપર્યુક્ત વાર્તિક દ્વારા આપ્યું છે. તે મુજબ 'વૃત્તિસમવાય' એટલે કે શાસ્ત્રની પ્રવૃત્તિ થઈ શકે તે માટે વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો છે. શાસ્ત્રની પ્રવૃત્તિ કેવી રીતે થઈ શકે છે; તેનો વધા ખુલાસો હવે પછી કરવામાં આવી રહ્યો છે.

**अनुबन्धकरणार्थश्च ॥ १६ ॥**

**अनुबन्धकरणार्थश्च वर्णानामुपदेशः कर्तव्यः । अनुबन्धानासङ्क्ष्यामीति । न ह्यनुपदिश्य वर्णाननुबन्धाः शक्या आसङ्क्तुम् ॥ स एष वर्णानामुपदेशो वृत्तिसमवायार्थश्चानुबन्धकरणार्थश्च । वृत्तिसमवायश्चानुबन्धकरणं च प्रत्याहारार्थम् । प्रत्याहारो वृत्त्यर्थः ॥**

**(વા.)** અનુબન્ધ કરવાને માટે પણ (વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો) છે.

અનુબંધ કરવા માટે પણ વર્ણોનો ઉપદેશ (આચાર્ય પાણિનિએ અષ્ટાધ્યાયીના પ્રારંભમાં કર્યો છે. આ વર્ણોનો પોતાને ગમતા એવા એક ચોક્કસ ક્રમમાં ઉપદેશ કરી, એમણે પોતાના મનમાં વિચાર કર્યો છે કે હવે) હું અનુબંધોને જોડી શકીશ. (વર્ણોનો) ઉપદેશ કર્યા વગર અનુબંધો જોડી શકાય એમ નથી. આમ આ જે પેલો વર્ણોપદેશ છે; તે વૃત્તિસમવાયાર્થ (અર્થાત્ શાસ્ત્રની પ્રવૃત્તિ માટે બની રહે છે) અને અનુબંધકરણ માટે (પણ બની રહે) છે. અને વળી, આ વૃત્તિસમવાય અને અનુબંધકરણ એ બન્ને પ્રત્યાહાર માટે છે. પ્રત્યાહાર પાછો વૃત્તિ = શાસ્ત્રની પ્રવૃત્તિને માટે છે.

**इष्टबुद्ध्यर्थश्च । इष्टबुद्ध्यर्थश्च वर्णानामुपदेशः । इष्टान्वर्णान्भोत्स्य इति । न ह्यनुपदिश्य वर्णानिष्टा वर्णा शक्या विज्ञातुम् ।**

**इष्टबुद्धर्थश्चेति चेदुदात्तानुदात्तस्वरितानुनासिकदीर्घप्लुतानामप्युपदेशः ॥ १७ ॥**



**इष्टबुद्धर्थश्चेति चेदुदात्तानुदात्तस्वरितानुनासिकदीर्घप्लुतानामप्युपदेशः कर्तव्यः एवंगुणा अपि हि वर्णा इष्यन्ते ॥**

**(વા.)** ઈષ્ટબુદ્ધિને માટે પણ (વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો) છે.

ઈષ્ટબુદ્ધિ અર્થાત્ (વર્ણને લગતી) ચાહેલી બાબતનું જ્ઞાન થઈ શકે, તે અર્થે પણ વર્ણોનો ઉપદેશ (કરવામાં આવ્યો) છે. (કેમકે જો ઈષ્ટ વર્ણોનું જ્ઞાન થાય, તો જ) ઈષ્ટ વર્ણોનો ભોગ = પ્રયોગ કરી શકાશે. વર્ણોનો ઉપદેશ કર્યા વિના ઈષ્ટ વર્ણો (કયા કયા છે, તે) જાણી શકાય તેમ નથી.

**(વા.)** જો ઈષ્ટબુદ્ધિને માટે (વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો) છે; તો ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અનુનાસિક, દીર્ઘ અને પ્લુત—નો પણ ઉપદેશ કરવો જોઈએ.

ઈષ્ટબુદ્ધિ અર્થાત્ ચાહેલા વર્ણોનું જ્ઞાન થઈ શ?, તે માટે અહીં વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો છે; એમ જો તમે કહેતા હોવ, તો આ ઉપદેશમાં ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અનુનાસિક, દીર્ઘ અને પ્લુત વગેરેનો પણ ઉપદેશ કરવો જોઈએ. કેમકે અહીં ઉદાત્તાદિ ગુણોવાળા વર્ણો પણ ઈષ્ટ = ચાહેલા છે.

**વિમર્શ :** પાણિનીય વ્યાકરણમાં માન્ય એવા વર્ણોનું આપણને જ્ઞાન થઈ શકે, એ માટે જ જો વર્ણોપદેશ કરવામાં આવતો હોય, તો હકીકતે અઢાર પ્રકારના **अ**નો (એ જ રીતે **इ, उ** વગેરેનો પણ) ઉપદેશ થવો જોઈએ. કેમકે આ બધા વર્ણો અષ્ટાધ્યાયીમાં ઈષ્ટ છે. જ્યારે પ્રત્યાહાર સૂત્રમાં (= **अ इ उ ण्** સૂત્રમાં) તો માત્ર **अ** એ એક જ પ્રકારનો ઉપદેશ કરવામાં આવ્યો છે. **उदात्त** વગેરે ગુણોવાળા બીજા **अ** વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો નથી. આ બધા વર્ણો પણ ઈષ્ટ તો છે જ; એટલે અહીં આ રીતનો પ્રશ્ન કરવામાં આવ્યો છે.

**आकृत्युपदेशात्सिद्धम् । आकृत्युपदेशात्सिद्धमेतत् । अवर्णाकृतिरुपदिष्टा सर्वमवर्णकुलं ग्रहीष्यति । तथेवर्णाकृतिः । तथोवर्णाकृतिः ।**

**(વા.)** આકૃતિનો ઉપદેશ કર્યો હોવાથી આ (ઉદાત્તાદિ ગુણોવાળા વર્ણોનો ઉપદેશ પણ) સિદ્ધ છે.

આકૃતિનો ઉપદેશ કરેલો હોઈને, તે આકૃતિ દ્વારા આ બાબત સિદ્ધ છે. (જેમકે—**अ इ उ ण्** । એ પ્રત્યાહાર સૂત્રમાં) **अ** વર્ણની આકૃતિનો ઉપદેશ કર્યો છે; તે (અવર્ણાકૃતિ) સર્વ અવર્ણકુળનું (= અવર્ણના બધા જ ભેદોનું) ગ્રહણ કરાવશે. એવી જ રીતે ઈવર્ણાકૃતિ અને એવી જ રીતે ઉવર્ણાકૃતિ (પણ) પોતાના સર્વ કુળનું ગ્રહણ કરાવી દે છે.

**विमर्श :** **अ इ उ ण्** । પ્રત્યાહાર સૂત્રમાં **अ** વર્ણોનો જ ઉપદેશ છે. એવી જ રીતે **इ** અને **उ** વર્ણો છે. હવે, આ જે વર્ણો છે; તે આકૃતિઓ તરીકે લેવાના છે. **अ** વર્ણ છે; તે **अवर्णाकृति** હોઈ બધા જ પ્રકારના **अ**નું ગ્રહણ કરાવે છે. આવું જ **इ** અને **उ** વર્ણની બાબતમાં સમજવાનું છે. આ રીતે પ્રત્યાહાર સૂત્રમાં **अ**નો જ ઉપદેશ હોવા છતાં, ઈષ્ટ એવા બધા પ્રકારના **अ** વર્ણનો ઉપદેશ સમજી લેવાનો છે; એમ ઉપર્યુક્ત ચર્ચામાં જણાવ્યું છે.

ઉપર્યુક્ત વાર્તિકમાં જણાવ્યા પ્રમાણે **अ** વર્ણની આકૃતિ બધા જ પ્રકારના **अ** વર્ણનું ગ્રહણ કરાવતી હોય, તો અતિવ્યાપ્તિ દોષ આવી પડે છે; જે નીચેના વાર્તિક દ્વારા કહેવાયો છે.

**आकृत्युपदेशात्सिद्धमिति चेत्संवृतादीनां प्रतिषेधः ॥ १८ ॥**

**इ :कृत्युपदेशात्सिद्धमिति चेत्संवृतादीनां प्रतिषेधो वक्तव्यः ।**

**(वा.)** આકૃતિના ઉપદેશથી સિદ્ધ છે, એમ માનવામાં આવે, તો સંવૃત્ત વગેરેનો પ્રતિષેધ (કરવાનો થાય) છે.

આકૃતિના ઉપદેશથી (**अ** વર્ણના સર્વકુળનો ઉપદેશ થઈ ગયો છે, અને એ રીતે હવે **अ** વર્ણની આકૃતિથી સર્વ **अ** વર્ણકુળનું ગ્રહણ) સિદ્ધ છે, એમ માનવામાં આવે, તો સંવૃત્ત વગેરે(વર્ણ દોષો)નો પ્રતિષેધ કરવો પડશે.

**के पुनः संवृतादयः ? संवृतः कलो ध्मात एणीकृतो ऽम्बूकृतो ऽर्धको ग्रस्तो निरस्तः प्रगीत उपगीतः क्ष्विण्णो रोमश इति ॥ अपर आह ।**

**ग्रस्तं निरस्तमविलम्बितं निर्हतमम्बूकृतं ध्मातमथो विकम्पितम् ।**
**संदष्टमेणीकृतमर्धकं द्रुतं विकीर्णमेताः स्वरदोषभावना इति ॥**

**अतो ऽन्ये व्यञ्जनदोषाः ।**

સંવૃત્ત વગેરે (દોષો) કયા છે ?

સંવૃત્ત, કલ, ધ્માત, એણીકૃત, અમ્બૂકૃત, અર્ધક, ગ્રસ્ત, નિરસ્ત, પ્રગીત, ઉપગીત, ક્ષ્વિણ્ણ અને રોમશ. (આ બધા દોષો છે.)

બીજા આચાર્ય (આમ) કહે છે :–

ગ્રસ્ત, નિરસ્ત, અવલમ્બિત, નિર્હત, અમ્બૂકૃત, ધ્માત, વિકમ્પિત, સંદષ્ટ, એણીકૃત, અર્ધક, દ્રુત અને વિકીર્ણ–આ બધા સ્વરોના ઉચ્ચારણના દોષ છે. આ સિવાય બીજા વ્યંજન વર્ણોના દોષો (પણ) છે.



**नैष दोषः । गर्गादिबिदादिपाठात्संवृतादीनां निवृत्तिर्भविष्यति ।**

આ કોઈ દોષ નથી.

ગર્ગાદિ–બિદાદિ(માં કરેલા) પાઠને કારણે સંવૃત્ત વગેરેની નિવૃત્તિ (થઈ જાય) છે.

ગર્ગાદિ–બિદાદિ (ગણમાં કરેલા અમુક શબ્દોના) પાઠને કારણે સંવૃત્ત વગેરે (સ્વર દોષોની) નિવૃત્તિ થઈ જશે.

**विमर्श :** આચાર્ય પાણિનિએ પોતાના ગણપાઠ નામના ઉપદેશમાં ગર્ગાદિ–બિદાદિ (અને એવા અનેક) ગણોનો સ્વમુખે પાઠ = ઉપદેશ કર્યો છે. આ ગણપાઠમાં જે તે ગણમાં (દા.ત. ગર્ગાદિ ગણમાં) જે શબ્દનો સમાવેશ કર્યો છે; તે શબ્દોમાં આવતા સ્વરોમાં કોઈ સંવૃત્ત વગેરે દોષયુક્ત સ્વર જોવા મળતા નથી. એટલે એ ઉપરથી આપણે નક્કી કરી શકીશું કે આચાર્ય પાણિનિને સંવૃત્ત વગેરે દોષવાળા સ્વરો ઈષ્ટ નથી. આમ સંવૃત્ત વગેરે દોષોની નિવૃત્તિ માટે બીજો કોઈ સ્વતંત્ર ઉપક્રમ કરવાનો રહેશે નહીં.

આ સમાધાન તરફ ભાષ્યકારને અરુચિ થઈ છે. કેમકે આચાર્ય પાણિનિએ પોતાના ગણપાઠ નામના ઉપદેશમાં જે શબ્દોનો પાઠ કર્યો છે, તેનું પ્રયોજન ઉપર જણાવ્યું તે નથી. તે કરતાં જુદું જ છે. આ બાબતની ચર્ચા હવે કરવામાં આવી રહી છે.

**अस्त्यन्यद्गर्गादिबिदादिपाठे प्रयोजनम् । किम् ? समुदायानां साधुत्वं यथा स्यादिति ।**

ગર્ગાદિ–બિદાદિ(માં શબ્દોનો) પાઠ કરવામાં (સૂત્રકાર આચાર્ય પાણિનિનું) પ્રયોજન (તમે જે ઉપર જણાવ્યું છે, તે નથી. બલ્કે એથી કંઈક) જુદું જ છે.

શું છે ?

સમુદાયોનું સાધુત્વ થાય, તે છે.

**विमर्श :** આ '**समुदायानाम् साधुत्वं यथा स्यात्**' એ ભાષ્યવચનનું અર્થઘટન તેમના ટીકાકારોએ જુદી જુદી રીતે કર્યું છે. કૈયટના મતે ઉપર્યુક્ત ભાષ્ય વચનનો આશય આમ છે :– **गर्गादि** પાઠમાં **गर्ग** વગેરે શબ્દોનો સંનિવેશ થયો હોઈ, **गर्ग** વગેરે શબ્દોની જે આનુપૂર્વીઓ (એટલે કે **ग् अ र् ग् अ** વગેરે) છે; તે (આનુપૂર્વીવાળા **गर्ग** વગેરે)નું જ સાધુત્વ સિદ્ધ થાય છે. આ સિવાયના **गार्ग्य** વગેરે શબ્દોનું નહીં. આમ **गर्गादि** ગણ–પાઠનું આ પ્રયોજન માની લેવાથી **गर्ग**

શબ્દમાં આવનારા જે **अ कार** વગેરે વર્ણો છે, તેમના જ કલ વગેરે દોષોની નિવૃત્તિ થઈ શકશે. (આ **गर्ग** શબ્દ ઉપરથી સિદ્ધ થતા) **गार्ग्य** વગેરે રૂપ જે સમુદાયો છે, તેમાં આવનારા **अ कार** વગેરે વર્ણોના કલ વગેરે દોષોની નિવૃત્તિ થઈ શકશે નહીં. જોકે **गर्गादि** ગણમાં **गर्ग**નો પાઠ (**यञ्**) પ્રત્યયના વિધિ માટે છે; તેમ છતાં પ્રાસંગિક રીતે **ग् अ र् ग् अ** ઇત્યાદિ સમુદાયનું સાધુત્વ પણ સિદ્ધ થઈ જાય છે.

આ રીતે કૈયટે **गर्गादि** પાઠનું પ્રયોજન **गर्ग** વગેરે શબ્દોના સમુદાયનું સાધુત્વ માન્યું છે. પણ નાગેશભટ્ટ કૈયટના આ મતથી જુદો જ મત ધરાવે છે. તેઓ 'સમુદાય'થી **गर्ग** વગેરે શબ્દો નહીં, પરંતુ (**गर्ग + यञ् =**) **गार्ग्य** વગેરે શબ્દો લેવાનું કહે છે, અને તેમનું સાધુત્વ બતાવે છે. નાગેશના કથનનો આશય એ છે કે **गर्गादि** ગણમાં **गर्ग** શબ્દનો પાઠ કરવાનું પ્રયોજન **गर्ग** પ્રાતિપદિકથી (**गर्गादिभ्यो यञ्** । પા. ૪.૧.૧૦૫ સૂત્ર દ્વારા) **यञ्** પ્રત્યયની પ્રાપ્તિ થાય, તે છે; નહીં કે કલત્વ વગેરે દોષોની નિવૃત્તિ.

**एवं तर्ह्यष्टादशधा भिन्नां निवृत्तकलादिकामवर्णस्य प्रत्यापत्तिं वक्ष्यामि । सा तर्हि वक्तव्या ?**

**लिङ्गार्था तु प्रत्यापत्तिः ।**

**लिङ्गार्था सा तर्हि भविष्यति । तत्तर्हि वक्तव्यम् ? यद्यप्येतदुच्यते ऽथवैतर्ह्यनेकमनुबन्धशतं नोच्चार्यमित्संज्ञा च न वक्तव्या लोपश्च न वक्तव्यः । यदनुबन्धैः क्रियते तत्कलादिभिः करिष्यते ।**

તો પછી, અઢાર પ્રકારના (**अ, इ, उ** વગેરે) વર્ણ કરતાં જુદાં એવા નિવૃત્ત થઈ ગયા છે કલાદિ દોષ જેમના એવા **अ** (**इ** અને **उ** વગેરે) વર્ણની પ્રત્યાપત્તિ (= થયેલા જ્ઞાનને પાછું ખેંચવા રૂપ પ્રવૃત્તિ) કહીશું.

તો તે (= પ્રત્યાપત્તિ) કહેવી જોઈએ.

તે પ્રત્યાપત્તિ લિંગોને = ચિહ્નોને (કરવાને) માટે (પણ ઉપયોગી) થશે.

(કહેવામાં આવનારી આ પ્રત્યાપત્તિ) લિંગોની = ચિહ્નોની (નિવૃત્તિને) માટે પણ (ઉપયોગી) થશે.



તો તે (લિંગ = ચિહ્ન) કહેવાં જોઈએ ? જો કે તે કહેવાય (એમ) છે. અથવા તો (હાલમાં પાણિનીય સૂત્રપાઠ, ધાતુપાઠ વગેરેમાં) સેંકડો અનુબંધ (ઉચ્ચારેલા છે; તે) ઉચ્ચારવાના થતા નથી, ઇત્સંજ્ઞા કહેવાની જરૂર નથી અને લોપ(ને પણ) કહેવાતી જરૂર રહેતી નથી. (લિંગ કહી દીધા પછી હવે, તો) જે કાર્ય અનુબંધોથી કરવામાં આવ્યું છે, તે (હવે, આ લિંગો =) કલાદિ (દોષોનો ઉપયોગ કરીને) કરવામાં આવશે.

**सिद्ध्यत्येवमपाणिनीयं तु भवति ॥ यथान्यासमेवास्तु । ननु चोक्तमाकृत्युपदेशात्सिद्धमिति चेत्संवृतादीनां प्रतिषेध इति । परिहृतमेतद् गर्गादिविदादिपाठात्संवृतादीनां निवृत्तिर्भविष्यति ।**

(ઉપર જણાવેલા પૂર્વ પક્ષના સૂચન મુજબ વર્તવામાં આવે, તો લાઘવ) સિદ્ધ થાય છે; પણ તે અપાણિનીય બની રહે છે.

વારુ ત્યારે, છે તેમજ ભલે રહે.

હમણાં જ કહ્યું હતું કે – 'આકૃતિના ઉપદેશથી સિદ્ધ છે; એમ માની લેવામાં આવે, તો સંવૃત્ત વગેરેનો પ્રતિષેધ (કરવાનો થાય) છે' (આ આપત્તિ છે, તેનું શું થશે ?)

(આ આપત્તિનો) પરિહાર આપી દીધો છે – 'ગર્ગાદિ, બિદાદિ(માં કરેલા) પાઠને કારણે સંવૃત્ત વગેરેની નિવૃત્તિ (થઈ જાય) છે.'

**ननु चान्यद्गर्गादिबिदादिपाठे प्रयोजनमुक्तम् । किम् ? समुदायानां साधुत्वं यथा स्यादिति । एवं तर्ह्युभयमनेन क्रियते पाठश्चैव विशेष्यते कलादयश्च निवर्त्यन्ते । कथं पुनरेकेन यत्नेनोभयं लभ्यम् ? लभ्यमित्याह । कथम् ? द्विगता अपि हेतवो भवन्ति । तद्यथा –**

**आम्राश्च सिक्ताः पितरश्च प्रीणिता इति ।**

**तथा वाक्यान्यपि द्विष्ठानि भवन्ति । श्वेतो धावति । अलम्बुसानां यातेति ।**

ગર્ગાદિ–બિદાદિ (ગણમાં શબ્દોનો) પાઠ કરવામાં (સૂત્રકાર આચાર્ય પાણિનિનું) જુદું જ પ્રયોજન કહેવામાં આવ્યું છે.

શું (પ્રયોજન કહેવામાં આવ્યું) છે ?

સમુદાયોનું સાધુત્વ થાય, તે છે.

એમ છે, તો પછી બન્ને આનાથી કરવામાં આવે છે – (૧) પાઠ પણ વિશેષિત થાય છે અને (૨) કલ વગેરે દોષો પણ નિવૃત્ત થઈ જાય છે.

એક જ પ્રયત્ન વડે બન્ને (ફળ કેવી રીતે) પ્રાપ્ત કરી શકાય છે ?

પ્રાપ્ત કરી શકાય છે; એમ કહે છે.

કેવી રીતે ?

દ્વિગત (= બે અર્થ = ફળ પ્રાપ્ત કરાવનારા) હેતુઓ પણ હોય છે. જેમકે– આંબો સીચ્યો અને પિતરોને તૃપ્ત કર્યા. એવી જ રીતે વાક્યો પણ દ્વિષ્ઠ (= બે અર્થ આપનારા) હોય છે : **श्वेतो धावति ।** (એક અર્થ–સફેદ (ઘોડો) દોડે છે. બીજો અર્થ **श्वा इतः धावति**–કૂતરો અહીંથી દોડે છે.) **अलम्बुसानाम् याता ।** (એક અર્થ–અલંબુસ નામના દેશને પ્રાપ્ત થનાર. બીજો અર્થ **अलम् बुसानाम् याता**–ભૂસાને પ્રાપ્ત કરવામાં સમર્થ.)

**अथवेदं तावदयं प्रष्टव्यः क्वेमे संवृतादयः श्रूयेरन्निति । आगमेषु । आगमाः शुद्धाः पठ्यन्ते । विकारेषु तर्हि । विकाराः शुद्धाः पठ्यन्ते । प्रत्ययेषु तर्हि । प्रत्ययाः शुद्धाः पठ्यन्ते । धातुषु तर्हि । धातवो ऽपि शुद्धाः पठ्यन्ते । प्रातिपदिकेषु तर्हि । प्रातिपदिकान्यपि शुद्धानि पठ्यन्ते । यानि तर्ह्यग्रहणानि प्रातिपदिकानि ।**

અથવા–પ્રથમ તો એ પૂછવું જોઈએ કે – આ સંવૃત્ત વગેરે ક્યાં સંભળાય છે ?

આગમોમાં. (આગમોમાં એમનું શ્રવણ થઈ શકે એમ નથી, કેમકે)

આગમો તો શુદ્ધ રીતે ભણવામાં આવ્યા છે.

વારુ ત્યારે, વિકારોમાં.

વિકારો પણ શુદ્ધ રીતે ભણવામાં આવ્યા છે.

વારુ ત્યારે, પ્રત્યયોમાં.

પ્રત્યયો પણ શુદ્ધ રીતે ભણવામાં આવ્યા છે.

વારુ ત્યારે, ધાતુઓમાં.

ધાતુઓ પણ શુદ્ધ રીતે ભણવામાં આવ્યા છે.

વારુ ત્યારે, પ્રાતિપદિકોમાં.



પ્રાતિપદિકો પણ શુદ્ધ રીતે ભણવામાં આવ્યાં છે.

તો પછી જે અગ્રહણ (= અર્થાત્ જે પ્રાતિપદિકોનો પાણિનિ આદિએ ક્યાંય પાઠ કર્યો નથી, તેવા અપઠિત) પ્રાતિપદિકો છે, (તેમાં).

**एतेषामपि स्वरवर्णानुपूर्वीज्ञानार्थ उपदेशः कर्तव्यः । शशः षष इति मा भूत् । पलाशः पलाष इति मा भूत् । मञ्चकः मञ्जक इति मा भूत् ॥**

**आगमाश्च विकाराश्च प्रत्ययाः सह धातुभिः ।**
**उच्चार्यन्ते ततस्तेषु नेमे प्राप्ताः कलादयः ॥**

આ બધા (અગ્રહણ પ્રાતિપદિકોનો પણ) સ્વર વર્ણોની આનુપૂર્વીના જ્ઞાન માટે ઉપદેશ કરવો જોઈએ.

(કે જેથી) **शशः षषः** ન થઈ જાય. **पलाशः पलाषः** ન થઈ જાય. **मञ्चकः मञ्जकः** ન થઈ જાય.

આગમ, વિકાર અને ધાતુઓની સાથે (જોડાયેલા) પ્રત્યયો (આચાર્ય દ્વારા) ઉચ્ચારિત કરવામાં આવ્યા છે (એટલે તે બધા કલ વગેરે દોષોથી મુક્ત = શુદ્ધ જ છે), આથી (અગ્રહણ પ્રાતિપાદિકોમાં પણ) આ કલ વગેરે દોષો મળતા નથી. (અગ્રહણ પ્રાતિપદિકો પણ શુદ્ધ જ છે.)

**વિમર્શ :** પ્રત્યાપત્તિ એટલે પ્રતિવિધિ. પાણિનિએ અષ્ટાધ્યાયીમાં **अ** વર્ણનો સંવૃત્ત તરીકે સ્વીકાર કર્યો છે. હકીકતે **अ** વર્ણ વિવૃત્ત છે. એટલે અષ્ટાધ્યાયીના અંતમાં **अ अ ।** પા. સૂ. ૮.૪. એવા એક સૂત્ર દ્વારા આ સંવૃત્ત **अ** વર્ણને વિવૃત્ત તરીકે જાહેર કરવા રૂપ પ્રત્યાપત્તિ કહી છે.

**अ** વર્ણ માટે જેમ ઉપર્યુક્ત પ્રત્યાપત્તિ કહેવામાં આવી છે; તેમ **क्ल** વગેરે દોષયુક્ત **अ** વગેરે વર્ણોનો ઉપયોગ કરીને, છેલ્લે પ્રત્યાપત્તિ કહી દેવામાં આવશે. પૂર્વપક્ષનું સૂચન છે કે આવી પ્રત્યાપત્તિને કારણે કલ વગેરે દોષયુક્ત જે વર્ણોની પ્રાપ્તિ થશે, તે વર્ણો અષ્ટાધ્યાયીમાં લિંગ–ચિહ્ન મૂકવાના કાર્યમાં ઉપયોગી થઈ પડશે. જેમકે – ધાતુમાં **अनुनासिक अच, ङ्, ञ्** વગેરે અનુબંધો મૂકવામાં આવ્યા છે અને આ અનુબન્ધોનો નિર્દેશ કરીને કેટલોક વિધિ કહેવામાં આવ્યો છે. દા.ત. **आस उपवेशने ।** એવો એક ધાતુ છે. અહીં **स** પછીનો **अ** અનુનાસિક અનુદાત્ત છે. તેની ઇત્સંજ્ઞા કરીને ( **आस्** એ **अनुदात्तेत्** બનતાં **अनुदात्तङित आत्मनेपदम् ।** પા. ૧.૩.૧૨ થી) આત્મનેપદનું વિધાન કરવામાં આવ્યું છે. એવી જ રીતે **शीङ्**

**शये** । એવો એક બીજો ધાતુ છે. અહીં **ङ्**ની ઇત્સંજ્ઞા કરીને (**शी** એ **ङित्** બનતાં **अनुदात्तङित आत्मनेपदम्** । પા. ૧.૩.૧૨ થી) આત્મનેપદનું વિધાન કરવામાં આવ્યું છે.

હવે પૂર્વપક્ષે સૂચન કર્યું છે તે મુજબ **आस उपवेशने** । ધાતુમાં અનુનાસિક અનુદાત્ત એવા **अ** વર્ણને પડતો મૂકી **'आस्'** ભાગમાં આવેલા **आ** વર્ણને કલ નામના દોષથી યુક્ત કરી દઈશું. એવી જ રીતે **शीङ् शये** । ધાતુમાં જે **ङ्** છે, તેને પડતો મૂકી **'शी'** ભાગમાં આવેલા **ई** વર્ણને ધ્માત નામના દોષથી યુક્ત કરી દઈશું. આમ **आस** એ **आस्** થતાં એક માત્રાનું લાઘવ થશે, જ્યારે **शीङ् शी** થતાં અડધી માત્રાનું લાઘવ થશે. આ રીતે સમગ્ર અષ્ટાધ્યાયી (વગેરે)માં ઘણું લાઘવ થઈ જશે. આ રીતના લાઘવને સિદ્ધ કર્યા પછી આત્મનેપદના વિધાનનો પ્રસંગ આવશે, ત્યારે (**अनुदात्तङित आत्मनेपदम्** । પા. ૧.૩.૧૨ સૂત્રને બદલે) **कलध्मातादात्मनेपदम्** । એવું સૂત્ર બનાવીશું. (સૂત્રાર્થ થશે–કલ અને ધ્માત દોષથી યુક્ત ધાતુઓથી આત્મનેપદ થાય છે.) આમ **आस्** અને **शी** બન્ને ધાતુઓમાં આત્મનેપદની પ્રાપ્તિ થઈ જશે.

આ રીતે અન્ય સ્થળોમાં પણ કલ, ધ્માત વગેરે સ્વર દોષોનો ઉપયોગ કરીને, સ્વર દોષોનું લિંગ = ચિહ્ન મૂકીને વિધિઓ ગોઠવી દેવામાં આવશે. એ પછી છેલ્લે જેમ સંવૃત્ત **अ** ને (**अ अ** । પા. ૮.૪.૬૭ સૂત્ર દ્વારા પ્રત્યાપત્તિ દર્શાવીને) વિવૃત્ત જાહેર કરવામાં આવ્યો છે; તેમ કલ, ધ્માત વગેરે દોષોથી યુક્ત તે તે વર્ણને પ્રત્યાપત્તિ દ્વારા શુદ્ધ (= દોષરહિત) જાહેર કરી દેવામાં આવશે.

અલબત્ત, પૂર્વપક્ષે કરેલું આ સૂચન અષ્ટાધ્યાયીમાં લાઘવ કરી આપે છે; અને એ રીતે આવકારવા યોગ્ય છે; પરન્તુ ભાષ્યકારે આ સૂચનનો **अपाणिनीयम् तु भवति** । અર્થાત્ આ બધી વ્યવસ્થા પાણિનિ આચાર્યે પ્રોક્ત કરી નથી; એમ કહીને અસ્વીકાર્ય ગણી છે. અર્થાત્ આ રીતે લાઘવ થઈ શકતું હોવા છતાં પાણિનિએ તેમ ન કર્યું હોઈ, હવે આપણે કંઈ કરી શકીએ નહીં. પાણિનિ–પ્રોક્ત વચનોનો વિમર્શ એ જ આપણો વિષમ છે; એથી વધારે નહીં.

**इति श्रीभगवत्पतञ्जलिविरचिते व्याकरणमहाभाष्ये**
**प्रथमस्याध्यायस्य प्रथमे पादे प्रथममाह्निकम् ॥**

★ ★ ★

# પરિશિષ્ટ–૧

## "પસ્પશાહ્નિક"નો વિવેચનાત્મક અભ્યાસ

– **ડૉ. વસન્તકુમાર મ. ભટ્ટ**

પતંજલિકૃત "વ્યાકરણ–મહાભાષ્ય"ના પ્રથમ આહ્નિકનું નામ 'પસ્પશાહ્નિક' છે. આહ્નિકમાં કેટલાક વિષયોની ચર્ચા કરવામાં આવી છે. જેમ કે, (૧) બે પ્રકારના શબ્દોનું અનુશાસન, (૨) 'શબ્દ'નું લક્ષણ, (૩) શબ્દાનુશાસનનાં પ્રયોજનો (**क**) શબ્દાનુશાસનનું એક મુખ્ય પ્રયોજન, (**ख**) તેર ગૌણ પ્રયોજનો, (૪) શબ્દાનુશાસન રચવાની પદ્ધતિ, (૫) પદાર્થ શું છે ? (૬) શબ્દ નિત્ય છે કે અનિત્ય ?–પાણિનિનું વ્યાકરણ કઈ માન્યતા ઉપર રચાયું છે ? (૭) લોકમાં અપ્રયુક્ત શબ્દો વિષે વ્યાકરણનો–વૈયાકરણોનો–અભિગમ, (૮) સાધુ શબ્દોના જ્ઞાનમાં ધર્મોત્પત્તિ થાય છે કે પ્રયોગમાં ? (૯) 'વ્યાકરણ' એવો શબ્દોનો શો અર્થ ? અને (૧૦) વર્ણોનો ઉપદેશ કરવાનાં પ્રયોજનો. **આ બધા જ વિષયોનો અહીં વિગતે અભ્યાસવિમર્શ કરીશું :**

### (૧) બે પ્રકારના શબ્દોનું અનુશાસન

પતંજલિકૃત 'વ્યાકરણ–મહાભાષ્ય'નું પ્રથમ વાક્ય છે : **अथ शब्दानुशासनम्** । 'હવે શબ્દોનું અનુશાસન શરૂ કરવામાં આવે છે.'[1] (શબ્દાનુશાસન એટલે શબ્દ શિક્ષણ નામનું શાસ્ત્ર.) અહીં (૧) લૌકિક અને (૨) વૈદિક શબ્દોનું અનુશાસન રજૂ કરવાનું છે. લૌકિક એટલે લોકમાં પ્રસિદ્ધ એવા સાધુ શબ્દો (દા.ત., **गौः** । **अश्वः** । **पुरुषः** । **हस्ती** । **शकुनिः** । **मृगः** । **ब्राह्मणः** । વગેરે)નું[2] તથા 'વૈદિક' એટલે વેદમાં પ્રાપ્ત થતા **शन्नो देवीरभिष्टये** । (**अ. सं. १–१–१** ), **इषे त्वोर्ज्जे**

૧. કેટલાક વૈયાકરણોના મતે આ વાક્ય પતંજલિનું નથી. પરંતુ સૂત્રકાર પાણિનિની અષ્ટાધ્યાયીનું તે પ્રથમ સૂત્ર છે. બીજા કેટલાક તેને કાત્યાયનનું પ્રથમ વાર્તિક પણ ગણે છે. પરંતુ આ બન્ને મત સ્વીકાર્ય બની શકે એમ નથી. કારણ કે પતંજલિએ જ **वृद्धिरादैच्** । **१–१–१** સૂત્રસ્થ અને **सिद्धे शब्दार्थसम्बन्धे** । વાર્તિકસ્થ 'વૃદ્ધિ' અને 'સિદ્ધ' શબ્દોને, તે તે આચાર્યોની કૃતિના પ્રારંભિક મંગલવાચક શબ્દો ગણાવ્યા છે.

૨. લોકમાં તો અસાધુ = અપભ્રંશ શબ્દો પણ પ્રચલિત છે, પરંતુ અહીં તેમનું અનુશાસન કરવું અભીષ્ટ નથી.

त्वा० । ( तै. सं. १–१–१–१ ), अग्निमीळे पुरोहितम्० । ( ऋ. सं. १–१–१ ), अग्न आयाहि वीतय० । ( सा. सं. १–१–१ ) જેવા શબ્દોનું અનુશાસન કરવામાં આવ્યું છે.

આ ચર્ચા દ્વારા પતંજલિએ એ સ્પષ્ટ કર્યું છે કે—પાણિનિએ અષ્ટાધ્યાયીમાં વૈદિક (સંસ્કૃત) ભાષાનું અને પ્રશિષ્ટ સંસ્કૃત ભાષાનું વ્યાકરણ રજૂ કર્યું છે. આમ તેમણે ભાષ્યારંભે પાણિનીય વ્યાકરણનો જે **પ્રતિપાદ્ય વિષય** છે, તેનો નિર્દેશ કરીને અનુબન્ધ ચતુષ્ટયમાંથી પ્રથમ અનુબન્ધને સ્પષ્ટ કરી આપ્યો છે. અહીં, ઉપર્યુક્ત બે પ્રકારના શબ્દોનો જિજ્ઞાસુ વ્યક્તિ આ શાસ્ત્રનો **અધિકારી** છે. (તે બીજો અનુબન્ધ થયો.) અષ્ટાધ્યાયી ગ્રન્થ અને બે પ્રકારના શબ્દોની વચ્ચે પ્રતિપાદ્ય–પ્રતિપાદકભાવ રૂપ **સંબંધ** છે, (તે ત્રીજો અનુબન્ધ છે), **પ્રયોજન–નિર્દેશ** રૂપ ચોથા અનુબન્ધની ચર્ચા આગળ ઉપર, સ્વતન્ત્ર રીતે કરવામાં આવી છે.

## (૨) 'શબ્દ'નું લક્ષણ (= સ્વરૂપ)

સામાન્ય રીતે લોકમાં "અર્થબોધક વર્ણાત્મક ધ્વનિને **शब्द**" કહેવામાં આવે છે. પરંતુ, સૂક્ષ્મતાથી વિચારતાં જણાય છે કે "શબ્દ એટલે શું ? શબ્દનું સ્વરૂપ શું છે ?"—એ પ્રશ્નનો જવાબ એટલો સરળ નથી. કારણ કે લોકમાં શબ્દ અને અર્થ(વસ્તુ)નો અભેદ કરીને વાગ્વ્યવહાર ચાલે છે. **गौः** (ગાય) એવો શબ્દ ઉચ્ચારવામાં આવે છે ત્યારે, શ્રોતાના મનમાં એકી સાથે નીચે મુજબના અર્થો/વિભાવો ઊભા થાય છે : (૧) ગળાની ગોદડી, પૂચ્છ, શીંગડા, ખૂંધ, આંચળવાળી કોઈ એક ગાય–વ્યક્તિ, (૨) તે ગાયની ચેષ્ટાઓ (ગતિવિધિઓ); (૩) તે ગાયનો ધોળો/કાળો/લાલ/કાબરચીતરો રંગ, (૪) તે ગાયનો (જાડો, પાતળો, લાંબો વગેરે) આકાર અને (૫) **ग् औ स्** એવી ધ્વનિશ્રેણી–વર્ણોની હારમાળા. આ બધામાંથી 'શબ્દ' કોને કહેવો ? અથવા, આ બધામાંથી 'શબ્દ એટલે શું ? એ પ્રશ્નનો જવાબ મેળવવો મુશ્કેલ છે. આ જ વાતને ટૂંકમાં કહેવી હોય તો–શબ્દોચ્ચારથી જે વ્યક્તિ/વસ્તુનો (= દ્રવ્યનો) બોધ થાય છે, તે (દ્રવ્ય)માં જાતિ, ગુણ અને ક્રિયા પણ અભિન્નતયા–અભેદથી–પ્રતીત થાય છે. આથી પ્રશ્ન થાય છે કે શું દ્રવ્ય (= વ્યક્તિ)ની સાથે જાતિ, ગુણ અને ક્રિયાને પણ 'શબ્દ' કહેવાય ?

પતંજલિએ આ શંકાને દૂર કરતાં કહ્યું છે કે–'શબ્દ'નો ઉચ્ચાર કરવાથી જે વ્યક્તિ (= દ્રવ્ય)નો, જાતિનો, ક્રિયાનો કે ગુણનો બોધ થાય છે–તેમાંથી એકેયને

Sam-19



**शब्द** કહેવાય નહીં. તો, **शब्द** કોને કહેવાય ? એ પ્રશ્નનો જવાબ આપવાનો બાકી રહે છે.

આથી પતંજલિ 'શબ્દ'ની બે વ્યાખ્યાઓ–લક્ષણો રજૂ કરે છે : **( क ) येन उच्चारितेन सास्ना–लाङ्गूल–ककुद–खुरविषाणिनां सम्प्रत्ययो भवति, स शब्दः ॥** અર્થાત્–"જે (વર્ણાત્મક ધ્વનિ)ના ઉચ્ચાર થકી ગળાની ગોદડી, પૂંછડી, ખૂંધ, ખરી અને શીંગડાવાળીનો બોધ થાય (સમ્પ્રત્યય = જ્ઞાન) છે તેને (= તે સાર્થક ધ્વનિને) 'શબ્દ' કહેવાય છે." આમ પતંજલિની પહેલી વ્યાખ્યા અનુસાર "સાર્થક ધ્વનિ–meaningful sound–ને 'શબ્દ' કહેવાય."

પહેલી વ્યાખ્યાના **વિરોધમાં,** પતંજલિએ 'શબ્દ'ની બીજી વ્યાખ્યા પણ આપી છે : **( ख ) अथवा–प्रतीतपदार्थको**[४] **लोके ध्वनिः शब्द इति उच्यते । .....तस्माद् ध्वनिः शब्दः ।** આ વ્યાખ્યા મુજબ–"(સાર્થક કે) અનર્થક વર્ણરૂપ ધ્વનિ સમૂહને પણ 'શબ્દ' કહેવામાં આવે છે." દા.ત., લોકમાં કોઈક કોઈકને કહેતું હોય છે કે **शब्दं कुरू । मा शब्दं कार्षीः ।** 'તું અવાજ કર', કે 'તું (નિરર્થક) (શબ્દ =) અવાજ ના કરીશ.' આમ બીજી વ્યાખ્યા મુજબ નિરર્થક **ધ્વનિ**ને પણ 'શબ્દ' કહે છે.

* * *

પતંજલિએ 'શબ્દ'નું સ્વરૂપ સ્પષ્ટ કરવા માટે–'શબ્દ'નું લક્ષણ બાંધવા માટે ઉપરની ચર્ચામાં બે વ્યાખ્યાઓ આપી છે. આને સમજવા જે પ્રાચીન અને અર્વાચીન પ્રયત્નો થયા છે, તેનો પરિચય કરી લઈશું :

**(૧) કૈયટ અને નાગેશનો મત :** ભર્તૃહરિ પછી થયેલા ટીકાકારોએ, પતંજલિએ આપેલી 'શબ્દ'ની પૂર્વોક્ત **( क )** વ્યાખ્યામાં સ્ફોટ સિદ્ધાંતને વાંચવાનો પ્રયત્ન કર્યો છે. જેમકે –

---

૪. प्रतीतपदार्थकः એવો સામાસિક શબ્દ સમજવો–સમજાવવો મુશ્કેલ છે. प्रतीतः (चासौ) पदार्थः । એવો કર્મધારય સમાસ માનીને, તેને સ્વાર્થે क પ્રત્યય લાગ્યો છે, એમ કેટલાક ટીકાકારો કહે છે. પરંતુ એનો અર્થ અહીં બંધબેસતો જણાતો નથી.

| | |
|---|---|
| નિત્ય એવું | |
| **શબ્દ તત્ત્વ** | = 'સ્ફોટ'[5] અભિવ્યક્ત |
| વ્યંગ્ય છે. | થાય છે (= વ્યંજિત) થાય છે. |
| ↑ | ↑ |
| ઉચ્ચરિત શબ્દ | અર્થ |
| (ધ્વનિશ્રેણી) = વ્યંજકથી, | (= meaning) |
| (ઉચ્ચારાયા પછી તરત | શ્રોતાને અર્થનો |
| નાશ પામનારા) ધ્વનિથી. | બોધ થાય છે. |

ભર્તૃહરિ પછીના વૈયાકરણો (કેટલાકના મતે ભર્તૃહરિ પણ) 'શબ્દ'ને એક નિત્યતત્ત્વ (= શબ્દબ્રહ્મ) માને છે. આવું નિત્ય શબ્દતત્ત્વ (ઉચ્ચરિત) ધ્વનિઓથી અભિવ્યક્ત થાય છે/અભિવ્યંજિત થાય છે. આ એકવાર અભિવ્યક્ત (= અભિવ્યંજિત) થયેલું શબ્દ તત્ત્વ તે તે અર્થનો બોધ કરાવે છે. આમ, આ નિત્ય એવા શબ્દતત્ત્વમાંથી અર્થબોધ થતો હોઈને, (**स्फुटति अर्थोऽस्माद् इति ।**) એ વ્યુત્પત્તિ અનુસાર) તેને = તે નિત્ય શબ્દતત્ત્વને "સ્ફોટ" કહે છે.

કૈયટ અને નાગેશના મતે, "પતંજલિએ 'શબ્દ'ની પ્રથમ વ્યાખ્યામાં નિત્ય એવા શબ્દતત્ત્વની = સ્ફોટની વ્યાખ્યા આપી છે" એમ માન્યું છે. આથી **येनाच्चारितेन सास्ना–लाङ्गूल–ककुद–खुर–विषाणिनां सम्प्रत्ययो भवति, स शब्दः ।** એ વાક્યનો અનુવાદ આ પ્રમાણે કરવો પડે છે.

"ઉચ્ચરિત ધ્વનિઓથી જે અભિવ્યક્ત થઈને, ગલકમ્બલ, પૂંછડી, ખૂંધ, ખરી અને શીંગડાવાળા **गो** વ્યક્તિનો (અર્થ) બોધ ધરાવે છે; તે (નિત્ય એવો 'સ્ફોટ' નામનો) **शब्द** છે."

અહીં નાગેશે '**उच्चारितेन**'નો અર્થ (**शारीरमारूताभिहत–कण्ठादिस्थानैः अवयव द्वारा**) **अभिव्यक्तेन येन**–એવો કર્યો છે. (અર્થાત્ ઉચ્છ્વાસ રૂપે બહાર નીકળેલી હવાનો, કંઠ તાલુ વગેરે સ્થાનોમાં અભિઘાત થવાથી જન્મેલા ધ્વનિઓથી જે (સ્ફોટ નામનું નિત્યતત્ત્વ) અભિવ્યક્ત થાય છે; તેનાથી શીંગડા, ખૂંધ, ખરી

૫. **स्फुटति अर्थः अस्माद् इति स्फोटः ।** એવી વ્યુત્પત્તિ અનુસાર (ઉચ્ચરિત એવા વર્ણધ્વનિઓથી અભિવ્યક્ત થયેલા) જે (શબ્દતત્ત્વ)માંથી અર્થનો સ્ફોટ (= બોધ) થાય, તેને (= તે નિત્ય શબ્દતત્ત્વને) "સ્ફોટ" કહે છે.



વગેરેવાળા ગો વ્યક્તિનો બોધ (સમ્પ્રત્યય = જ્ઞાન) થાય છે; તે (= સ્ફોટ)ને 'શબ્દ' કહે છે.)[6]

પતંજલિએ આપેલી 'શબ્દ'ની બીજી વ્યાખ્યાને સમજાવતાં કૈયટ અને નાગેશ કહે છે કે–**अन्यत्र ध्वनिस्फोटयोः भेदस्य व्यवस्थापितत्वाद् इह अभेदेन व्यवहारोऽपि न दोषः, द्रव्यादयो न शब्दशब्दवाच्या इत्यत्र तात्पर्यात् ।** (**प्रदीपः**) એટલે કે "અન્યત્ર (= **तपरस्तत्कालस्य ।** .....સૂત્ર ઉપરના ભાષ્યમાં) ધ્વનિ અને સ્ફોટ વચ્ચેનો તફાવત સ્પષ્ટ કરી આપ્યો હોઈને, અહીં (ભાષ્યારંભે) ધ્વનિ અને સ્ફોટને અભિન્ન માનીને વ્યવહાર કરવામાં પણ કશો દોષ નથી (એવું માનીને 'શબ્દ'ની ઉપર્યુક્ત બીજી વ્યાખ્યા આપી છે). તો (= 'શબ્દ'ની ઉપર્યુક્ત બીજી વ્યાખ્યા આપતી વખતે) દ્રવ્ય એ શબ્દ નથી, જાતિ એ શબ્દ નથી, ગુણ એ શબ્દ નથી, ક્રિયા એ શબ્દ નથી (અર્થાત્ 'શબ્દ' એવા શબ્દથી દ્રવ્યાદિ (પદાર્થો વાચ્ય નથી) એવું જ સૂચવવાનો ભાષ્યકારનો આશય છે."

નાગેશ આ મુદ્દાને વધારે સ્પષ્ટ કરતાં કહે છે કે–**लोके व्यवहर्तृषु पदार्थ-बोधकत्वेन प्रसिद्धः, श्रोत्रेन्द्रियग्राह्यत्वाद् वर्णरूपध्वनिसमूह एष शब्दः इत्यर्थः । तस्य अर्थबोधकताऽपि अविचारितरमणीयस्य एव लोके सिद्धा, तादृशस्य एव शास्त्रेण अन्वाख्यानम् इति तात्पर्यम् ॥** (**उद्द्योतः**) અર્થાત્–"લોકમાં (વાગ્) વ્યવહાર કરનારાઓની વચ્ચે પદાર્થનો બોધ કરાવનાર રૂપે જે પ્રસિદ્ધ છે; અને કર્ણેન્દ્રિયથી ગ્રહણ થતો હોવાને કારણે જે વર્ણ રૂપ ધ્વનિસમૂહ (ધ્વનિશ્રેણી) છે, તેને જ 'શબ્દ' કહેવામાં આવે છે. આવો વર્ણાત્મક ધ્વનિ જ (મધ્યમાવસ્થામાં રહેલા નિત્ય સ્ફોટ રૂપ શબ્દને અભિવ્યક્ત કર્યા વિના સીધો જ) અર્થબોધ કરાવે છે, એવું વગર વિચારે જેમણે લોકમાં માની લીધું છે (તેમને માટે આ બીજી વ્યાખ્યા આપવામાં આવી છે); અને તેવા (અજ્ઞાની)ઓને માટે જ/અથવા વર્ણાત્મક ધ્વનિ રૂપ શબ્દોનું જ શાસ્ત્રથી અન્વાખ્યાન (= અનુશાસન) રજૂ કરવામાં આવી રહ્યું છે."

આમ, પતંજલિએ આપેલી 'શબ્દ'ની બીજી વ્યાખ્યામાં, કૈયટ–નાગેશાદિ પ્રાચીન ટીકાકારોના મતે–ધ્વનિ અને સ્ફોટને (**कृतकतया**) અભિન્ન **માની લઈને; વર્ણાત્મક ધ્વનિસમૂહને 'શબ્દ' કહ્યો છે,** (કૈયટાદિના મતે આ બીજી વ્યાખ્યામાં પણ 'શબ્દ' 'અર્થનો વાચક' તો છે જ.

* * *

૬. કૈયટ કહે છે કે–વૈયાકરણો "વર્ણ (ધ્વનિ)થી વ્યતિરિક્ત એવા પદ કે વાક્યમાં વાચકત્વ રહેલું છે" એમ માને છે. આવો વર્ણથી વ્યતિરિક્ત અને નાદ (= ધ્વનિ)થી અભિવ્યક્ત થતો જે 'સ્ફોટ' નામનો 'શબ્દ' છે, તે જ ખરો અર્થનો વાચક છે. અહીં 'શબ્દ'ની, પતંજલિએ આપેલી વ્યાખ્યામાં આવા 'અર્થના વાચક' એવા સ્ફોટની જ વાત કરવામાં આવી છે.

અર્વાચીન વ્યાખ્યાકારોમાં મૂર્ધન્ય સ્થાન ભોગવતા ડૉ. એસ. ડી. જોશી (યુનિ. ઓફ પૂના) પતંજલિની ઉપર્યુક્ત 'શબ્દ' વિષયક ચર્ચાને સમજાવતાં લખે છે કે–મહાભાષ્યના આરંભે પતંજલિએ 'શબ્દ'ની બે વૈકલ્પિક વ્યાખ્યાઓ આપી છે. તેમાં પહેલી વ્યાખ્યા મુજબ–'શબ્દ' એટલે "સાર્થક ધ્વનિ એકમ" (meaning Segment) અને બીજી વ્યાખ્યા મુજબ–"સાર્થક અથવા નિરર્થક અવાજ (= ધ્વનિ)ને" 'શબ્દ' કહી શકાય. આમ પતંજલિ શબ્દના બન્ને પાસાં–બન્ને બાજુઓને બરાબર જાણે છે. જેમ કે 'શબ્દ'ની એક બાજુએ 'અવાજ' (sound) છે; અને બીજી બાજુએ અર્થ (Content) છે. જ્યારે 'શબ્દ' ઉચ્ચારાય છે ત્યારે તેનો 'અવાજ' સંભળાય છે અને 'અર્થ' પ્રકટ થાય છે. આથી પતંજલિ પહેલી વ્યાખ્યામાં શબ્દને 'સાર્થક ધ્વનિ' (meaningful Sound) રૂપે વ્યાખ્યાત કરે છે.

ત્યાર પછી, પહેલી વ્યાખ્યાના વિરોધમાં પતંજલિ 'શબ્દ'ની બીજી એક વ્યાખ્યા આપી છે, કે જે વ્યાખ્યા સામાન્ય જનસમૂહમાં પ્રચલિત છે. "(નિરર્થક) ધ્વનિને પણ 'શબ્દ' કહે છે." આ વ્યાખ્યા મુજબ કોઈ પણ ધ્વનિશ્રેણી, (કે જે અનિવાર્યપણે અર્થબોધક ન પણ હોય, તેને)ય "શબ્દ" કહે છે. આવો શબ્દ તે 'કંઠતાલ્વાદિ સ્થાનોમાંથી ઉચ્ચારાતો અવાજ' છે.

પતંજલિએ 'શબ્દ'ની આવી બે પ્રકારની વ્યાખ્યા આપી છે, તેનું કારણ એ છે કે વ્યાકરણનાં સૂત્રો આવા બન્ને પ્રકારના શબ્દોને લાગુ પડે છે/શબ્દ ઉપર કામ કરે છે. જેમ કે, કેટલાંક સૂત્રો સાર્થક એકમો (પ્રકૃતિ–પ્રત્યયો) ઉપર પ્રવૃત્ત થાય છે અને બીજાં કેટલાંક (સંધિ) સૂત્રો માત્ર ધ્વનિને (સ્વર–વ્યંજનાત્મક ધ્વનિને) જ ધ્યાનમાં લઈને પ્રવૃત્ત થાય છે.[૭]

---

૭. કૈયટ અને નાગેશના પૂર્વોક્ત અર્થઘટન ઉપર ટીકા કરતાં ડૉ. એસ. ડી. જોશીએ આગળ ઉપર એ પણ લખ્યું છે કે –" પ્રાચીન ટીકાકારોના મતે પ્રથમ વ્યાખ્યા 'સ્ફોટ'નો નિર્દેશ કરે છે, અને બીજી વ્યાખ્યામાં 'ધ્વનિ' અને 'સ્ફોટ'નો અભેદ કરવામાં આવ્યો છે. આમ આ કૈયટાદિ ટીકાકારોએ પતંજલિની ઉક્ત વ્યાખ્યાઓમાં પાછળના સમયમાં વિકસેલા સ્ફોટસિદ્ધાંતને વાંચવાનો/ઓળખી બતાવવાનો પ્રયત્ન કર્યો છે. આ મુજબ, તેઓના મતે પહેલી વ્યાખ્યામાં "સાર્થક ધ્વનિ" એટલે કે 'સ્ફોટ શબ્દ'ને વર્ણવ્યો છે. પરંતુ પતંજલિએ પોતે **ક્યાંય** "સ્ફોટ" એવો શબ્દ "એક, અભિન્ન સાર્થક એકમ" એવા અર્થમાં વાપર્યો જ નથી. પતંજલિ જ્યારે 'સ્ફોટ' એવો શબ્દ વાપરે છે ત્યારે, ત્યાં તે એવા શબ્દ માટે વાપરે છે કે જે શબ્દને અર્થ હોય પણ ખરો અને અર્થ ના પણ હોય. "સાર્થક ધ્વનિ એ સ્ફોટ" એવો અર્થ પ્રકટરૂપે કે અપ્રકટ રૂપે ક્યારેય પતંજલિના શબ્દમાંથી નીકળતો નથી. "સાર્થક ધ્વનિને 'સ્ફોટ' કહેવાય" એવો વિભાવ તો ઘણો પાછળથી વિકસેલો છે."



ડૉ. જોશીએ તેમના લખાણની પાદટીપ (૧૧)માં ઉમેર્યું છે–કૈયટાદિના મતે બન્ને વ્યાખ્યાઓ મુજબ 'શબ્દ એટલે અર્થવાચક ધ્વનિ' એવો અર્થ થાય છે. પરંતુ આવા અર્થઘટનમાંથી પતંજલિએ **अथवा** કહીને 'શબ્દ'ની જે વૈકલ્પિક વ્યાખ્યા આપી છે, તેનું કોઈ સ્વારસ્ય પ્રકટતું નથી. વળી, **प्रतीतपदार्थकः** નું તેમણે (ડૉ. જોશીએ) કરેલું અર્થઘટન, ભાષ્યમાં અન્યત્ર ત્રણવાર આવેલા 'પ્રતીતપદાર્થક' શબ્દના તુલનાત્મક અભ્યાસથી પ્રમાણિત કરવામાં આવેલું છે.

જુઓ : "A definition of a word, an Interpretation", BDCRI, Vol. XXV, PP. 65–70.

## (૩) શબ્દાનુશાસનનાં પ્રયોજનો

### (क) 'શબ્દાનુશાસન'નું મુખ્ય પ્રયોજન :

સંસ્કૃત ભાષાનું 'અષ્ટાધ્યાયી' પ્રકરણ રચતાં પહેલાં પાણિનિએ વ્યાકરણાધ્યયનનું કોઈ પ્રયોજન બતાવ્યું/લખ્યું નથી. કારણ કે **ब्राह्मणेन निष्कारणः षडङ्गो वेदोऽध्येयो ज्ञेयश्च ।** "જે બ્રાહ્મણ હોય તેણે, કોઈ ફળની અપેક્ષા રાખ્યા વિના જ)" વ્યાકરણ ભણવાનું છે. આથી સૂત્રકારે ઉત્તમાધિકારીને ધ્યાનમાં લેતાં પ્રયોજન–નિર્દેશ કરવાની જરૂર જ રહેતી નથી.

બીજી તરફ, મધ્યમાધિકારીને ધ્યાનમાં રાખીને વાર્ત્તિકકારે **शास्त्रपूर्वके प्रयोगे धर्मः ।** "શાસ્ત્રજ્ઞાનપૂર્વક સાધુશબ્દોનો પ્રયોગ કરવાથી ધર્મોત્પત્તિ–પુણ્યપ્રાપ્તિ થાય છે." એમ કહીને, વ્યાકરણાધ્યયનનું પ્રયોજન નિર્દેશ્યું છે. ત્રીજી તરફ, પતંજલિએ મન્દાધિકારીઓને ધ્યાનમાં રાખીને આરંભે જ કહ્યું છે કે–**अथ शब्दानुशासनम् ।** આ વાક્યથી પ્રતિપાદ્ય વિષયનો નિર્દેશ થવાની/કરવાની સાથે જ, વ્યાકરણાધ્યયનનું સાક્ષાત્ પ્રયોજન પણ કહેવાઈ ગયું છે.

આ પછી હવે, "વ્યાકરણનાં = શબ્દાનુશાસનનાં કયાં પ્રયોજનો છે ?" એવો પ્રશ્ન કરીને, તેનો જવાબ ચર્ચવામાં આવે છે : **रक्षा–ऊह–आगम–लघु–असंदेहाः प्रयोजनम् ।**[૮] આ પાંચેય મળીને વ્યાકરણાધ્યયનનું એક મુખ્ય પ્રયોજન બને છે. આ પ્રયોજનને ક્રમશઃ આ પ્રમાણે સમજાવી શકાય :

(૧) વેદોની રક્ષા કરવા માટે વ્યાકરણ ભણવું જોઈએ. લોપ, આગમ, વર્ણવિકારાદિને જાણનારો (વૈયાકરણ) જ સમ્યક્તયા વેદનું પરિપાલન કરી શકે છે, માટે વ્યાકરણ ભણવું જોઈએ.

---

૮. વૈયાકરણ–પરંપરામાં અને પ્રોફે. કીલહોર્ને આ વાક્યને ભાષ્યકારનું વાક્ય ગણ્યું છે. પરંતુ ડૉ. એસ. ડી. જોશી આ વાક્યમાંના **प्रयोज़नम्** એવા એકવચનના પ્રયોગને જોઈને કહે છે કે આ વાક્ય વાર્ત્તિક છે.

(૨) ઊહ (= તર્ક, વિભક્તિ–વિપરિણામ) કરતાં આવડે માટે વ્યાકરણ ભણવું જોઈએ. વેદની અંદર જે મન્ત્રો આવેલા છે, તે બધી વિભક્તિઓમાં અને બધા લિંગોમાં ઉચ્ચારી બતાવ્યા નથી. આ સંજોગોમાં જે કોઈ વ્યક્તિ બીજા કોઈના યજ્ઞમાં ઋત્વિજ્ બનીને જાય છે, તેણે જરૂર પ્રમાણે મન્ત્રોમાંના અમુક રૂપોમાં વિભક્તિ વિપરિણામાદિ કાર્યો કરી લેવાં પડે છે. દા.ત., વેદમાં એક મન્ત્ર છે :– **अग्नेय त्वा जुष्टं निर्वपामीति** । હવે બીજી તરફ એમ કહેવાયું છે કે **सौर्यं चरुं निर्वपेद् ब्रह्मवर्चसकामः** । "જેને બ્રહ્મવર્ચસ્ મેળવવાની કામના હોય તેણે સૂર્યને ઉદ્દેશીને હવિષાન્ન આપવું." આથી ઋત્વિજે **अग्नये त्वा जुष्टं निर्वपामि** । એ મન્ત્રમાં સમુચિત ફેરફાર કરીને–**सूर्याय त्वा जुष्टं निर्वपामीति** । એ રીતે બોલવો પડશે આવું ઊહ–કાર્ય = વિભક્તિ વિપરિણામનું કામ અવૈયાકરણ કરી શકતો નથી.

(૩) આગમ–વાક્ય પણ છે કે વ્યાકરણ ભણવું જોઈએ. જેમકે, **ब्राह्मणेन निष्कारणो धर्मः षडङ्गो वेदोऽध्येयो ज्ञेयश्च** । હવે, છ વેદાંગ સહિત વેદ ભણવાની આજ્ઞા આપતાં આ શ્રુતિવાક્યમાં જે છ વેદાંગોનો ઉલ્લેખ છે, તેમાં વ્યાકરણ–વેદાંગ તો પ્રધાન છે. આવા પ્રધાન વેદાંગને વિષે જો કોઈએ યત્ન કર્યો હોય છે, તો તે નિષ્ફળ જતો નથી.

અહીં "**ब्राह्मणेन निष्कारणः** એવા વાક્યમાં વ્યાકરણાધ્યયનનું કોઈ પ્રયોજન દર્શાવાયું નથી; પણ એ વાક્ય તો વ્યાકરણાધ્યયનનું **પ્રયોજક–વાક્ય છે/પ્રવર્તક વાક્ય** છે એમ સમજવાનું છે." એવું કૈયટે સ્પષ્ટ કર્યું છે.[૯]

(૪) લાઘવાર્થે વ્યાકરણ ભણવું જોઈએ. કારણ કે સ્મૃતિમાં કહ્યું છે કે– **ब्राह्मणेन अवश्यं शब्दाः ज्ञेयाः** । 'બ્રાહ્મણે બધા (સાધુ) શબ્દો અવશ્ય જાણવા જોઈએ.' હવે વ્યાકરણ વિના, બીજો એકેય ઉપાય એવો નથી, કે જે **લાઘવપૂર્વક** બધા જ સાધુ શબ્દોનું જ્ઞાન કરાવી આપે.

હવે પ્રશ્ન થાય કે વ્યાકરણ કેવી રીતે સાધુ શબ્દોને જાણવાનો લાઘવયુક્ત માર્ગ પૂરો પાડે છે ? તો નાગેશ કહે છે કે લોકમાં વપરાતી ભાષાના તમામ શબ્દોને એક એક કરીને, વારાફરતી બધાને સમજાવવા બેસીએ તો (એટલે કે

૯. **आगमः प्रयोजनः प्रवर्तको नित्यकर्मतां व्याकरणाध्ययनस्य दर्शयति । प्रयोजनशब्देन फलं प्रयोजकश्च उच्यते ।** (प्रदीपः) ॥ प्रयोजनशब्दः करणव्युत्पत्या प्रयोजकपरोऽपि ॥ (उद्द्योतः) ॥



પ્રતિપદનો પાઠ કરીએ, તો) ક્યારેય પાર ન આવે. પણ એને બદલે જો સાધુ શબ્દોનો પ્રકૃતિ–પ્રત્યયનું વર્ણન કરીએ, તો ટૂંકમાં ભાષામાં વપરાતા બધા શબ્દોને આવરી લઈ શકાય. માટે વ્યાકરણથી જ લાઘવપૂર્વક બધા સાધુ શબ્દો જાણી શકાય છે.[૧૦]

(૫) સંદેહની અપ્રાપ્તિ થાય એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ. (પતંજલિએ **अंसेदाहार्थं च अध्येयं व्याकरणम्** । એવું કહ્યું છે. અહીં **असंदेहार्थम्** । પદમાં **नञ्** (નિષેધાર્થક **अ**)નો અર્થ 'સંદેહની નિવૃત્તિ કરવા માટે (વ્યાકરણ ભણવું જોઈએ)' એવો કરવાનો નથી. પરંતુ 'સંદેહની અપ્રાપ્તિ થાય એટલા માટે (વ્યાકરણ ભણવું જોઈએ)' એવો અર્થ કરવાનો છે. વૈયાકરણને પહેલાં સંદેહ થાય છે; અને પછી વ્યાકરણની મદદથી તેની નિવૃત્તિ કરવામાં આવે છે–એવો **असंदेहार्थम्**નો અર્થ નથી. પણ જે વૈયાકરણ હોય છે તેને સંદેહની પ્રાપ્તિ જ થતી નથી–એવો અર્થ કરવાનો છે.

દા.ત., **स्थूलपृषतीमाग्निवारुणीमनड्वाहीमालभेत इति** । '**स्थूलपृषती** ગાયનું અગ્નિ તથા વરુણ દેવતાઓને ઉદ્દેશીને આલંભન કરવું જોઈએ. (બલિ ચઢાવવો જોઈએ)' અહીં ગાયના વિશેષણ તરીકે વપરાયેલો **स्थूलपृषतीम्** એવો સામાસિક શબ્દ જોઈને નીચે મુજબનો સંદેહ અવૈયાકરણને ઊભો થાય છે.

**(क) स्थूला चासौ पृषती च इति स्थूलपृषती** । 'જાડી અને કાબરચીતરી' એવી (ગાય)'–એવો કર્મધારય (તત્પુરુષ) સમાસ ગણવો ?

કે પછી

**(ख) स्थूलानि पृषन्ति यस्याः सा स्थूलपृषती** । 'મોટાં એવાં કાબરચીતરા ડાઘા છે જેને, તેવી ગાય'–એવો બહુવ્રીહિ સમાસ ગણવો ?

પણ, જે વ્યાકરણ ભણ્યો હશે તે વૈયાકરણને આવો (ઉપર્યુક્ત) સંદેહ થશે જ નહીં. કેમકે તે વૈયાકરણ જોશે કે આ **स्थूलपृषतीम्** શબ્દ અન્તોદાત્ત છે, કે તે **स्थूलपृषतीम्** શબ્દ આદ્યુદાત્ત છે ? જો આ શબ્દ અન્તોદાત્ત હોય તો તેનો અર્થ **(क)** કર્મધારય પરક લેવાનો છે, અને જો આ શબ્દ આદ્યુદાત્ત હોય તો તેનો અર્થ **(ख)** બહુવ્રીહિ પરક લેવાનો છે. અહીં તે વૈયાકરણને ખબર હોય છે કે **समासस्यान्तोदात्तः** । સૂત્રથી "કર્મધારય/તત્પુરુષ સમાસમાં અન્તોદાત્તસ્વર

૧૦. लाघवं च प्रतिपदपाठापेक्षया प्रकृत्यादिविभागेन अन्वाख्यानस्य विवक्षितम् । (उद्द्योतः) ॥

થાય છે." અને **बहुव्रीहौ प्रकृत्या पूर्वपदम्** । ६–२–१ સૂત્રથી "બહુવ્રીહિ સમાસમાં પૂર્વપદ પ્રકૃતિ સ્વર અર્થાત્ આદ્યુદાત્ત સ્વર થાય છે."

સ્વરનું જ્ઞાન અવૈયાકરણને હોતું નથી તેથી તેને સંદેહ જન્મે છે. પરંતુ જે વૈયાકરણ હોય છે, તેને વ્યાકરણનાં સૂત્રોથી સ્વરજ્ઞાન પ્રાપ્ત થયેલું હોય છે, તેથી તેને કદાપિ સંદેહ થતો જ નથી. આમ અસંદેહાર્થ (= સંદેહની અપ્રાપ્તિ રહે) એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**(ख) શબ્દાનુશાસનનાં અન્ય તેર ગૌણ પ્રયોજનો :**

**(१) तेऽसुराः ।**

એક વખત દેવો અને અસુરો વચ્ચે ઉપસ્થિત થયેલા સંગ્રામના અનુસંધાનમાં, અસુરોએ યજ્ઞ કર્યો. તેમાં તેમણે "**हे अरयः । हे अरयः ।**" એવું સાધૂચ્ચારણ કરવાને બદલે **हेलयो हेलय इति** । એવું અસાધૂચ્ચારણ કર્યું. આવા અપભાષણ રૂપ મ્લેચ્છકર્મથી અસુરોનો દેવો સામે પરાજય થયો. આમ જો આપણે વ્યાકરણ ભણ્યા હોઈએ તો, અસાધુ શબ્દો ના બોલીએ અને મલેચ્છ કર્મથી ના લેપાઈએ.

**(२) दुष्टः शब्दः ।**

જો ઉદાત્તાદિ સ્વરની બાબતમાં કે વર્ણની બાબતમાં દૂષિત થયેલો શબ્દ વાપરીએ, તો તે દુષ્ટ શબ્દ અભિપ્રેત અર્થનો વાચક બનતો નથી. આવો દુષ્ટ શબ્દ તો વાણીરૂપી વજ્ર બનીને યજમાનનો નાશ કરનારો બની રહે છે. દા.ત., એકવાર વૃત્રાસુરે 'ઇન્દ્રનું શમન(હનન) કરનાર–(= ઇન્દ્રશત્રુ) પુત્રને જન્માવવા યજ્ઞ આરંભ્યો. પરંતુ યજ્ઞ કરાવનારા ઋત્વિજો એ જે મન્ત્ર **इन्द्रशत्रुर्वर्धस्व** । બોલવાનો હતો, તેમાં **इन्द्रशत्रुः** । (**इन्द्रस्य शत्रुः** = 'ઇન્દ્રનો નાશ કરનાર શત્રુ' એવો ષષ્ઠી તત્પુરુષ સમાસનો અર્થ જેમાંથી નીકળે તેવો) **અન્તોદાત્ત** સ્વર ઉચ્ચારવાને બદલે **इन्द्रशत्रुः** । (**इन्द्रः शत्रुः शातयिता यस्य अस्ति** । **इन्द्रः अस्ति शत्रुः यस्यः** । = 'ઇન્દ્ર છે જેને મારનારો' એવો બહુવ્રીહિ સમાસનો અર્થ જેમાંથી નીકળે તેવો) **આદ્યુદાત્ત** સ્વર ઉચ્ચાર્યો. પરિણામે વૃત્રાસુરને ઘરે એવો પુત્ર જન્મ્યો, કે જેનો શત્રુ ઇન્દ્ર હતો (એટલે કે ઇન્દ્ર જેને મારનારં હતો). આમ વ્યાકરણજ્ઞાનના અભાવમાં થતા, સ્વર–દોષથી અહિત થાય છે. તેને રોકવા માટે વ્યાકરણ ભણવું જોઈએ.



**(३) यदधीतम् ।**

અર્થજ્ઞાન મેળવ્યા વિના જે વેદાધ્યયન કરવામાં આવે છે, (વેદને કંઠસ્થ કરવામાં આવે છે), તે કોઈ રીતે ફળદાયી બનતું નથી. જેવી રીતે અગ્નિ વિનાના સ્થાનમાં શુષ્ક ઈંધણાં પડ્યાં રહે, તેમ અર્થજ્ઞાન વિનાનું વેદાધ્યયન વ્યર્થ જાય છે. હવે વેદાર્થનું જ્ઞાન તો વ્યાકરણને અધીન છે, માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**(४) यस्तु प्रयुङ्क्ते ।**

કાત્યાયન–પ્રણીત મનાતો એક ભ્રાજા શ્લોક ઉદ્ધૃત કરીને જણાવ્યું છે કે જે કુશળ વાગ્યોગવિદ્ છે (એટલે કે જે વૈયાકરણ છે), તે વ્યવહારકાલમાં યોગ્ય(સાધુ) શબ્દોનો પ્રયોગ કરે છે અને તેના ફલસ્વરૂપે અનન્ત વિજયને પામે છે. પરંતુ જે અવાગ્યોગવિદ્ હોય છે (જે અવૈયાકરણ હોય છે) તે અપશબ્દોનો પ્રયોગ કરે છે અને પરિણામે અધર્મ લાગવાથી દૂષિત થાય છે.[11]

**(५) अविद्वांसः ।**

આપણે જ્યારે કોઈ વિદ્વાનને ઘરે જઈએ ત્યારે તેનું અભિવાદન કરીએ છીએ. જેમકે, **अभिवादये देवदत्तोऽहम्, भोः ३ !** "અરે ઓ ! (આપશ્રીને) હું–દેવદત્ત–પ્રણામ કરું છું." પરંતુ વિદ્વાનને કે વડીલને અભિવાદન કરીએ છીએ, ત્યારે સામેથી એ અપેક્ષા રહે છે કે તે વિદ્વાન આપણને પ્રત્યભિવાદન કરે; જેમાં પ્લુતીકરણ સહિત આપણું નામ ઉચ્ચારે. જેમ કે, **भो देवदत्त ३ ! एधि ।** "અરે દેવદત્ત તું વૃદ્ધિ પામ." પરંતુ જો કોઈ વિદ્વાન કે વડીલ પ્રત્યભિવાદનમાં, આપણાં નામમાં ક્યાં પ્લુત કરવું ? એ ન જાણતો હોય તો–સ્ત્રીઓને જેમ અભિવાદન કરતી વખતે **अयम् अहम् अभिवादये ।** 'આ હું તમને પ્રણામ કરું છે.' એમ નામવિહીન સાદું વાક્ય જ ઉચ્ચારવામાં આવે છે, તેમ પ્રત્યભિવાદનમાં પ્લુત કરવાનું

૧૧. અવૈયાકરણ અસાધુશબ્દો વાપરવાથી અધર્મથી લેપાય છે. પરંતુ અહીં પ્રશ્ન થઈ શકે છે કે આવા લોકોને માટે તેમનું અજ્ઞાન શરણ ના બની શકે ? એટલે કે તેમણે સાધુ શબ્દોનું જ્ઞાન જ નથી, માટે શું ભગવાન તેમને માફ ના કરી દે ? બીજી બાજું, જે વૈયાકરણને સાધુ શબ્દોનું જ્ઞાન હોય છે; તે જ્ઞાન પણ 'અપશબ્દોના જ્ઞાનપૂર્વક જ સાધુશબ્દોનું જ્ઞાન થતું હોય છે' એ નિયમાનુસાર અધર્મની પ્રાપ્તિ કરાવનાર ના બની શકે ? – આ બંને પ્રશ્નોની ચર્ચા આગળ ઉપર વિસ્તારથી કરવામાં આવી છે.

નહીં જાણનાર વિદ્વાન કે વડીલને પણ સાદી રીતે જ **अयम् अहम् अभिवादये**–'આ હું તમને પ્રણામ કરું છું' એમ કહેવું.

પતંજલિ કહે છે કે–વ્યાકરણ ભણ્યા હોઈએ તો જ કોઈ આપણને અભિવાદન કરે ત્યારે, આપણે પ્રત્યભિવાદનમાં તેના નામમાં પ્લુતીકરણ કરી શકીએ. અન્યથા, આપણો મોભો જળવાય નહીં. લોકો આપણને સ્ત્રીઓને કરે, તેમ સાદગીવાળું જ અભિવાદન કરે.

(૬) **विभक्तिं कुर्वन्ति ।**

યજુર્વેદના બ્રાહ્મણો કહે છે કે–'પ્રયાજ' નામના મન્ત્રોને જુદી જુદી વિભક્તિમાં મૂકીને વાપરવા જોઈએ. દા.ત., એક જ 'અગ્નિ' શબ્દને **अग्ने अग्ने । अग्नावग्ने । अग्निना अग्ने । अग्निम् अग्ने ।** વગેરે પ્રકારે જુદી જુદી વિભક્તિમાં ફેરવીને બોલવામાં આવે છે. પરંતુ વ્યાકરણના જ્ઞાત વિના, આવા પ્રયાજમન્ત્રોને સવિભક્તિક ઉચ્ચારવા શક્ય નથી. માટે વ્યાકરણ ભણવું જોઈએ.

(૭) **यो वा इमाम् ।**

જે વ્યક્તિ આ વાણીને પદશઃ, સ્વરશઃ અને અક્ષરશઃ શુદ્ધ ઉચ્ચારી શકે છે, તેને જ લોકો ઋત્વિજ કર્મ કરાવનાર અધિકારી યાજક (યાજ્ઞિક) ગણે છે. આવું ઋત્વિજપણું–આર્ત્વિજીનત્વ–આપણને પણ થાય એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.

(૮) **चत्वारि ।**

(क) **चत्वारि शृङ्गा त्रयो अस्य पादा**
**द्वे शीर्षे सप्तहस्तासो अस्य ।**
**त्रिधा बद्धो वृषभो रोरवीति**
**महो देवो मर्त्याँ आ विवेश ॥** (ऋ. सं. ४–५८–३)

નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત–એવાં ચાર પદો રૂપી ચાર શીંગડાવાળો; ભૂત, ભવિષ્યત્ અને વર્તમાન–એવા ત્રણ કાળરૂપી ત્રણ પગવાળો; નિત્ય અને કાર્ય (ઉત્પાદ્ય) એવા બે શબ્દાત્મા (બે શબ્દ સ્વરૂપ) રૂપી બે મસ્તકોવાળો; પ્રથમાદિ સાત વિભક્તિઓ રૂપી સાત હાથવાળો અને ત્રણ (ઉચ્ચારણમાં સહયોગી બનતાં) સ્થાનો, (જેવાં કે–હૃદય, કંઠ અને મસ્તક)માં બંધાયેલો એ મહાન્ વૃષભ દેવ (નિત્ય શબ્દતત્ત્વ–શબ્દબ્રહ્મ) અવાજ કરે છે, અને મર્ત્યોમાં પ્રવેશેલો છે.—આવા મહાન્ શબ્દબ્રહ્મ રૂપ દેવની સાથે આપણું સામ્ય–સાયુજ્ય–થાય એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.



(ख) ઋગ્વેદમાં **चत्वारि०** પદથી શરૂ થતો બીજો એક મન્ત્ર પણ મળે છે. પતંજલિએ તેને પણ ઉપયોગમાં લીધો છે અને તેનો પણ વ્યાકરણપરક અર્થ ઘટાવ્યો છે :

**चत्वारि वाक्परिमिता पदानि**
**तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः ।**
**गुहा त्रीणि निहिता नेङ्गयन्ति**
**तुरीयं वाचो मनुष्या वदन्ति ॥** (ऋ. सं. १–१६४–४५)

વાણી ચાર પદો–નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત–માં પરિચ્છિન્ન છે. આ ચારેય પદોને મનીષી બ્રાહ્મણો જાણે છે. વાણીના ત્રણ પદો ગુફામાં સંતાડવામાં આવેલા છે, જે ચેષ્ટા કરતાં નથી. પરંતુ વાણીનું ચોથું પદ મનુષ્યો શબ્દ–વ્યવહારમાં, બોલચાલમાં–ઉપયોગમાં લે છે.

નાગેશે 'ભાષ્યપ્રદીપોદ્દ્યોત'માં **चत्वारि पदजातानि**નો અર્થ જુદી રીતે ઘટાવ્યો છે; વાણીના ચાર પદો એટલે પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી રૂપ ચાર પ્રકારની વાણી. તથા નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત એવાં ચાર પદો પણ અહીં સમજી શકાય. 'વાણીનું ચોથું પદ મનુષ્યો બોલે છે, વાપરે છે'–નો અર્થ એ થાય કે આ નામ, આખ્યાતાદિ ચાર પ્રકારનાં પદોમાંથી તે દરેકનો ૧/૪ ભાગ જ મનુષ્યો વાપરી શકે છે. વાણીનાં બાકીના ૩/૪ ભાગ અજ્ઞાનરૂપી ગુફામાં સંતાઈને પડ્યા છે. પરંતુ જે વૈયાકરણો હોય છે તે શાસ્ત્રબળથી આ અજ્ઞાનનો નાશ કરીને બધું જાણી શકે છે. આ વાતને બીજી રીતે સમજીએ તો–પરા, પશ્યન્તી અને મધ્યમા–એવી ત્રણ પ્રકારની વાણીને સામાન્ય મનુષ્યો સમજી શકતા નથી, તેઓ તો કેવળ ચોથી વૈખરીવાણીનો જ ઉપયોગ કરે છે. ભર્તૃહરિએ પણ કહ્યું છે કે–

**वैखर्या मध्यमायाश्च पश्यन्त्याश्चैतदद्भुतम् ।**
**अनेकतीर्थभेदायास्त्रय्या वाचः परं पदम् ॥** (वा. प० १–१४२)

ભર્તૃહરિએ ઉલ્લેખેલી આ ત્રણ પ્રકારની વાણીમાંથી જે કર્ણેન્દ્રિયનો વિષય છે તે 'વૈખરી' છે. પદ રૂપે પ્રત્યક્ષ નહીં થતી પણ (શબ્દ) વ્યવહારનું કારણ બનતી હૃદયદેશમાં રહેલી જે વાણી તેને 'મધ્યમા' કહેવામાં આવે છે, જ્યારે જે ત્રીજી 'પશ્યન્તી' વાણી છે તે લોકવ્યવહારથી અતીત છે. જો કે યોગીઓ તો તે પશ્યન્તી વાક્‌માં પણ પ્રકૃતિ–પ્રત્યયનો વિભાગ જોઈ શકે છે. જ્યારે, નાગેશ કહે છે કે જે ચોથી વાણીનો ભર્તૃહરિએ નામોલ્લેખ કર્યો નથી, તે 'પરા' વાક્‌માં તો

યોગીઓની પણ ગતિ નથી. (આ થી જ ભર્તૃહરિએ **त्रय्याः वाचः** એવાં પદોથી ત્રણ જ વાણીનો નિર્દેશ કર્યો છે.)[12]

**( ९ ) उत त्वः ।**

કોઈ એક (અવૈયાકરણ) વ્યક્તિ વાણીને જોવા છતાંય (સાચા અર્થમાં અર્થાત્ પ્રકૃતિપ્રત્યયાદિ–વિભાગપૂર્વક) જોતો નથી. એવો જ બીજો (અવૈયાકરણ) વ્યક્તિ વાણીને સાંભળવા છતાંય (સાચા અર્થમાં) સાંભળતો નથી. જ્યારે ત્રીજા એક (વૈયાકરણ) વ્યક્તિની પાસે, જેવી રીતે કોઈ એક સુંદર વસ્ત્રોવાળી પત્ની પોતાના પતિને માટે પોતાના શરીરને પ્રકટ કરે છે, તેવી રીતે વાણી પણ પોતાનું રૂપ (= પદમાં રહેલા પ્રકૃતિ–પ્રત્યયોને) પ્રકટ કરે છે.

વાણી પોતાના અન્તરંગ સ્વરૂપને આપણી પાસે પ્રકટ કરે એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.

**( १० ) सक्तुमिव ।**

જેમ કોઈ વ્યક્તિ ચાળણીથી લોટને સાફ કરે, તેમ ધીર (વૈયાકરણ) વ્યક્તિ વાણીને સાફ કરે છે. (અસાધુ શબ્દોને દૂર કરીને, સાધુ શબ્દોનો સંગ્રહ કરે છે.) આવા ધીર વૈયાકરણોના સખ્યને–શાસ્ત્રજ્ઞાનને – બીજા સખાઓ (વૈયાકરણો) જાણતા હોય છે; અને આવા વૈયાકરણોની જ વાણીમાં કલ્યાણકારિણી લક્ષ્મી (અભ્યુદયકારિણી શક્તિ) રહેલી હોય છે. બીજા શબ્દોમાં કહીએ તો – શિષ્ટ માન્ય ભાષાનો (= સાધુ શબ્દોનો) પ્રયોગ કરવાથી સામાજિક મોભો વધે છે. આટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.



**( ११ ) सारस्वतीम् ।**

અગ્નિહોત્રી–બ્રાહ્મણ જેવાઓ જો યજ્ઞક્રિયા દરમ્યાન અપશબ્દ (અસાધુ શબ્દ)નો પ્રયોગ કરે તો, તેણે એના પ્રાયશ્ચિત માટે 'સારસ્વતી ઇષ્ટિ' કરવી પડે છે. પરંતુ, પતંજલિ કહે છે કે જો આપણે વ્યાકરણ ભણ્યા હોઈએ તો આવું પ્રાયશ્ચિત કરવું પડતું નથી.

**( १२ ) दशम्यां पुत्रस्य ।**

યાજ્ઞિકો કહે છે કે – પુત્ર જન્મ થયા પછી દશમે દિવસે તેનું નામકરણ કરવું. આ નામ – (૧) ઘોષ વર્ણોવાળું, (૨) શરૂમાં અન્તઃસ્થ વર્ણો હોય તેવું, (૩) 'વૃદ્ધિ' સંજ્ઞક વર્ણો વિનાનું, (૪) પિતાની ત્રણ પેઢીમાં ન વપરાયેલું અને (૫) શત્રુઓમાં પ્રતિષ્ઠિત ના હોય તેવું પાડવું જોઈએ. તદ્ધિતાન્ત નામ કદાપિ ન પાડવું. પરંતુ વ્યાકરણ ભણ્યા વિના કોને કૃદન્ત નામ કહેવાય અને કોને તદ્ધિતાન્ત નામ કહેવાય ? તેની ખબર પડતી નથી. માટે નામકરણ જેવા વ્યાવહારિક પ્રયોજનોને ધ્યાનમાં રાખીને પણ વ્યાકરણ ભણવું જોઈએ.

**( १३ ) सुदेवो असि ।**

હે વરુણ ! તું સત્યદેવ છે. જેવી રીતે અગ્નિ પોલાણવાળી સુન્દર મૂર્તિમાં પ્રવેશીને બાળે છે તેવી રીતે તારી સાત વિભક્તિઓ રૂપી સાત સિન્ધુ (નદી)ઓ તાલ્વાદિ સ્થાનોમાં વહે છે.

આ મંત્રમાં વર્ણવ્યા પ્રમાણે, વ્યાકરણના જ્ઞાનથી વરુણદેવ સત્યદેવ બન્યો છે અને તેની વાણીમાં સાતેય વિભક્તિઓનો પ્રયોગ થતો જોવા મળે છે. આપણે પણ વ્યાકરણના જ્ઞાનથી સત્યદેવ બનીએ એટલા માટે વ્યાકરણ ભણવું જોઈએ.

*

**આ પ્રમાણે, વ્યાકરણાધ્યયનના મુખ્ય પાંચ પ્રયોજન અને ગૌણ તેર પ્રયોજનોની ચર્ચા પૂરી થઈ.** (પ્રયોજન રૂપ ચોથા અને અન્તિમ અનુબંધનો પણ નિર્દેશ સમ્પન્ન થયો.) અહીં પ્રસંગતઃ એ પણ વિચારવાનું પ્રાપ્ત થાય છે કે– કેમ વ્યાકરણ ભણનારાને જ આવાં પ્રયોજનો કહેવાં પડે છે ? જે લોકો વેદોનો અભ્યાસ કરે છે, તેમને તો કોઈ પ્રયોજન બતાવવું પડતું નથી ? બીજા શબ્દોમાં કહીએ તો–વેદાધ્યયનની જેમ જ લોકો વ્યાકરણાધ્યયન પણ, કોઈ પણ પ્રયોજન વિના જ કરશે. માટે વ્યાકરણાધ્યયનના પ્રયોજનનો વિચાર કરવો વ્યર્થ જ છે.

---

૧૨. **पदजातानि** । परापश्यन्तीमध्यमावैखर्यः । नामादीनि च । नामादिमध्ये च एकैकं चतुष्पादम् । .......एकैकस्य नामादिरूपस्य चतुर्थं भागम् । एकैकस्य चतुरंशत्वात् ॥ परादीनां वा त्रयोशा मध्यमान्ताः । गुहा अज्ञानं हृदयादिरूपा च । वैयाकरणस्तु शास्त्रबलेन तद्बललब्धयोगेन च गुहान्धकारं विदार्य सर्वं जानातीति भावः ॥ .......हरिरप्याह–

वैखर्या मध्यमायाश्च पश्यन्त्याश्चैतदद्भुतम् ।
अनेकतीर्थभेदायास्त्रय्या वाचः परं पदम् ॥

तत्र श्रोत्रविषया वैखरी । मध्यमा हृदयदेशस्था पदप्रत्यक्षानुपपत्या **व्यवहारकारणम्**। पश्यन्ती तु लोकव्यवहारातीता । योगिनां तु तत्रापि **प्रकृतिप्रत्ययविभागावगतिरस्ति**। परायां तु नेति 'त्रय्या' इत्युक्तम् ॥ (उद्द्योतः)

આવી શંકાનું સમાધાન કરતાં પતંજલિએ, કાલાન્તરે સમાજમાં થયેલા એક ફેરફાર તરફ ધ્યાન દોર્યું છે : પહેલાંના સમયમાં તો બ્રાહ્મણ લોકો ઉપનયન સંસ્કાર થયા પછી, (પહેલાં) વ્યાકરણ ભણતા હતા. આવા વ્યાકરણના અભ્યાસથી જેમને તે તે ઉચ્ચારણ સ્થાનો અને નાદ—અનુપ્રદાનાદિનું જ્ઞાન થઈ ગયું છે, તેવાઓને જ (બીજા તબક્કે વૈદિક શબ્દોનો ઉપદેશ કરવામાં આવતો હતો. પરંતુ આજકાલ (= પતંજલિના સમયમાં) લોકો ઉપનયન સંસ્કાર થયા પછી, (પહેલાં) વેદપાઠ શરૂ કરી દે છે (અને વ્યાકરણ ભણવાનું માંડી વાળે છે) ! એટલું જ નહીં તેઓ એમ પણ બોલવા લાગે છે કે—"વેદનો અભ્યાસ કરવાથી અમને વૈદિક શબ્દો આવડી ગયા છે; અને સમાજમાંથી લૌકિક શબ્દો પણ અમને સિદ્ધ છે. આવી સ્થિતિમાં વ્યાકરણ ભણવાની જરૂર રહેતી નથી." આવી અવળી બુદ્ધિના અધ્યે.ન.ઓને ઉદ્દેશીને, આચાર્ય (પાણિનિ/કાત્યાયન) મિત્રભાવે .હે છે કે આ રહ્યાં (૫ + ૧૩) પ્રયોજનો; એને ધ્યાનમાં રાખીને પણ વ્યાકરણ ભણવું જોઈએ.

## (૪) શબ્દાનુશાસન રચવાની પદ્ધતિ

અગાઉની ચર્ચામાં, (૧) કયા કયા શબ્દોનું અનુશાસન કરવામાં આવશે ?, (૨) **શબ્દ**નું સ્વરૂપ/લક્ષણ શું છે ? અને (૩) શબ્દાનુશાસન ભણવાનાં કયાં કયાં પ્રયોજનો છે ? તે કહેવામાં આવ્યું છે. હવે એ વિચારવાનું પ્રાપ્ત થાય છે કે—કઈ પદ્ધતિએ આ શબ્દોનું અનુશાસન રચવામાં આવશે ? (શબ્દાનુશાસન રચવાની કઈ પદ્ધતિ ઇષ્ટ અને લાઘવપૂર્ણ છે ?) આ પ્રશ્નનો જવાબ શોધવા વિવિધ પદ્ધતિઓને પહેલાં ધ્યાનમાં લેવામાં આવી છે. જેમ કે,

(૧) (કેવળ) સાધુ શબ્દોનો (જ) ઉપદેશ કરવો;

(૨) (કેવળ) અસાધુ શબ્દોનો ઉપદેશ કરવો, અથવા

(૩) સાધુ અને અસાધુ—એવા બન્ને પ્રકારના શબ્દોનો ઉપદેશ કરવો.

આમ વ્યાકરણ રચવાના ત્રણ રસ્તા હોઈ શકે. પરંતુ તર્કથી વિચારતાં એમ જણાય છે કે – આમાંથી જે પહેલા બે રસ્તાઓ (પદ્ધતિઓ) છે, તે બેમાંથી ગમે તે એક રસ્તે જવાથી, શબ્દાનુશાસન રચવાનું કામ સિદ્ધ થઈ શકે એમ છે.

પતંજલિએ આ મુદ્દાને એક ઉદાહરણથી સમજાવ્યો છે : **( १ ) पञ्च पञ्चनखाः भक्ष्याः ।** (પાંચ નખોવાળા પાંચ પ્રાણીઓ—શશક, શલ્યકી, ગોધા, ખડ્ગી અને કૂર્મ—**ભક્ષ્ય છે**/ખાવા યોગ્ય છે) એમ કોઈ સ્મૃતિકાર જાહેર કરે તો, એનાથી તરત **જ એ સિદ્ધ થઈ જાય છે** કે આ સિવાયનાં (ચાર કે છ નખવાળા) પ્રાણીઓ અભક્ષ્ય છે. એટલે કે **भक्ष्यनियमेन अभक्ष्यप्रतिषेधो गम्यते ॥** તેવી જ રીતે જો કેવળ સાધુ



શબ્દોનો જ ઉપદેશ કરવામાં આવશે, તો એનાથી એ સ્વાભાવિક રીતે જ સિદ્ધ થઈ જશે કે આ સિવાયનાં (= નહીં ઉપદેશેલાં) શબ્દો અસાધુ છે (= વ્યાકરણ સમ્મત નથી). દા.ત. **गौः ।** એ શબ્દ સાધુ છે, (= વ્યાકરણ સમ્મત છે) એમ શીખવ્યા પછી, શિષ્યને એ તરત **જ** ખબર પડી જશે કે આ **( गौः )** સિવાયના, બાકી રહેલા (નહીં ઉપદેશેલા) **गावि, गोणी, गोपोतलिका** વગેરે શબ્દો અપશબ્દો છે, અપભ્રંશશબ્દો છે, વ્યાકરણથી અસમ્મત શબ્દો છે.

**( २ ) अभक्ष्यो ग्राम्यकुक्कुटः, अभक्ष्यो ग्राम्यसूकरः ।** (ગામનો કૂકડો અને સૂવ્વર અભક્ષ્ય છે) એમ જો કોઈ સ્મૃતિવચન કહેતું હોય તો, એનાથી એવું સમજાય છે કે જંગલનો કૂકડો કે જંગલનો સૂવ્વર ખાઈ શકાય છે, એટલે કે **अभक्ष्यप्रतिषेधेन वा भक्ष्यनियमः ।** 'અભક્ષ્ય પદાર્થોનો નિષેધ કરવાથી ભક્ષ્યનો નિયમ/કથન થઈ જાય છે.[13] એવી જ રીતે જો આ વ્યાકરણશાસ્ત્રમાં **गावी, गोणी, गोपोतलिका** વગેરે અપભ્રંશ—અસાધુ—શબ્દોનો ઉપદેશ કરવામાં આવશે તો, શિષ્યને એ આપોઆપ સમજાઈ જશે કે આ અપંભ્રંશ શબ્દો સિવાયનો **गौः ।** એવો શબ્દ જ સાધુ છે.

આમ (૧) કેવળ સાધુ શબ્દોનો ઉપદેશ કરીને, અથવા (૨) કેવળ અસાધુ શબ્દોનો ઉપદેશ કરીને શબ્દાનુશાસનની રચના થઈ શકે એમ છે. [એટલે કે બન્ને પ્રકારના શબ્દોનો એકી સાથે ઉપદેશ કરવાની **જરૂર નથી.** અને તેમ કરવામાં ગૌરવ પણ છે. (= બન્ને પ્રકારના શબ્દોનો ઉપદેશ કરવામાં ઘણો વિસ્તાર અને બહુ પરિશ્રમ થાય એમ છે.)] પરંતુ આ બન્ને પ્રકારની પદ્ધતિઓમાંથી, કઈ પદ્ધતિ પસંદ કરવા જેવી છે ? પતંજલિ આનો જવાબ આપતાં કહે છે કે—આ બન્ને

---

૧૩. विधिरत्यन्तमप्राप्तौ नियमः पाक्षिके सति ।
तत्र चान्यत्र च प्राप्तौ परिसंख्येति गीयते ॥

(अर्थसंग्रहे तृतीयो मन्त्रविभागः) 'વિધિ' કોઈક અપૂર્વનું એટલે કે પ્રમાણાન્તરથી અપ્રાપ્ત કાર્યનું વિધાન કરનાર હોય છે. બે કે તેથી વધારે વિકલ્પો પ્રાપ્ત હોય ત્યારે કોઈ એકને વિશે જ જે મર્યાદિત, સીમિત કરી નાંખે તેને 'નિયમ' કહે છે. અને બે વિકલ્પોમાંથી ગમે તે એકની નિવૃત્તિ કરી નાંખે તેને 'પરિસંખ્યા' કહે છે. આમ વિધિએ injunction, નિયમ restriction અને પરિસંખ્યા એ exclusion છે.'

પતંજલિએ પૂર્વમીમાંસાના આ નિયમ અને પરિસંખ્યાને ધ્યાનમાં રાખીને, ઉપર્યુક્ત ચર્ચા કરી છે.

પદ્ધતિઓંમાંથી 'કેવળ સાધુ શબ્દોનો ઉપદેશ કરનારી' પહેલી પદ્ધતિ જ પસંદ કરવા યોગ્ય છે. તેમાં બે કારણો રહેલાં છે :

**(क) लघुत्वात् शब्दोपदेशः ।**

**(ख) इष्टान्वाख्यानं खलु अपि भवति ।**

એટલે કે—**(क)** કેવળ સાધુ શબ્દોનો ઉપદેશ કરવો તેમાં લાઘવ રહેલું છે. ટૂંકાણથી અને ઓછા પરિશ્રમે ભાષામાં વપરાતા સાધુ શબ્દો શીખવી શકાય એમ છે. જો બીજી પદ્ધતિ મુજબ અપશબ્દોનો ઉપદેશ કરવા બેસીશું તો, ભાષામાં **गौः ।** એવા એક સાધુ શબ્દને બદલે **गावी, गोणी** વગેરે અનેક અસાધુ શબ્દો વપરાય છે. માટે ભાષામાં સાધુ શબ્દોની સંખ્યા ઓછી હોઈને, તે જ (માત્ર) શીખવવા જોઈએ. **(ख)** વળી, એમ કરવામાં જે (સાધુ શબ્દો)નો ઉપદેશ કરીશું, તે શબ્દો જ શીખ:વા ઈષ્ટ છે, લક્ષ્ય છે. એટલે જે બિનજરૂરી છે, ઉપયોગમાં લેવાના નથી તે (અસાધુ = અપભ્રંશ શબ્દો)નો ઉપદેશ કરવો વ્યર્થ છે.

★

શબ્દાનુશાસન રચવાની પૂર્વોક્ત ત્રિવિધ પદ્ધતિઓમાંથી, 'કેવળ સાધુ શબ્દોનો ઉપદેશ કરનારી, પહેલી પદ્ધતિ જ સ્વીકાર્ય છે—એવું ઉપર્યુક્ત ચર્ચાને આધારે નક્કી થાય છે. પરંતુ હવે એ વિચારવાનું પ્રાપ્ત થાય છે કે "કેવળ સાધુ શબ્દોનો ઉપદેશ" કરવા માટે શું ભાષામાં વપરાતા તમામ શબ્દો લઈને તેમને એક એક કરીને વારાફરતી સમજાવવા બેસવું પડશે ? એટલે કે **गौः । अश्वः । पुरुषः । हस्ती । शकुनिः । मृगः । ब्राह्मणः ।** એમ બધા જ શબ્દોનો—પ્રતિપદનો—પાઠ કરવો પડશે ?

પતંજલિ આનો જવાબ આપતાં કહે છે કે—સાધુ શબ્દોને શીખવવા માટે પ્રતિપદનો પાઠ કરવા બેસવું, તે તો સાચો ઉપાય નથી. કારણ કે એક પુરાણ–કથા એવી સાંભળવા મળે છે કે—દેવોના ગુરુ બૃહસ્પતિએ એકવાર દેવાધિદેવ ઈન્દ્રને એક હજાર દિવ્ય વર્ષો સુધી "શબ્દપરાયણ" શીખવવાનો પ્રયત્ન કરેલો, ઉપદેશ કરેલો. તેમાં બૃહસ્પતિએ સંસ્કૃત ભાષાના બધા જ શબ્દોનો એક એક શબ્દ કરીને (પ્રતિપદનો) પાઠ શરૂ કરેલો. પણ તેનો અંત આવ્યો જ ન હતો ! આ ઉદાહરણમાં બૃહસ્પતિ જેવો ભણાવનારો હતો, ઈન્દ્ર જેવો મેધાવી શિષ્ય ભણનાર હતો અને એક હજાર દિવ્ય વર્ષોનો અધ્યયનકાળ હતો, તો પણ અન્ત ન્હોતો આવ્યો.

આ ઉદાહરણ સાંભળીને આપણે વિચારવું જોઈએ કે આજ કાલ માણસો જીવી જીવીને કેટલું જીવવાના ? કોઈ માણસ બહુ જીવે તો ય સો વર્ષ જીવે છે. આ સો વર્ષના જીવનકાળમાં તેણે પહેલા પચ્ચીસ વર્ષ 'આગમકાળ' રૂપે વિદ્યા



મેળવવામાં ખર્ચવાના હોય છે; પછીના પચ્ચીસ વર્ષ 'સ્વાધ્યાયકાળ રૂપે' તે કંઠસ્થ કરેલી વિદ્યાને સમજવામાં ગાળવાના હોય છે; પછી ત્રીજી પચ્ચીસી 'પ્રવચનકાળ' રૂપે ક્યાંક પાઠશાળામાં શિષ્યોને ભણાવવામાં પસાર કરવાની હોય છે; અને છેલ્લા પચ્ચીસ વર્ષ 'વ્યવહારકાળ' રૂપે યજમાનને ઘરે યાજ્ઞિક બનીને યજ્ઞાદિ કર્મો કરાવવામાં વીતાવવાના હોય છે. હવે જો આજે કોઈ ગુરુ પેલા બૃહસ્પતિની જેમ શિષ્યની સામે પ્રતિપદનો પાઠ કરવા બેસે તો; શિષ્યનું આખું સો વર્ષનું આયુષ્ય માત્ર 'આગમકાળ'માં જ પસાર થઈ જાય ! માટે આ ટૂંકાગાળાના જીવનમાં આવો પ્રતિપદનો પાઠ કરવા બેસવું તે 'સાધુ શબ્દો ભણવા/ભણાવવા' બેસવાનો સાચો ઉપાય નથી.

તો, બીજો કયો સાચો ઉપાય હોઈ શકે ? આ પ્રશ્નનો જવાબ આપવાનો બાકી રહે છે. આ સંદર્ભમાં, પતંજલિએ નીચે મુજબનો ઉપાયાન્તર બતાવ્યો છે :

સાધુ શબ્દોનો ઉપદેશ કરવા માટે પાણિનિના 'અષ્ટાધ્યાયી' વ્યાકરણમાં જે ઉપાય—શબ્દાનુશાસનની રચના પદ્ધતિ—નો સ્વીકાર કરવામાં આવ્યો છે, તેમાં કેટલાંક સામાન્ય સૂત્રો રચવામાં આવ્યાં છે અને બીજાં કેટલાંક વિશેષ સૂત્રો રચવામાં આવ્યાં છે. એટલે કે ઉત્સર્ગસૂત્રો અને અપવાદસૂત્રોવાળું વ્યાકરણ રચવામાં આવે તો, તે જ એક એવી સાચી પદ્ધતિ છે કે જેનાથી ઓછામાં ઓછા પ્રયત્ને, સાધુ શબ્દોના મોટામાં મોટા શબ્દ સમુદાયને આવરી લઈ શકાય છે.

સાધુ શબ્દોનું ઓછા પ્રયત્નવાળું, અદોષ, લાઘવપૂર્ણ અને છતાંય સર્વાંગીણ વ્યાકરણ લખવાની પાણિનિએ અજમાવેલી પ્રયુક્તિ સરળ થઈ છે, એનું કારણ એ છે કે તેમાં સામાન્યસૂત્રો અને વિશેષસૂત્રો રચવાની પદ્ધતિ અનુસરવામાં આવી છે.[૧૪]

---

૧૪. કૃદન્ત શબ્દોની સિદ્ધિ બતાવતાં પાણિનિએ જે સૂત્રો રચ્યાં છે, તેમાંથી ઉત્સર્ગ (સામાન્ય) સૂત્રનું અને અપવાદ (વિશેષ સૂત્રનું ઉદાહરણ સમજીશું :

(૧) ઉત્સર્ગ સૂત્ર : कर्मण्यण् । ३–२–१ "કર્મકારક વાચક શબ્દ ઉપપદમાં રહે ત્યારે (કોઈપણ) ધાતુને/–अण्/પ્રત્યય લાગે છે." જેમ કે, कुम्भं (કર્મવાચક શબ્દ) + करोति । कुम्भ + अम् + कृ + अण् > कुम्भ + कृ + अ = कुम्भ + क् आर् + अ = कुम्भकारः ॥

(૨) અપવાદ સૂત્ર : आतोऽनुपसर्गे कः । ३–२–३." કર્મ કારકવાચક શબ્દ ઉપપદમાં રહે ત્યારે, ઉપસર્ગ રહિતના आ કારાન્ત ધાતુને (अण् પ્રત્યય નહીં લાગતાં, /क/ પ્રત્યય લાગે છે." જેમકે, गाम् ददाति इति । गो + अम् + √दा (आ કારાન્ત ધાતુ) + > क अ । गो + दा + अ > गो + द् आ > ० + अ । गो + द् + अ > गोदः ॥

## (૫) 'પદાર્થ' શું છે ?

'પદનો અર્થ આકૃતિ(જાતિ) છે' કે 'પદનો અર્થ દ્રવ્ય(વ્યક્તિ) છે' (અર્થાત્ પદોચ્ચારણથી જાતિનો બોધ થાય છે, કે વ્યક્તિનો બોધ થાય છે) એ બેમાંથી કયો પક્ષ સ્વીકાર્ય છે ? બીજા શબ્દોમાં કહીએ તો–પાણિનિનું શબ્દાનુશાસન આ બેમાંથી કઈ માન્યતા ઉપર રચાયું છે ?

પતંજલિએ આનો જવાબ આપતાં કહ્યું છે કે એકી સાથે ઉભયપક્ષને સ્વીકારીને આ શાસ્ત્રની રચના કરવામાં આવી છે. કારણ કે આચાર્ય પાણિનિએ બન્ને પ્રકારનાં સૂત્રો રચ્યાં છે. એટલે કે 'અષ્ટાધ્યાયી'માં કેટલાંક સૂત્રો એવાં મળે છે (દા.ત. **जात्याख्यायामेकस्मिन् बहुवचनम् अन्यतरस्याम्** । ૧–૨–૫૮), કે જેમાં 'પદથી જાતિનો બોધ થાય છે' એવો પક્ષ સ્વીકારવામાં આવ્યો છે.[૧૫] બીજી તરફ, એવાં પણ સૂત્રો મળે છે. (દા.ત. **सरूपाणाम् एकशेष एकविभक्तौ** । ૧–૨–૬૦) કે જેમાં 'પદથી વ્યક્તિનો બોધ થાય છે' એવો પક્ષ સ્વીકારવામાં આવ્યો છે.[૧૬]

---

૧૫. 817. जात्याख्यायाम्० । 1–2–58 एकोऽप्यर्थो वा बहुवद्भवति । ब्राह्मणाः पूज्याः । ब्राह्मणः पूज्यः ॥ (सिद्धान्तकौमुदी)

आकृत्यधिकरणन्यायेन घटादिशब्दानां जातिवाचकत्वाज्जातेश्चैकत्वादेकवचनमेव स्यादित्यारम्भः । जातिशब्दे एकत्वे बहुवचनं वा स्यादित्यक्षरार्थः । तथा सति ब्राह्मणाः भोज्या इत्यादौ विशेषणान्न स्यादित्याशङ्क्य एकस्मिन्नर्थे विद्यमानः शब्दो बहूनर्थान् वक्ति, एकार्थो बहुवद्भवतीति लभ्यते इत्यभिप्रेत्याह – एकोऽप्यर्थ इति । बहुत्वप्रयुक्तं कार्यं लभते इत्यर्थः ॥ (तत्त्वबोधिनी)

સામાન્ય રીતે ઘટ, બ્રાહ્મણાદિ શબ્દો જાતિવાચક હોઈ, તેમનો એકવચનમાં જ પ્રયોગ થવો જોઈએ. પરંતુ પાણિનિ આ સૂત્ર દ્વારા કહે છે કે પદો જાતિના વાચક હોય ત્યારે તેમને વિકલ્પે બહુવચનમાં પણ વાપરી શકાય.

૧૬. रामश्च रामश्च रामश्च इति रामाः । અહીં "એક જ વિભક્તિમાં રહેલા 'राम' એવા સરૂપ શબ્દોમાંથી એક राम શબ્દનો એકશેષ થાય છે અને બાકીના બે राम શબ્દોનો લોપ થાય છે" એવું આ सरूपाणाम्० । (૧–૨–૬૪) સૂત્ર કહે છે.

હવે જો, સર્વત્ર પદનો અર્થ જાતિ જ થતો હોત, તો અનેક राम વ્યક્તિઓનો બોધ કરાવવા માટે અનેક राम શબ્દોના પ્રયોગો કરવાનો પ્રસંગ જ ઊભો ના થતો હોત, (કેમકે राम એવા એક જ શબ્દથી रामत्व જાતિવાળા અનેક रामो નો એક સાથે બોધ થઈ જ જવાનો હતો), તો તેવી સ્થિતિમાં પાણિનિએ આ सरूपाणाम्० (૧–૨–૬૪) સૂત્રથી "અનેક સરૂપ राम શબ્દોનો પ્રયોગ કરવાના પ્રસંગે એક राम શબ્દને શેષ રાખવો અને બીજાઓનો લોપ કરવો જોઈએ." એવું કહ્યું જ ના હોત. પરંતુ પાણિનિ આ સૂત્ર રચે છે ત્યારે, એવું માનવું જ રહ્યું કે તેમનાં મતે એક राम શબ્દથી रामत्व જાતિનો બોધ થતો જ નથી, પણ એક જ એવી राम વ્યક્તિનો જ બોધ થાય છે.



વ્યાકરણશાસ્ત્રમાં કોઈ એક જ પક્ષને માનવાથી સર્વત્ર ઈષ્ટ વ્યવસ્થા થઈ શકે એમ નથી. એટલા માટે પાણિનિએ ક્યાંક 'પદનો અર્થ જાતિ છે' એમ માન્યું છે; અને ક્યાંક 'પદનો અર્થ વ્યક્તિ છે' એમ પણ માન્યું છે. પતંજલિએ ઘણે સ્થાને કહ્યું છે કે વૈયાકરણોને માટે કોઈ એક જ માન્યતાને વળગી રહેવું શક્ય નથી.[૧૭]

## (૬) વ્યાકરણશાસ્ત્રનું ગૃહીત અને કાર્ય

શબ્દને નિત્ય માનીને કે કાર્ય (અનિત્ય) માનીને આ શાસ્ત્રની રચના થઈ હશે ? એવો જો કોઈના મનમાં પ્રશ્ન ઊભો થાય તો, પતંજલિ કહે છે કે–(વ્યાડિએ રચેલા મનાતા) 'સંગ્રહ' નામના ગ્રન્થમાં આ વિષયની ચર્ચા કરવામાં આવી છે. ત્યાં શબ્દને નિત્ય કે અનિત્ય માનવાના દોષો પણ બતાવ્યા છે અને પ્રયોજનો પણ નિર્દેશ્યાં છે. ત્યાર પછી એવો નિર્ણય તારવવામાં આવ્યો છે કે શબ્દ નિત્ય હોય કે અનિત્ય–બેમાંથી કોઈ પણ માન્યતાને સ્વીકારો; પણ વ્યાકરણશાસ્ત્ર તો લખવું જ પડશે.[૧૮]

*

અહીં પ્રશ્નકર્તાનો આશય સમજવા જેવો છે. જો શબ્દ નિત્ય હોય (અને શબ્દો સાથે સંકળાયેલા અર્થ અને શબ્દાર્થનો સંબંધ પણ નિત્ય હોય) તો તેને માટે શાસ્ત્રારંભ કરવાની જરૂર નથી. અથવા જો શબ્દો અનિત્ય હોય (અને તે શબ્દો સાથે સંકળાયેલા અર્થ અને શબ્દાર્થનો સંબંધ પણ અનિત્ય હોય) તો પણ શાસ્ત્રરમ્ભ નિરર્થક છે. ટૂંકમાં, શબ્દ નિત્ય હોય કે અનિત્ય, પણ શાસ્ત્ર સર્વથા અનારમ્ભણીય (આરંભ ન કરવા લાયક) જ છે, આવા પૂર્વપક્ષીના મંતવ્યને સમજી જઈને; પતંજલિએ 'સંગ્રહ' ગ્રન્થનો આધાર આપીને જાહેર કર્યું છે કે વ્યાકરણસાસ્ત્ર તો લખવું જ જોઈશે.

'શબ્દ નિત્ય હોય કે અનિત્ય, પણ શાસ્ત્ર તો લખવું જ' એવો સંગ્રહકારનો નિર્ણય સાંભળ્યા પછી ય એ જાણવાની ઈચ્છા તો રહેવાની જ, કે આચાર્ય પાણિનિએ શું ગૃહીત લઈને–કઈ માન્યતા ઉપર–પોતાનું 'અષ્ટાધ્યાયી' વ્યાકરણ રચ્યું છે ? આનો જવાબ આપતાં કાત્યાયને પોતાના પ્રથમ વાર્તિકમાં જ કહ્યું છે કે **सिद्धे शब्दार्थसम्बन्धे । वा १.** "શબ્દો, અર્થો અને તે બેના સમ્બન્ધો

---

૧૭. तत्र नैकः पन्थाः शक्य आस्थातुम् ।

૧૮. यद्येव नित्यः, अथापि कार्यः, उभयथापि लक्षणं प्रवर्त्यम् इति । – तत्रैव

નિત્ય છે [ત્યારે (–તેમ માનીને) આ વ્યાકરણશાસ્ત્રની રચના કરવામાં આવી છે."][૧૯]

*

આ વાર્ત્તિકમાં વપરાયેલો **सिद्ध** શબ્દ ક્યારેક 'નિત્ય' અર્થમાં ય વપરાય છે અને ક્યારેક 'અનિત્ય' અર્થમાં પણ વપરાય છે. દા.ત., (૧) **सिद्धा द्यौः । सिद्धा पृथिवी । सिद्धम् आकाशम् ।** 'દ્યુલોક સિદ્ધ (= નિત્ય) છે; પૃથિવી સિદ્ધ છે, આકાશ સિદ્ધ છે.' જેવા પ્રયોગોમાં કૂટસ્થ–અવિચલ પદાર્થો માટે 'સિદ્ધ' શબ્દ વપરાય છે. (૨) બીજી તરફ, **सिद्ध ओदनः । सिद्धः सूपः । सिद्धा यवागूः ।** 'ભાત સિદ્ધ થઈ ગયો (રંધાઈ ગયો, તૈયાર થઈ ગયો); સૂપ તૈયાર થઈ ગયો, દાળ સિદ્ધ = તૈયાર થઈ ગઈ છે.' જેવા પ્રયોગોમાં કાર્ય–ઉત્પાદ્ય–અનિત્ય પદાર્થોને માટે 'સિદ્ધ' શબ્દ વપરાય છે. આથી પ્રશ્ન થાય છે કે, અહીં પ્રસ્તુત વાર્ત્તિકમાં તે '**सिद्ध**' શબ્દનો શો અર્થ કરવો ?

પતંજલિ કહે છે કે અહીં 'નિત્ય'ના પર્યાયવાચી શબ્દ તરીકે જ 'સિદ્ધ' શબ્દનો પ્રયોગ થયો છે. કારણ કે –

(**क**) 'સંગ્રહ' નામના ગ્રન્થમાં કાર્ય (અનિત્ય) શબ્દના વિરોધી શબ્દ તરીકે (અર્થાત્ નિત્ય અર્થમાં) 'સિદ્ધ' શબ્દનો પ્રયોગ થયો છે. તેની જ જેમ આ વાર્ત્તિકમાં પણ 'સિદ્ધ' શબ્દ નિત્ય અર્થમાં જ વપરાયો છે.

(**ख**) **अब्भक्षः । वायुभक्षः ।** જેવાં એક પદના અવધારણવાળાં વાક્યોનો અર્થ **अप एव भक्षयति । वायुमेव भक्षयति ।** 'પાણી જ પીવે છે; પવન જ ખાય છે'–એવો કરવામાં આવે છે. એવી જ રીતે; આ વાર્ત્તિકમાં 'સિદ્ધ'નો અર્થ સિદ્ધ (નિત્ય) જ કરવાનો છે; સાધ્ય અર્થ કરવાનો નથી.

(**ग**) **अत्यन्तसिद्धः ।** જેવા સામાસિક શબ્દમાંથી પૂર્વપદનો લોપ થઈને, કેવળ **सिद्ध** શબ્દ બાકી રહ્યો છે. જેવી રીતે **देवदत्त**ને **दत्त ।** કે **सत्यभाभा** ને **भामा ।** રૂપે પણ બોલવામાં આવે છે. તેવી રીતે વાર્ત્તિકકારે પણ **अत्यन्तसिद्धः** શબ્દને બદલે, પૂર્વપદનો લોપ કરીને કેવળ **सिद्ध** શબ્દ જ વાપર્યો છે.

૧૯. **शब्दार्थसम्बन्ध** એ સમાહાર દ્વન્દ્વ છે. शब्दश्च, अर्थश्च, सम्बधश्चेति शब्दार्थसम्बन्धम्; **तस्मिन् शब्दार्थसम्बन्धे ।** આ ત્રણેયનો ત્રણેય કાળમાં અબાધિત અવિયોગ (= નિત્યત્વ) દર્શાવવા માટે તેમનો સમાહાર દ્વન્દ્વ કર્યો છે.



(**घ**) **व्याख्यानतो विशेषप्रतिपत्तिः, न हि संदेहाद् अलक्षणम् ।** "વ્યાખ્યાન દ્વારા વિશેષ સમજૂતી મળી રહે છે, પણ સંદેહ થવાથી, શાસ્ત્ર અશાસ્ત્ર બની જતું નથી/શાસ્ત્ર–રચના અટકાવી દેવી એવું નક્કી થતું નથી." માટે હું–પતંજલિ–'આ વાર્ત્તિકમાં 'સિદ્ધ' શબ્દ નિત્યના પર્યાયવાચી શબ્દ તરીકે જ વપરાયો છે.' એવું આગળ ઉપર વ્યાખ્યાનથી સાબિત કરી બતાવીશ.

પરંતુ અહીં પ્રશ્ન થઈ શકે કે વાર્ત્તિકકારે '**सिद्ध**'ને બદલે '**नित्य**' શબ્દ જ ઉક્ત વાર્ત્તિકમાં કેમ ના વાપર્યો ? તેમણે જો **नित्ये शब्दार्थसम्बन्धे ।** એવું વાર્ત્તિક લખ્યું હોત તો, કોઈ સંદેહ જ ના ઊભો થાત. પતંજલિ કહે છે કે **नित्य** શબ્દને બદલે **सिद्ध** શબ્દ જ વાર્ત્તિકકારે વાપર્યો એનાં બે કારણો છે : (૧) વાર્ત્તિકકારે મંગલાર્થે **सिद्ध** શબ્દનો પ્રયોગ કર્યો છે. મંગલની કામનાવાળા આચાર્યે (કાત્યાયને) મહાન્ એવા વ્યાકરણશાસ્ત્રની નિર્વિઘ્ને સમાપ્તિ થાય એટલા માટે **सिद्ध** શબ્દનો પહેલા પ્રયોગ કર્યો છે. શ્રુતિવાક્ય પણ છે કે–**मङ्गलादीनि हि शास्त्राणि प्रथन्ते वीरपुरुषाणि च भवन्ति, आयुष्मत्पुरुषाणि चाध्येतारश्च सिद्धार्था यथा स्युरिति ॥** વળી, (૨) માની લો કે અસંદેહાર્થે વાર્ત્તિકકારે **नित्य** શબ્દ અહીં વાપર્યો હોત, તો પણ તે **नित्य** શબ્દ હંમેશાં કૂટસ્થ–અવિચલ અર્થ આપનારો જ હોત એમ કહી શકાય એવું નથી. કારણ કે **नित्य** શબ્દ ક્યારેક આભીક્ષ્ણ્ય (= વારંવાર–પુનરાવૃત્તિ) અર્થમાં પણ વપરાતો જોવા મળે છે. જેમકે, **नित्यप्रहसितः । नित्यप्रजल्पित इति ।** 'વારંવાર હસનારો છે, વારંવાર બબડાટ કરનારો છે.' આમ 'નિત્ય' શબ્દ પણ જો નિત્ય અર્થમાં અને અનિત્ય અર્થમાં વપરાતો જોવા મળતો હોય તો, **नित्ये शब्दार्थसम्बन्धे ।** એવું વાર્ત્તિક લખ્યું હોત, તો પણ મારે (પતંજલિએ) વ્યાખ્યાન કરવાની જરૂર રહેત જ. (કે, આ વાર્ત્તિકમાં વપરાયેલો **नित्य** શબ્દ કૂટસ્થ–અવિચલ અર્થમાં વાપર્યો છે; આભીક્ષ્ણ્ય અર્થનો તે અહીં વાચક નથી.) માટે મંગલાર્થે અહીં **सिद्ध** શબ્દ જ વાપર્યો છે, એમ માનવું ઉચિત છે.

**सिद्धे शब्दार्थसम्बन्धे ।** એવા વાર્ત્તિકનો **सिद्धे शब्दे, अर्थे, सम्बन्धे च ।** એવો વિગ્રહ કરવામાં આવ્યો છે. હવે, અહીં **सिद्ध** શબ્દનો અર્થ 'નિત્ય' કરવામાં આવ્યો છે; તેથી શિષ્યને એ જિજ્ઞાસા થાય છે કે પદાર્થ (= પદના અર્થ રૂપે) તરીકે જે જાતિ, વ્યક્તિ કે આકૃતિ (= આકાર)નો બોધ થાય છે,[૨૦] તેમાંથી = તે ત્રણેયમાંથી–કોણ નિત્ય છે કે જેને પદાર્થ માનીને આવો (= **सिद्ध शब्दे अर्थे सम्बन्धे च ।**) વિગ્રહ કરવામાં આવે છે ?

૨૦. जात्याकृतिव्यक्तयः पदार्थः । ૨–૨–૬૫ એવું ગૌતમનું ન્યાયસૂત્ર છે.

પતંજલિ કહે છે કે પદના અર્થ તરીકે (૧) જે જાતિનો બોધ થાય છે, તેને નિત્ય માનીને ઉપર્યુક્ત વિગ્રહ કરવામાં આવ્યો છે; (૨) જે દ્રવ્ય = વ્યક્તિનો બોધ થાય છે, તેને નિત્ય માનીને ઉપર્યુક્ત વિગ્રહ કરવામાં આવ્યો છે; તથા (૩) જે આકૃતિ (= અવયવ સંસ્થાન = આકાર)નો બોધ થાય છે, તેને પણ નિત્ય માનીને ઉપર્યુક્ત વિગ્રહ કરવામાં આવ્યો છે. આ મુદ્દાને જરા વિગતે સમજીશું :

(૧) પદના અર્થ તરીકે જાતિનો બોધ થાય છે, એમ માનીશું ત્યારે **सिद्धे शब्दे अर्थे सम्बन्धे च ।** એવો વિગ્રહ થઈ શકશે. કારણ કે જાતિ નિત્ય હોય છે (અને દ્રવ્ય = વ્યક્તિ અનિત્ય હોય છે) એ વિશે સૌ સમ્મત છે. એથી 'નિત્ય' અર્થવાળા **सिद्ध** શબ્દનો **शब्द, अर्थ** અને **सम्बन्ध** જોડે અન્વય થશે, ત્યારે તે વિગ્રહનો અર્થ આ પ્રમાણે થશે–"શબ્દો જ્યારે નિત્ય છે ત્યારે, અર્થો જ્યારે નિત્ય છે ત્યારે અને સમ્બન્ધ નિત્ય છે ત્યારે (આ પાણિનીય વ્યાકરણ શાસ્ત્રનો આરંભ કરવામાં આવ્યો છે.)"

(૨) પદના અર્થ તરીકે દ્રવ્ય (વ્યક્તિ)નો બોધ થાય છે એમ માનીશું ત્યારે

(क) **सिद्धे शब्दे अर्थसम्बन्धे च ।** એવો વિગ્રહ કરવો પડશે.[21] એટલે કે "શબ્દો નિત્ય છે ત્યારે, અને અર્થની સાથેનો સંબંધ નિત્ય (હોય) છે ત્યારે (આ પાણિનીય વ્યાકરણસાસ્ત્રનો આરંભ કરવામાં આવ્યો છે." કારણ કે દ્રવ્યને નિત્ય માનવાનું હોય અને **सिद्ध** શબ્દનો અર્થ 'નિત્ય' કરવાનો હોય તો, **सिद्धे ( द्रव्यवाचके ) शब्दे ( इदं लक्षणं प्रवृत्तम् )** "= દ્રવ્યના વાચક શબ્દો નિત્ય છે ત્યારે" એવો વિગ્રહ તર્કસંગત બની રહે છે. પરંતુ **सिद्धे अर्थे** એમ બોલી શકાતું નથી (= એવો વિગ્રહ થઈ શકતો નથી.) કારણ કે અર્થ = વસ્તુ = દ્રવ્ય તો હકીકતમાં અનિત્ય હોય છે, આથી **अर्थे** (= દ્રવ્ય–વસ્તુ) **नित्ये सति ( इदं लक्षणं प्रवृत्तम् )** એવો વિગ્રહ અતાર્કિક બની રહે છે.

૨૧. આ વિગ્રહમાં (अर्थवताम् शब्दानाम्) अर्थैः सह सम्बन्धः । એવા અર્થમાં अर्थने सम्बन्धનું વિશેષણ બનાવી દેવામાં આવ્યો છે. આ કારણે દ્રવ્ય (વ્યક્તિ)ને પદાર્થ માનીએ તો (અને સિદ્ધનો અર્થ 'નિત્ય' કરવાનો હોય તો) अर्थ (= વસ્તુ, વ્યક્તિ) તો નિત્ય હોતી નથી. માટે अर्थसम्बन्धમાં अर्थને વિશેષણ બનાવી દેવામાં આવ્યો છે/દેવો પડે છે.



આથી પતંજલિએ **सिद्धे ( नित्ये ) अर्थसम्बन्धे ।** એવો વિગ્રહ કર્યો છે.[22]

(ख) અથવા, પદનો અર્થ દ્રવ્ય થાય છે એમ માનીશું ત્યારે પણ **सिद्धे शब्दे अर्थे सम्बन्धे च ।** એવો જ વિગ્રહ કરીશું. કારણ કે દ્રવ્યને પણ નિત્ય સાબિત કરી શકાય છે. [જેમકે, "દ્રવ્ય જ નિત્ય છે અને આકૃતિ (આકાર) અનિત્ય છે." દા.ત. સુવર્ણ પિંડની આકૃતિ (આકાર)ને તોડીને, તેમાંથી રુચક બનાવવામાં આવે છે. પછી રુચકને ઓગાળીને (રુચકોની આકૃતિ તોડીને) કટકાકૃતિ બનાવાય છે, વળી તે કટકાકૃતિને તોડી તેમાંથી સ્વસ્તિકાકૃતિ બનાવાય છે. આમ આકૃતિ જ એકમાંથી બીજી બન્યા કરે છે, પણ સુવર્ણદ્રવ્ય તો એનું એ જ રહે છે. માટે 'દ્રવ્યને નિત્ય કહેવું પડશે અને આકૃતિ(આકાર)ને અનિત્ય કહેવી પડશે.'] આથી પદનો અર્થ દ્રવ્ય થતો હશે ત્યારે અને **सिद्ध** શબ્દનો અર્થ 'નિત્ય' કરવાનો હશે, ત્યારે પણ **सिद्धे शब्दे अर्थे (= द्रव्ये) सम्बन्धे च ।** એવો વિગ્રહ સુસંગત ઠરશે.

(૩) પદના અર્થ તરીકે આકૃતિ (અવયવસંસ્થાન, = આકાર)નો બોધ થાય છે, એમ માનીશું ત્યારે પણ **सिद्धे शब्दे अर्थे सम्बन्धे च ।** એવે વિગ્રહ થઈ

૨૨. अर्थसंबन्धे चेति । द्रव्यपक्षे द्रव्यस्यानित्यत्वादर्थग्रहणं संबन्ध–विशेषणार्थ–मुपात्तम् ॥ अनित्येऽर्थे कथं संबन्धस्य नित्यतेति चेद्, योग्यतालक्षणत्वात्संबन्धस्य । तस्याश्च शब्दाश्रयत्वाच्छब्दस्य च नित्यत्वाददोषः ॥ (प्रदीपः) । नन्वेमर्थग्रहणं व्यर्थमत आह–**द्रव्यपक्षे** इति । **योग्यता** बोधजनकत्वयोग्यता तादात्म्यम् । तदुक्तं भाष्ये **नित्यो ह्यर्थवतामिति ।** शब्दानामित्यर्थः ॥ ननु तदात्म्यस्य संबन्धत्वे कथं तस्य नित्यत्वमिति चेन्न । नष्टभाविवस्तुनोऽपि शब्देन बोधाद्बौद्धार्थेन तस्य तादात्म्यं नित्यमित्याशयात् । शब्दवृत्तिधर्मस्यैवार्थवृत्तिधर्माभेदमापन्नस्य तादात्म्यत्वेनादोषाच्च ॥ (उद्द्योतः) અર્થાત્

દ્રવ્ય અનિત્ય હોવાથી अर्थने सम्बन्धનું વિશેષણ બનાવવામાં આવેલ છે. પરંતુ 'અનિત્ય અર્થો–વસ્તુઓ–ની સાથે શબ્દોનો સંબંધ નિત્ય કેવી રીતે હોઈ શકે ?' એવો પ્રશ્ન થાય છે. તેનો જવાબ એ છે કે–શબ્દમાં અર્થબોધનની યોગ્યતા સહજ છે. આ યોગ્યતા એટલે શબ્દનો અર્થની સાથે તાદાત્મ્ય સંબંધ. આવો સંબંધ અર્થ અનિત્ય હોવા છતાંય અનિત્ય હોતો નથી. નષ્ટ અને ભવિષ્યમાં ઉત્પન્ન થનાર વસ્તુનો પણ શબ્દથી જ બોધ થતો હોઈ, બૌદ્ધ અર્થની સાથે સંબંધ નિત્ય થઈ શકે છે.

શકશે. કારણ કે પદના અર્થ તરીકે જે (આકૃતિ = આકાર)નો બોધ થાય છે, તે આકૃતિ (પણ) નિત્ય છે, એવું સાબિત કરી શકાય છે. જેમકે, એક કટક કે એક રુચકને ઓગાળી નાખવાથી બીજા કટક કે બીજા રુચકમાં રહેલી તે તે આકૃતિ નાશ પામી ગઈ હોતી નથી.[૨૩] દ્રવ્યાન્તરમાં તો તેની ઉપલબ્ધિ થાય છે જ. આથી જો પદનો અર્થ આકૃતિ(આકાર) થતો હોય, અને **सिद्ध**નો અર્થ 'નિત્ય' લેવાનો હોય તો પણ ઉપર્યુક્ત વિગ્રહ કરી શકાશે. [અહીં જો કોઈને પ્રશ્ન થાય કે આકૃતિ = આકારને 'નિત્ય' કેવી રીતે સિદ્ધ કરી શકાય ? તો પતંજલિ કહે છે કે – "જે કૂટસ્થ, અવિચલ, અનપાયી વગેરે હોય તેને જ નિત્ય કહેવાય" એવું જ લક્ષણ કરવાની જરૂર નથી. "જેમાં તત્ત્વ (= તે પણાનો ભાવ) નાશ ન પામતું હોય તેને પણ નિત્ય કહેવાય" એવું પણ નિત્યનું લક્ષણ કરી શકાય. એ મુજબ આકૃતિમાં પણ તત્ત્વનો નાશ થતો નથી, માટે આકૃતિને પણ નિત્ય કહી શકાય.]

આમ પતંજલિએ પદના અર્થ તરીકે જે જાતિ, વ્યક્તિ કે આકૃતિ (આકાર)નો બોધ થાય છે તે ત્રણેયને નિત્ય દર્શાવીને/ગણીને[૨૪] **सिद्धे शब्दार्थसम्बन्धे ।** એવા વાર્ત્તિકનો **सिद्धे शब्दे अर्थे सम्बन्धे च ।** એવો વિગ્રહ કરવાનો છે એમ જાહેર કર્યું છે. (એક તબક્કે પતંજલિએ એમ પણ કહ્યું છે કે જાતિને નિત્ય માનવી કે દ્રવ્યને નિત્ય માનવું કે આકૃતિ(આકાર)ને નિત્ય માનવી ? એ અંગે મતભેદ હોઈ શકે, અને તે મતભેદો ભલે રહ્યા. જેને જે નિત્ય માનવું હોય તે માને, પણ વિગ્રહ તો ઉપર મુજબ જ થશે.) અહીં **सिद्ध** શબ્દનો અર્થ 'નિત્ય' કરવાનો છે એમ તો પૂર્વે કહી ચૂક્યા છે. હવે, બીજો મુદ્દો એ ઉમેરવાનો છે કે, આ **सिद्ध** શબ્દ **शब्दार्थसम्बन्धे** એવા દ્વન્દ્વ સમાસની આગળ આવેલો છે. માટે **द्वन्द्वादौ द्वन्द्वान्ते द्वन्द्वसमीपे च श्रूयमाणं पदं प्रत्येकम् अभिसम्बध्यते ।** એ નિયમાનુસાર, **सिद्ध** શબ્દનો દ્વન્દ્વ સમાસના પ્રત્યેક પદની સાથે સમ્બન્ધ (અન્વય) કરવાનો રહેશે.

---

૨૩. (क) આશ્રયપ્રવાહ અવિચ્છિન્ન ગણીને, આ આકૃતિ(આકાર)ને પણ નિત્ય કહી છે. (ख) 'ઉદ્દ્યોત'માં નાગેશે અહીં 'આકૃતિ'નો અર્થ 'જાતિ' કર્યો છે, તે ચિન્ત્ય છે.

૨૪. પતંજલિએ જાતિ, દ્રવ્ય અને આકૃતિ (આકાર) એ ત્રણેયને નિત્ય સાબિત કરેલ છે. પરંતુ તેમાં જાતિને કૂટસ્થ–અવિચલ તરીકે નિત્ય માની છે; દ્રવ્યને અનપાયિ પદાર્થ તરીકે (द्रव्यं पुनस्तदेव) નિત્ય સિદ્ધ કર્યું છે; અને આકૃતિ (અવયવસંસ્થાન = આકાર)માં પ્રવાહનિત્યતા (આશ્રયપ્રવાહની અવિચ્છિન્નતા)ને આગળ ધરીને [द्रव्यान्तरस्था तु उपलभ्यते] નિત્ય સિદ્ધ કરેલી છે.



જેમકે, **सिद्धे शब्दे, सिद्धे अर्थे, सिद्धे सम्बन्धे च ( इदं लक्षणम् प्रवृत्तम् ) ।** "શબ્દો સિદ્ધ = નિત્ય છે ત્યારે, અર્થો નિત્ય છે ત્યારે અને તેમના સંબંધો પણ નિત્ય છે ત્યારે (= એમ માનવામાં આવ્યું છે ત્યારે) પાણિનિનું આ વ્યાકરણશાસ્ત્ર પ્રવૃત્ત કરવામાં આવ્યું છે. આમ પાણિનીય વ્યાકરણનું **આ ગૃહીત** છે કે શબ્દો, અર્થો અને તેમના સંબંધો નિત્ય જ છે. અને આ ત્રણેય નિત્ય હોય તો જ વ્યાકરણશાસ્ત્ર લખવાનો અર્થ છે, નિત્ય છે માટે લખવું જરૂરી છે.

*

અહીં જો કોઈને પ્રશ્ન થાય કે, "પાણિનિએ શબ્દ; અર્થ અને સંબંધને નિત્ય માનીને આ વ્યાકરણશાસ્ત્ર શરૂ કર્યું છે" એમ તમે (કાત્યાયન) કહો છો, તે તો સમજ્યા. પણ 'શબ્દો, અર્થો અને તેમના સમ્બન્ધો નિત્ય છે' એમ કેવી રીતે જાણ્યું ? શબ્દ વગેરેને નિત્ય માનવા પાછળ કંઈ પ્રમાણ છે ખરું ? તો કાત્યાયન કહે છે **लोकतः ( इदं सिद्धम् )** લોકવ્યવહારને આધારે જણાય છે કે આ શબ્દ, અર્થ અને તેમનો સંબંધ નિત્ય છે, સિદ્ધ છે (= સાધ્ય, ઉત્પાદ્ય નથી). પતંજલિએ વાર્ત્તિકકારની આ વાત એક ઉદાહરણથી સમજાવી છે :

લોકની અંદર મનુષ્યો પોતાના વિવક્ષિત અર્થોને માટે યથેચ્છ શબ્દવ્યવહાર કરે છે. કારણ કે તેમને આ ભાષા તો અનાદિ–વૃદ્ધવ્યવહાર–પરંપરાથી પ્રાપ્ત થયેલી છે; માટે કોઈ ભાષા ઘડવા બેસતું નથી. પરંતુ જે ઉત્પાદ્ય–કાર્ય પદાર્થો છે, તેમને તો તૈયાર કરવા/કરાવવા પડે છે. જેમકે, ઘડાથી જલાહરણની ક્રિયા કરવી છે, તો તમે કુમ્ભકારને ઘરે જઈને કહો છો કે 'ઘડો બનાવી આપો, (અમારે પાણી લાવવાનું કામ કરવું છે.)' પરંતુ કોઈ વ્યક્તિ ક્યારેય વૈયાકરણને ઘરે જઈને કહેતો નથી કે તમે થોડા શબ્દો બનાવી આપો, મારે તેને વાપરવા છે. કારણ કે દરેક વ્યક્તિને ભાષા તો સમાજ પાસેથી વારસામાં મળેલી જ હોય છે. આમ (ભાષા એટલે કે) શબ્દો, અર્થો અને તેમના સંબંધો તો સિદ્ધ જ છે; નિત્ય જ છે એવું લોકવ્યવહાર ઉપરથી જ દેખાઈ આવે છે.

*

હવે, જો શબ્દો, અર્થો અને તેમના સંબંધો નિત્ય હોય તો; આ વ્યાકરણશાસ્ત્રનું શું **કાર્ય** છે ? શાસ્ત્ર દ્વારા શું કરવામાં આવે છે ? એ પ્રશ્નનો જવાબ આપવાનો રહેશે. આને માટે કાત્યાયને એક વાર્ત્તિક રજૂ કર્યું છે :

**लोकतोऽर्थप्रयुक्ते शब्दप्रयोगे, शास्त्रेण धर्मनियमः ।** અર્થાત્ "લોકવ્યવહાર ઉપરથી જ સિદ્ધ થાય છે કે મનુષ્યો અર્થને નિમિત્તે (= અભિપ્રેત અર્થનો બોધ

કરાવવા માટે) (વૃદ્ધપરંપરાથી પ્રાપ્ત થયેલા) શબ્દોનો (યથેચ્છ) પ્રયોગ કરે છે; એવી સ્થિતિમાં વ્યાકરણશાસ્ત્ર દ્વારા તો માત્ર "ધર્મનિયમ" રજૂ કરવામાં આવે છે."

'**धर्मनियम**' શબ્દને સમજાવતાં પતંજલિએ લખ્યું છે કે **( १ ) धर्माय नियमो धर्मनियमः । ( २ ) धर्मार्थो नियमो धर्मनियमः । ( ३ ) धर्मप्रयोजनो वा नियमो धर्मनियमः ।** એટલે કે–(૧) ધર્મને માટેનો નિયમ, (૨) ધર્મરૂપ નિયમ, અથવા (૩) ધર્મ છે પ્રયોજન (પ્રયોજક) જેનું તેવા નિયમ–ને "ધર્મનિયમ" કહેવાય છે. પાણિનીય વ્યાકરણશાસ્ત્ર દ્વારા આવો (ત્રિવિધ) ધર્મનિયમ રજૂ કરવામાં આવે છે.

જેવી રીતે લૌકિક વ્યવહારોમાં અને વૈદિક વ્યવહારોમાં અમુક ધર્મનિયમો જોવા મળે છે, (તેવી રીતે વ્યાકરણશાસ્ત્રથી પણ અમુક ધર્મનિયમ રજૂ કરવામાં આવે છે.) દા.ત.,

**(क)** સ્મૃતિગ્રન્થો દ્વારા ભક્ષ્ય–અભક્ષ્યનો નિયમ રજૂ કરવામાં આવ્યો છે. જેમ કે, "ગામનો કૂકડો અને ગામનો સૂવ્વર અભક્ષ્ય છે (અને જંગલનો કૂકડો કે સૂવ્વર ભક્ષ્ય છે)." હવે, ભૂખ લાગી હોય તો કૂતરા–કૂકડા વગેરેમાંથી ગમે તેનું માંસ ખાઈને પણ ભૂખ મટાડી શકાય છે. એટલે કે ક્ષુધા શાંત કરવા ગમે તે ખાઈ શકાય છે. પણ આપણે ગમે તે ખાતા/ખાઈ લેતા નથી. આપણે સ્મૃતિવચનાનુસાર ભક્ષ્ય–અભક્ષ્યનો નિયમ ધ્યાનમાં લઈને, કેવળ જે (જંગલનો કૂકડો કે સૂવ્વર) ભક્ષ્ય પદાર્થો ગણાયા હોય તે જ ખાઈએ છીએ. એ જ પ્રમાણે, સાધુ (સંસ્કૃત) શબ્દોથી પણ અર્થબોધ કરાવી શકાય છે અને અસાધુ (પ્રાકૃત = વ્યાકરણ સમ્મત નહીં તેવા) શબ્દોથી પણ અર્થબોધ તો કરાવી શકાય છે. પરંતુ વ્યાકરણશાસ્ત્ર જે 'ધર્મનિયમ' જાહેર કરે છે (કે અમુક સાધુ શબ્દોથી જ શ્રોતાને અર્થબોધ કરાવવો; અસાધુ શબ્દોથી નહીં), તેનું પાલન કરવાથી અભ્યુદય (= ધર્મ)ની પ્રાપ્તિ થાય છે. આમ લૌકિક વ્યવહારોમાં ધર્મનિયમ જોવા મળે છે.

**(ख)** હવે વૈદિક વ્યવહારોમાં જે ધર્મનિયમ જોવા મળે છે તેનું ઉદાહરણ જોઈશું : યજ્ઞક્રિયા દરમ્યાન જમીનમાં એક યૂપ ખોડવાનો હોય છે. આ યૂપ (= યજ્ઞશાળામાં બલિનો પશુ બાંધવા માટેનો એક થાંભલો) બિલાના ઝાડનો અથવા ખાખરાના ઝાડનો હોવો જોઈએ, એવું શ્રૌતગ્રન્થોમાં કહ્યું છે. હવે પશુને બાંધવાનું જ કામ લેવાનું હોય તો ગમે તે ઝાડનો (અને તેય છોલેલો કે છોલ્યા વિનાનો) થાંભલો ચાલી શકે; એ બિલાનો કે ખાખરાનો જ હોવો અનિવાર્ય નથી. છતાંય ત્યાં વેદવચનથી એનો જ આગ્રહ સેવવામાં આવ્યો છે–ધર્મનિયમ કરવામાં આવ્યો છે. તેથી બિલાનો કે ખાખરા સિવાયનો યૂપ વાપરવામાં આવતો નથી. બિલાનો કે ખાખરાનો યૂપ વાપર્યો હોય છે, તો તેનાથી ધર્મની–અભ્યુદયની પ્રાપ્તિ થાય

Sam-19



છે. એ જ પ્રમાણે, સાધુ શબ્દો અને અસાધુ શબ્દોમાંથી ગમે તે પ્રકારના શબ્દો વાપરીએ તો ય અર્થાવગતિ – શ્રોતાને અર્થબોધ–તો એકસરખી રીતે જ થાય છે. (**गौः गच्चति ।** બોલો કે **गावी/गोणी गच्छथी ।** બોલો; પણ અર્થ તો એક સરખો જ સમજાય છે.) પરંતુ **વ્યાકરણનું કાર્ય** જ એ છે કે, તે આવી સ્થિતિમાં ધર્મનિયમ કરે છે. જેમકે, "સાધુ (વ્યાકરણ સમ્મત) શબ્દોથી જ અર્થબોધ કરાવવો, અપશબ્દો/અસાધુ શબ્દોથી નહીં, અને આવું કરવાથી જ અભ્યુદયની પ્રાપ્તિ થાય છે.

વૈયાકરણોએ એ વાત તો સ્પષ્ટ રીતે કબૂલી છે કે "અર્થબોધ તો સાધુ શબ્દોથી પણ કરાવી શકાય છે અને અસાધુ શબ્દોથી પણ કરાવી શકાય છે." 'પ્રાકૃત–વ્યાકરણથી સમ્મત નહીં તેવા શબ્દો વાપરવાથી અર્થબોધ થતો નથી' એવું અસત્ય તેમણે કદાપિ ઉચ્ચાર્યું નથી. વૈયાકરણોનું તો એટલું જ કહેવું છે કે વ્યાકરણને/થી સમ્મત એવા સાધુશબ્દો વાપરવાથી અર્થબોધ કરાવવા ઉપરાંત ધર્મોત્પત્તિ પણ થાય છે, અભ્યુદયની સિદ્ધિ થાય છે. આમ પ્રસ્તુત પાણિનીય વ્યાકરણશાસ્ત્ર વડે ધર્મનિયમ રજૂ કરવામાં આવે છે કે "સાધુ શબ્દોથી જ અર્થબોધ કરાવવો; અસાધુ શબ્દોથી નહીં." આવો 'ધર્મનિયમ' રજૂ કરવો તે જ વ્યાકરણનું કાર્ય છે.[૨૫]

## (૭) લોકમાં અપ્રયુક્ત શબ્દો વિષે વૈયાકરણોનો અભિગમ

અગાઉના વાર્તિકમાં (**लोकतोऽर्थप्रयुक्ते शब्दप्रयोगे शास्त्रेण धर्मनियमः ।** તેમાં) કહ્યું હતું કે અર્થબોધ કરાવવા માટે જે (સાધુ કે અસાધુ) શબ્દોનો **પ્રયોગ** કરવામાં આવે છે, (તેમાંથી સાધુશબ્દોનો જ પ્રયોગ કરવો; અસાધુ શબ્દોનો નહીં–તેવો) તેમાં ધર્મનિયમ કરવામાં આવ્યો છે. અહીં 'સાધુ શબ્દોના **પ્રયોગ**માં ધર્મ રહેલો છે' એવું સાંભળીને શિષ્યને (કે કોઈ પૂર્વપક્ષીને) પ્રશ્ન થાય છે કે પ્રયોગને

---

૨૫. અર્થાત્–નૈયાયિકોએ અસાધુ શબ્દોને અર્થના (સીધા) વાચક ગણ્યા નથી. તેમના મતે અસાધુશબ્દોના શ્રવણથી, શ્રોતા સાધુશબ્દોનું અનુમાન કરે છે, અને તે રીતે તે (અસાધુશબ્દો) પરોક્ષતયા અર્થના વાચક બને છે. પરંતુ વૈયાકરણો કહે છે કે સાધુશબ્દો અને અસાધુશબ્દો અર્થના વાચક બનવા બાબતે એક સરખા છે. (એટલે કે બન્ને પ્રકારના શબ્દોથી અર્થબોધ તો સીધેસીધો–પ્રત્યક્ષતયા = એક સરખો જ કરાવી શકાય છે); પરંતુ બેમાં ફરક એટલો જ છે કે સાધુશબ્દો વાપરવાથી પુણ્ય થાય છે અને અસાધુશબ્દો વાપરવાથી પાપ લાગે છે.

આધારે જ (= જો અમુક શબ્દો વપરાતા હોય તો જ) તે તે શબ્દોના સાધુત્વનો નિર્ણય કરવામાં આવતો હોય તો, શું જે કેટલાક શબ્દો (દા.ત. **ऊष । तेर । चक्र । पेच ।** વગેરે) સમ્પ્રતિ વપરાતા જ નથી, તેમને સાધુ ગણવાના નથી ? – આ (પૂર્વપક્ષને કે) શિષ્યની શંકાને **अस्त्यप्रयुक्तः ।** એવા વાર્તિકથી રજૂ કરવામાં આવી છે.

આ જ શંકાને બીજા શબ્દોમાં કહીએ તો – **પ્રયોગ બાબતે જ,** જો આ વ્યાકરણસ્મૃતિથી ધર્મનિયમ રજૂ કરવા માટે શબ્દોનું અનુશાસન લખવામાં આવ્યું હોય તો જે શબ્દો 'છે', **છતાં** આજકાલ લોકમાં **વપરાતા નથી, અપ્રયુક્ત છે;** તેમને આ શબ્દાનુશાસનમાંથી (અસાધુ ગણીને) કાઢી નાખવામાં આવશે; કે (સાધુ ગણીને) તેમનું પણ અન્વાખ્યાન કરવામાં આવશે ?

સિદ્ધાન્તી ભાષ્યકારે (પતંજલિએ) આ પ્રશ્નનો જવાબ અનેક રીતે આપ્યો છે.

(૧) અર્થવિશેષનો બોધ કરાવવા માટે, શબ્દો પ્રયોજાતા હોય છે. આથી જે શબ્દોના અર્થો મળતા હોય તે શબ્દો 'વપરાતા નથી (અપ્રયુક્ત છે)' એમ કહી શકાય નહીં. આમ **ऊष, तेर, चक्र, पेच ।** વગેરે શબ્દોના અર્થો (મળે) છે; માટે શબ્દો અપ્રયુક્ત (પ્રયોગબાહ્ય) ગણાય નહીં. **( अस्त्यप्रयुक्त इति चेन्नार्थे शब्दप्रयोगात् ।)**

(૨) વળી, આ ( **ऊष, तेर** વગેરે) શબ્દોનો આજકાલ પ્રયોગ જોવા મળતો નથી, તે પણ ન્યાય (ઉચિત) છે/સકારણ છે. આ **ऊष ।** વગેરે શબ્દોના જે અર્થો છે, તે અર્થોનો બોધ કરાવવા માટે આજકાલ નવા શબ્દો વપરાવા લાગ્યા છે. **( अप्रयोगः प्रयोगान्यत्वात्)** દા.ત.,

( क ) **ऊष ।**ને બદલે, તે જ અર્થનો બોધ કરાવવા **क्व यूयम् उषिताः ।** વપરાય છે.

( ख ) **तेर ।**ને બદલે, તે જ અર્થમાં **क्व यूयं तीर्णाः ।** વપરાય છે.

( ग ) **चक्र ।**ને બદલે, **क्व यूयं कृतवन्तः ।** વપરાય છે.

( घ ) **पेच ।**ને બદલે, **क्व यूयं पक्ववन्तः ।** વપરાય છે.

ભાષા એ સતત વહેતા નદીના જલપ્રવાહ જેવી હોય છે. તેમાં સતત પરિવર્તન આવતું હોય છે. પતંજલિ પણ ભાષામાં આવતા આવા પરિવર્તનથી સભાન છે અને તેની નોંધ તેમણે આ રીતે લીધી છે.



(૩) જેવી રીતે કેટલાક યજ્ઞો સો વર્ષ સુધી ચાલનારા હોય છે, તો બીજા કેટલાક એક હજાર વર્ષ સુધી ચાલનારા હોય છે.[२६] આવાં દીર્ઘસૂત્રોનું આયોજન આજકાલ કોઈ કરતું કે કરાવતું નથી; તથાપિ પૂર્વમીમાંસાનો અધ્યેતા 'ઋષિઓએ ઊભો કરેલો આ સમ્પ્રદાય છે' અને તેના અધ્યયનથી તથા જ્ઞાનમાત્રથી જ ધર્મ થશે–પુણ્ય મળશે–એમ માનીને તેનો અભ્યાસ કરે જ છે. તેવી રીતે **ऊष । तेर । चक्र । पेच ।** જેવા શબ્દો ભલે આજે ન વપરાતા હોય, પણ તેવા શબ્દોની વ્યાકરણમાં બતાવવામાં આવેલી પ્રક્રિયા શીખવા માત્રથી ય ધર્મની પ્રાપ્તિ થાય છે. માટે શાસ્ત્ર દ્વારા તેનું જ્ઞાન કરવું જ જોઈએ. **( अप्रयुक्ते दीर्घसत्रवत् )**

(૪) વળી, આ **ऊष । तेर । चक्र । पेच ।** જેવા શબ્દો અહીં નહીં વપરાતા હોય, તો બીજે ક્યાંક–દેશાન્તરમાં તો વપરાતા જ હશે. શિષ્યને (કે પૂર્વપક્ષીને) જો આ શબ્દો ન મળતા હોય, તો તેને શોધવા પ્રયત્ન કરવો જોઈએ. શબ્દનો પ્રયોગવિષય (ભૂગોળ) ઘણો મોટો હોય છે. જેમકે, સાત દ્વીપોવાળી પૃથિવી ત્રણ લોક, ચાર વેદ, છ વેદાંગ, ઉપનિષદ્ રૂપી રહસ્યો સહિત અનેક પ્રકારે વહેંચાયેલી એક સો એક જેટલી તો યજુર્વેદની શાખાઓ છે, સામવેદની ૧૦૦૦ શાખા છે, બહ્વૃચઋચોનો (ઋગ્વેદ) ૨૧ શાખાવાળો છે, અથર્વવેદની નવ શાખા છે, વાક્યોવાક્ય રૂપ પ્રશ્નોત્તર ગ્રન્થ, રામાયણ–મહાભારત જેવા ઇતિહાસ ગ્રન્થો, પુરાણો, આયુર્વેદ વગેરે આટલા મોટા ક્ષેત્રમાં શબ્દો છતાં **'વપરાતા નથી'** એવું કહેવું તે તો માત્ર સાહસ (મૂર્ખામી) છે. **( सर्वे देशान्तरे )।**

પતંજલિ ઉમેરે છે કે શિષ્યે (અથવા પૂર્વપક્ષીએ) જે શબ્દો વપરાતા નથી એમ કહ્યું છે, તે શબ્દો ક્યાં વપરાયા છે ? એમ જો જાણવું હોય તો જુવો આ રહ્યાં તેમનાં પ્રયોગસ્થળો :–

**( १ ) सप्तास्ये रेवती रेवदूष । ( ऋ. ४–५१–४ )**
**यद्वो रेवती रेवत्यं तदूष ।**

---

૨૬. दीर्घसत्राणि वार्षशतिकानि वार्षसहस्रिकाणि च । એવા ભાષ્યવચનને સમજાવતાં નાગેશે લખ્યું છે કે वर्षशब्दो दिवसपरः । यथाश्रुत एव वा ॥ (उद्द्योतः) આમ 'સો વર્ષ સુધી ચાલનારા'નો અર્થ 'સો દિવસ ચાલનારા' પણ કરી શકાય.

(२) यन्मे नरः श्रुत्यं ब्रह्म चक्र ।
यत्रा नश्चक्रा जरसं तनूनाम् । (ऋ. ૧–૮૯–૧)

શબ્દોના પ્રયોગ બાબતે પતંજલિએ બીજું પણ એક ભાષાશાસ્ત્રીય સત્ય પ્રકટ કરતાં લખ્યું છે કે–(જેમ ભાષામાં (૧) ધ્વનિવિકારને કારણે, (૨) એક પ્રયોગને સ્થાને પ્રયોગાન્તરનું પ્રચલન થવાને કારણે પરિવર્તન આવે છે; તેમ) (૩) ક્યારેક અર્થસંકોચ, અર્થપરિવર્તન કે સીમિત યા મર્યાદિત દેશમાં જ પ્રયોગ થતો જોવા મળે–એવું પણ થતું હોય છે.

દા.ત. (૧) **शवति** । એવું ક્રિયાપદ 'ગતિ–અર્થમાં કેવળ કમ્બોજમાં જ આજકાલ વપરાય છે. હવે આ જ ક્રિયાપદ ઉપરથી વિકાર અર્થમાં સાધવામાં આવેલો **शव** (શબ) એવો શબ્દ ('જતું રહેલું' અર્થમાં) આર્યો વાપરે છે.

(૨) **√हम्म्** ધાતુ કેવળ સૌરાષ્ટ્રમાં બોલાય છે;

**√रंह** ધાતુ પૂર્વના અને મધ્યના દેશોમાં જ બોલાય છે; તો વળી, આર્યો કેવળ **√गम्** ધાતુનો જ પ્રયોગ કરે છે.

(૩) **दाति ( लुनाति**, લણે છે–કાપે છે અર્થમાં) ક્રિયાપદ પૂર્વમાં વપરાય છે. તો એ જ ધાતુ ઉપરથી સાધવામાં આવેલું કૃદન્ત નામ **दात्रम्** એવો શબ્દ જ–કેવળ ઉત્તરના પ્રદેશમાં વપરાય છે.

આમ, ઉપર્યુક્ત ચર્ચા દ્વારા પતંજલિએ એ સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો કે– **ऊष । तेर । चक्र । पेच** । વગેરે શબ્દોના (૧) અર્થો મળે છે; (૨) તે વેદમાં વપરાય પણ છે; (૩) અને આજે પણ પ્રયોગાન્તર રૂપે ( **उष**ને બદલે **उषिता** રૂપે) મળે છે. માટે "આ શબ્દો અપ્રયુક્ત છે; અને અપ્રયુક્ત હોવાને કારણે તેઓ અસાધુ છે તથા વ્યાકરણમાં તેમનું અન્વાખ્યાન કરવાની જરૂર નથી" એવું સ્વીકારી શકાતું નથી. વળી, (૪) દીર્ઘસત્રવત્ તેમનો અભ્યાસ પણ કરવો જોઈએ.

## (૮) સાધુ શબ્દોના જ્ઞાનમાં ધર્મોત્પત્તિ થાય છે કે પ્રયોગમાં ?

એક શ્રુતિવાક્ય સાંભળવા મળે છે કે – **एकः शब्दः सम्यग्ज्ञातः शास्त्रान्वित सुप्रयुक्तः स्वर्गे लोके कामधुग् भवति** । "એક જ (સાધુ) શબ્દ, કે જે શાસ્ત્રાન્વિત (શાસ્ત્ર સમ્મત) હોય તેને સમ્યગ્તયા **જાણ્યો** હોય અને સારી રીતે તેનો **પ્રયોગ** કર્યો હોય તો તે એક શબ્દ (જ) સ્વર્ગલોકમાં અને આ (પૃથિવી) લોકમાં કામધુગ્ (કામનાઓ પૂરી કરનાર) બની રહે છે." આથી એ જાણવાની ઇચ્છા થાય છે કે ધર્મોત્પત્તિ (= પુણ્ય પ્રાપ્તિ) માટે –



(૧) સાધુ શબ્દોનું (માત્ર) જ્ઞાન મેળવવું જ પૂરતું છે,

(૨) સાધુ શબ્દોનો (કેવળ) પ્રયોગ કરવો જ જરૂરી છે,

કે (૩) સાધુ શબ્દોનું જ્ઞાન અને પ્રયોગ–એ બન્ને જરૂરી છે ?

(૧) સિદ્ધાન્તી ભાષ્યકાર પતંજલિનું માનવું છે કે સાધુ શબ્દોના કેવળ જ્ઞાનમાં જ ધર્મની(પુણ્યની) પ્રાપ્તિ થાય છે.

પરંતુ આ સિદ્ધાન્ત પક્ષનો સ્વીકાર કરવામાં શિષ્યને એક ભીતિ છે. જેમકે જો સાધુ શબ્દોના (કેવળ) જ્ઞાનમાં જ ધર્મ થતો હશે તો, ધર્મની સાથે સાથે બહુ મોટો અધર્મ ઊભો થવાની પણ શક્યતા છે. કારણ કે સાધુ શબ્દોનું જ્ઞાન કરવા જતાં, અસાધુ–અપશબ્દો પણ જાણવા જ પડે છે. અને, સાધુ શબ્દોની સંખ્યા અને અસાધુ શબ્દોની સંખ્યાનો વિચાર કરીએ તો, એક **गौः** જેવા સાધુ શબ્દના **गावी, गोणी, गोता, गोपोतलिका** । જેવા અનેક અપભ્રંશો–અસાધુ શબ્દો વપરાતા હોય છે. આમ થોડોક ધર્મ કરવા જતાં (થોડુંક પુણ્ય મેળવતાં) બહુ મોટો અધર્મ (મોટું પાપ) લાગવાની ભીતિ છે.

(૨) 'સાધુ શબ્દોનો (કેવળ) **પ્રયોગ** કરવામાં જ ધર્મોત્પત્તિ થાય છે.' એવો બીજો પક્ષ પણ અહીં વિચારણીય છે : આચાર (અર્થાત્ શબ્દપ્રયોગ)ની બાબતમાં ઋષિઓએ એક નિયમનું પ્રદર્શન કરતાં કહ્યું છે કે **तेऽसुरा हेलयो हेलय इति कुर्वन्तः पराबभूवुः** । "તે અસુરો ( **हे अरयः ! हे अरयः !** એમ સાધુ સંબોધન કરવાને બદલે) **'हेलयो हेलयः'** એવું અસાધુ–ઉચ્ચારણ કર્યું, આથી તેઓ દેવતાઓ સામે હારી ગયા." આમ અસાધુ શબ્દોના **પ્રયોગ**થી અનિષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે એવું દર્શાવીને, ઋષિઓએ "સાધુ શબ્દોનો **પ્રયોગ** કરવામાં જ ધર્મોત્પત્તિ થાય છે." એવું સૂચવ્યું છે.

પતંજલિ કહે છે કે આ પક્ષ સ્વીકારી શકાય એમ નથી જ, કારણ કે કેવળ **'પ્રયોગમાં** જ ધર્મ' માનવાથી; જે લોકોએ વ્યાકરણ ભણવાનો પરિશ્રમ કર્યો છે, તેમના પ્રયત્ન અનર્થક બની જશે. અહીં, વ્યાકરણ ભણ્યા વિના (સાધુ શબ્દોનું જ્ઞાન મેળવ્યા વિના) સાધુ શબ્દોના **પ્રયોગ**માં જે લોકો પ્રવીણ છે એમનો પણ (તેમને ધર્મ–પુણ્ય–પ્રાપ્તિ થવાથી) અભ્યુદય થઈ જશે–એ બાબતની ઈર્ષ્યા નથી, પણ જે વ્યાકરણ ભણ્યા છે અને છતાંય સાધુ શબ્દોનો પ્રયોગ કરવામાં અપ્રવીણ રહી ગયા છે, તેમનો વ્યાકરણ ભણવાનો પ્રયત્ન વ્યર્થ બની જશે એની પતંજલિને ચિંતા છે ! કારણ કે એવું નથી કે જે ભણ્યા છે તે સમ્યગ્ પ્રયોગ કરશે જ (અને તેમનો પણ અભ્યુદય થશે જ). અહીં તો એવું પણ જોવા મળે છે કે (વ્યાકરણશાસ્ત્રમાં) કૃતપ્રયત્ન પણ, (સાધુ શબ્દોનો પ્રયોગ કરવાની બાબતમાં)

અપ્રવીણ હોય છે. (પતંજલિ વાસ્તવિકતાથી સુપરિચિત છે !) માટે વ્યાકરણ ભણનારનો = સાધુશબ્દોનું જ્ઞાન મેળવનારનો પ્રયત્ન વ્યર્થ ન જવો જોઈએ. (અને એટલે જ સિદ્ધાન્તી ભાષ્યકારનો આગ્રહ છે કે પહેલા પક્ષ મુજબ 'કેવળ સાધુ શબ્દોના **જ્ઞાન**માં જ ધર્મોત્પત્તિ થાય છે'—એવું માનવું જોઈએ.)

(૩) પ્રથમ પક્ષમાં (૧) થોડોક ધર્મ મેળવવા જતાં બહુ મોટો અધર્મ ઊભો થવાની ભીતિ છે, અને દ્વિતીય પક્ષમાં (૨) વ્યાકરણ ભણનારાનો પ્રયત્ન ક્યારેક વ્યર્થ જવાની ભીતિ છે. આથી પૂર્વપક્ષી ત્રીજું પક્ષાન્તર રજૂ કરે છે. સાધુ શબ્દોના કેવળ જ્ઞાનમાં પણ ધર્મ થતો નથી અને સાધુ શબ્દોના કેવળ પ્રયોગમાં પણ ધર્મ થતો નથી. ધર્મોત્પત્તિ માટે તો સાધુ શબ્દોનું જ્ઞાન અને સમ્યગ્ પ્રયોગ બન્નેની જરૂર છે એમ કહેવું જોઈએ.

જેવી રીતે 'વેદશબ્દો' કહે છે કે **योऽग्निष्टोमेन यजते, य उ चैनमेवं वेद । योऽग्निं नाचिकेतं चिनुते, य उ चैनमेवं वेद ॥** "જે અગ્નિષ્ટોમ યજ્ઞ કરે છે અને જે શાસ્ત્રપૂર્વક તે યજ્ઞ વિષે જાણે છે (તે જ અભ્યુદયથી યુક્ત થાય છે.)" તથા "જે નાચિકેત નામના અગ્નિનું ચયન કરે છે—યજ્ઞવેદીમાં સ્થાપે છે—અને જે શાસ્ત્રપૂર્વક તે નાચિકેત અગ્નિનું જ્ઞાન મેળવે છે (તેને જ ધર્મની પ્રાપ્તિ થાય છે.)" આવા વેદશબ્દોને આધારે જણાય છે કે સાધુ શબ્દોનું જ્ઞાન મેળવવું અને તેમનો પ્રયોગ કરવો એ બન્ને જરૂરી છે.[૨૭]

(વાર્ત્તિકસ્થ) 'વેદશબ્દ'ની બીજી પણ એક વ્યાખ્યા કરવામાં આવી છે. તદનુસાર જે વ્યક્તિ નિયમ પૂર્વક વેદની સંહિતાઓ કંઠસ્થ કરે છે, અને સાથે સાથે તે દરેક મન્ત્રના અર્થ પણ જાણે છે તથા સ્વરસહિત ઉચ્ચારે છે (પ્રયોગ કરે છે), તેને જ વેદમન્ત્રો ફળ આપનારા બની રહે છે, એવું જે કહેવામાં આવ્યું છે, તેને આધારે આ ત્રીજો પક્ષ ઊભો થાય છે કે વ્યાકરણશાસ્ત્રના દ્વારા જે સાધુ શબ્દોને પહેલાં જાણે છે અને પછી તેમનો સમ્યક્ પ્રયોગ કરે છે, તે જ વ્યક્તિ અભ્યુદયથી યુક્ત થાય છે, તેને જ ધર્મોત્પત્તિ થાય છે.

*

પતંજલિ આ ત્રીજા પક્ષાન્તરમાં પણ અરુચિ બતાવે છે, અને ફરી વખત જાહેર કરે છે કે અમારા મતે તો કેવળ સાધુ શબ્દોના જ્ઞાનમાં જ ધર્મોત્પત્તિ થાય છે. આ પહેલો પક્ષ જ સિદ્ધાન્ત—પક્ષે સ્વીકાર્ય છે, એનાં કારણો રજૂ કરતાં તેઓ કહે છે કે –

૨૭. शास्त्रपूर्वके प्रयोगेऽभ्युदयस्तत्तुल्यं वेदशब्देन ॥ (महाभाष्ये पस्पशाह्निकम्)



(क) અમે (પતંજલિ વગેરે) વૈયાકરણો તો શબ્દને જ પ્રમાણ માનનારા છીએ. એટલે કે શબ્દ(ના પ્રકૃતિ પ્રત્યય)માંથી જ નીકળતા/પ્રાપ્ત થતા અર્થને સ્વીકારનારા/પ્રમાણભૂત ગણનારા છીએ. આ દષ્ટિએ વાર્ત્તિકકારે "**ज्ञाने धर्मः ( भवति ) ।**" એવા જે શબ્દો ઉચ્ચાર્યા છે, તેમાંથી જે અને જેટલો અર્થ નીકળે છે તે એ જ છે કે 'સાધુ શબ્દોના જ્ઞાનમાં જ ધર્મોત્પત્તિ થાય છે.' વાર્ત્તિકકારના ઉપર્યુક્ત શબ્દોમાંથી એવો અર્થ નીકળતો નથી કે 'અપશબ્દોના જ્ઞાનથી અધર્મ પણ થાય છે.' વળી, જે (અસાધુ) શબ્દોનું અનુશાસન જ કરવામાં આવ્યું નથી (એટલે કે જે શબ્દો 'અશિષ્ટ' છે) અને જે (અસાધુ) શબ્દોનો પ્રતિષેધ પણ કરવામાં આવ્યો નથી, તે (અસાધુ શબ્દો)ના જ્ઞાનથી દોષ પણ લાગતો નથી અને અભ્યુદય પણ થતો નથી. જેવી રીતે હેડકી ખાવી, હસવું કે ખંજવાળવું વગેરે ક્રિયાઓ કરવાથી દોષ પણ લાગતો નથી અને પુણ્ય પણ થતું નથી. આમ પતંજલિ કહે છે કે સાધુ શબ્દોનું જ્ઞાન મેળવવા જતાં, અનિવાર્યપણે જે અસાધુ શબ્દો પણ જાણવા પડે છે, તેનું જ્ઞાન નિર્દોષ છે.

(ख) અથવા—સાધુ શબ્દોનું જ્ઞાન કરવામાં (મેળવવામાં) અપશબ્દોનું પહેલાં જ્ઞાન કરવું પડે છે. તે જ સાચો ઉપાય છે. કારણ કે સાધુ શબ્દોના જ્ઞાનમાં અપશબ્દોનું જ્ઞાન સહકારી બને છે. **गावी । गोणी । गोता । गोपोतलिका** । વગેરે અસાધુ શબ્દોને જાણી લીધા હોય તો જ ખબર પડે કે આ સિવાયનો **गौः** શબ્દ જ સાધુ છે. આવા ( **गौः** જેવા) સાધુશબ્દોના જ્ઞાનથી ધર્મ(પુણ્ય)રૂપ ફલ ઉત્પન્ન થાય છે; અને તદ્અંગભૂત (અનિવાર્યપણે જોડાયેલું) અપશબ્દોનું જ્ઞાન કોઈ અધર્મરૂપ ફળ ઉત્પન્ન કરતું જ નથી.

(ग) અથવા–(જો શિષ્યના મનમાં હજીય 'અપશબ્દોના જ્ઞાનથી ખૂબ અધર્મ થવાની' ભીતિ ચાલુ જ હોય તો પતંજલિ કહે છે :–) કૂપ–ખાનકન્યાયે અપશબ્દોના જ્ઞાનથી ઊભો થનારો અધર્મ, જ્યારે સાધુશબ્દોનું જ્ઞાન થશે, ત્યારે ધોવાઈ જશે, એમ ખાતરીપૂર્વક જાણવું. (જેવી રીતે કૂવો ખોદનારો માણસ પરસેવા અને કાદવ વગેરેથી ગંદો થઈ જાય છે, પણ જમીનમાંથી પાણી નીકળે, ત્યારે તેમાં જ સ્નાન કરીને, ચોખ્ખો થઈને બહાર આવે છે. તેવી રીતે સાધુશબ્દોનું જ્ઞાન મેળવવા પ્રવૃત્ત થયેલો અભ્યાસી પહેલાં તો અપશબ્દોના જ્ઞાનથી

અધર્મયુક્ત બને છે, પણ જ્યારે સાધુશબ્દોનું જ્ઞાન થાય છે, ત્યારે તેનાથી જન્મેલા ધર્મથી તેના અધર્મનો નાશ થાય છે.)

આમ 'સાધુ શબ્દોના કેવળ જ્ઞાનમાં જ ધર્મોત્પત્તિ થાય છે.' એવા પૂર્વોક્ત પ્રથમ સિદ્ધાન્તપક્ષનું સમર્થન કરવામાં આવ્યું છે. પરંતુ અહીં એક ('સાધુશબ્દોના પ્રયોગમાં ધર્મ છે' એમ કહેનાર) દ્વિતીય પક્ષની માન્યતા જે પુરાણકથાના આધાર ઉપર રચાઈ હતી, તે અંગે એક સ્પષ્ટતા કરવાની બાકી છે :– **हेलयो हेलयः ।** એવા અપશબ્દો બોલનારા અસુરોનો પરાજય થયો હતો–એવી કથામાંથી 'સાધુ શબ્દોનો પ્રયોગ કરવામાં જ ધર્મોત્પત્તિ થાય છે.' એવું જે સૂચન તારવ્યું છે, તે પણ બરાબર નથી. કારણ કે યાજ્ઞિક ક્રિયાઓ દરમ્યાન જ આવો પ્રયોગ–નિયમ હોઈ શકે. પતંજલિ બીજું એક ઉદાહરણ ટાંકે છે. જેમકે, પહેલાના વખતમાં 'યર્વાણ' અને 'તર્વાણ' નામના ઋષિઓ થઈ ગયા. તેઓ ધર્મ–વેદજ્ઞાન–પ્રત્યક્ષ હતો. તેઓ સમાજમાં **यद्वा नः । तद्वा नः ।** ને બદલે 'યર્વાણ', 'તર્વાણ' એમ બોલતા હતા. (અને એથી જ લોકોએ તેમનું તેવું નામ પાડ્યું હતું !), પરંતુ આ ઋષિઓ જ્યારે યજ્ઞ કરાવવા બેસતા ત્યારે **यद्वा नः । तद्वा नः ।** જ બોલતા; કદાપિ અસાધુ 'યર્વાણ–તર્વાણ' શબ્દો બોલતા નહીં. આથી તેમને અધર્મ પ્રાપ્ત નહોતો થતો. જ્યારે પેલા અસુરોએ તો યજ્ઞક્રિયા દરમ્યાન જ **हेलयो हेलयः ।** એવો અસાધુ શબ્દ ઉચ્ચાર્યો હતો, માટે તેમનો પરાજય થયો હતો. આથી શબ્દ પ્રયોગની બાબતમાં જ ધર્મનિયમ જોવા મળે છે, તે કેવળ યજ્ઞક્રિયાઓ પૂરતો સીમિત છે, અન્યત્ર આવો નિયમ નથી.

આમ પતંજલિના મતે પૂર્વોક્ત ત્રણેય પક્ષોમાંથી, માત્ર પહેલો પક્ષ જ સ્વીકાર્ય છે. આ પક્ષ મુજબ એવો નિર્ણય તારવવામાં આવે છે કે "સાધુ શબ્દોના કેવળ જ્ઞાનમાં જ ધર્મોત્પત્તિ રહેલી છે. (પ્રયોગમાં નહીં)."

## (૯) 'વ્યાકરણ' શબ્દનો અર્થ

પાણિનિનાં સૂત્રો ઉપર ભાષ્ય લખવાનું શરૂ કરે તે પહેલાં પતંજલિએ 'વ્યાકરણ' શબ્દનો શો અર્થ કરવો ? એ અંગે નીચે મુજબ વિચારણા કરી છે :

'વ્યાકરણ' એટલે – (૧) (પાણિનિનાં) સૂત્ર,
(૨) શબ્દો, કે
(૩) લક્ષ્ય અને લક્ષણનો સમુદાય.

આવા ત્રણ સંભવિત જવાબોમાંથી કયો જવાબ સ્વીકાર્ય હશે ? તે જાણવું રસપ્રદ બની રહેશે. (૧) સિદ્ધાન્તી ભાષ્યકારનું મન્તવ્ય છે કે 'વ્યાકરણ એટલે સૂત્ર'. પરંતુ પૂર્વપક્ષીને આ મત સ્વીકારવામાં બે આપત્તિ દેખાય છે. જેમકે,



(क) 'વ્યાકરણ' એટલે સૂત્ર' એમ જો માનીશું તો **व्याकरणस्य सूत्रम् ।** "વ્યાકરણનાં સૂત્ર" એવું જે બોલવામાં આવે છે, તેમાં ષષ્ઠી વિભક્તિનો અર્થ બંધ બેસતો નહીં થાય.[૨૮]

કેમકે ષષ્ઠી વિભક્તિ જ્યાં વપરાય ત્યાં સામાન્ય રીતે બે સંબંધી પદાર્થો વચ્ચે ભેદ રહેલો હોય છે, તે અહીં ('વ્યાકરણનાં સૂત્ર' એવા પ્રયોગમાં) જોવા મળતો નથી. એટલે કે (આ વ્યાકરણ જો સૂત્રાત્મક જ હોય તો)" સૂત્રથી ભિન્ન એવું શું/કયું વ્યાકરણ છે, કે '**જેનું** તે સૂત્ર છે' એવું કહેવાય છે ? (**सूत्रे व्याकरणे षष्ठ्यर्थोऽनुपपन्नः ।**) (ख) વળી, 'વ્યાકરણ એટલે સૂત્ર' એવો અર્થ કરીશું તો શબ્દોનું જ્ઞાન/બોધ થશે નહીં. કારણ કે, આપણે (વ્યાખ્યાનાત્મક) વ્યાકરણથી જ શબ્દો સમજીએ છીએ; કેવળ સૂત્રોથી જ આપણે કદાપિ શબ્દો સમજી શકતા નથી.

આક્ષેપ કરનારો પૂર્વપક્ષી, અહીં એ પણ સ્પષ્ટ કરે છે કે સૂત્રોથી તો શબ્દો સમજાતા નથી જ, પણ **वृद्धिरादैच् ।** ૧–૧–૧ જેવાં સૂત્રને વિગૃહીત કરીને **वृद्धिः, आत्, ऐच्** મૂકેલાં સૂત્રોથી પણ શબ્દો સમજાતા નથી. પરંતુ જ્યારે ઉદાહરણ, પ્રત્યુદાહરણ (સ્વરિતત્ત્વની નિશાનીથી પ્રાપ્ત થતાં અધિકાર સૂત્રોનાં પદોરૂપી) વાક્યાધ્યાહારો–એ બધુંય ભેગું મળીને જે સૂત્રોનું વ્યાખ્યાન કરવામાં આવે છે, તેનાથી (એટલે કે આવા વ્યાખ્યાનાત્મક વ્યાકરણથી) શબ્દોનો બોધ થાય છે. (**शब्दाप्रतिपत्तिः**) માટે 'વ્યાકરણ એટલે સૂત્ર' એવો અર્થ લઈ શકાય એમ નથી. તેમાં પૂર્વપક્ષી ઉપર્યુક્ત બે દોષ જુવે છે.

(૨) હવે, પૂર્વપક્ષી કહે છે કે 'વ્યાકરણ એટલે શબ્દ' એવો મારો બીજો પક્ષ સ્વીકારવો જોઈએ. પરંતુ સિદ્ધાન્તીને આ બીજા પક્ષમાં ત્રણ આપત્તિઓ દેખાય છે ! જેમ કે,

---

૨૮. સામાન્ય રીતે ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ 'સંબંધ' અર્થ કહેવા માટે થાય છે. આ સંબંધ જે બે સમ્બન્ધી પદાર્થો વચ્ચેનો કહેવાનો હોય છે, તે બે સમ્બન્ધી પદાર્થો પરસ્પરથી ભિન્ન હોય છે. દા.ત., राज्ञः पुरुषः । 'રાજાનો (સેવક) પુરુષ.' અહીં 'રાજા' અને 'સેવક' એવા બે સમ્બન્ધી પદાર્થો–વ્યક્તિઓ વચ્ચેનો સ્વસ્વામિભાવ સંબંધરૂપી અર્થ કહેવા માટે ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ થયો છે. અહીં જે બે–'રાજા' અને 'સેવક' સમ્બન્ધી પદાર્થોનો ઉલ્લેખ છે, તે બન્ને પરસ્પરથી ભિન્ન છે એ જોઈ શકાય છે. પરંતુ જ્યારે 'વ્યાકરણનાં સૂત્ર' એવો ષષ્ઠી વિભક્ત્યન્ત પ્રયોગ કરવામાં આવે છે, ત્યારે ષષ્ઠી વિભક્તિનો 'ભેદ' રૂપી અર્થ બંધબેસતો નથી. એટલે કે પાણિનિનું વ્યાકરણ જો સૂત્રાત્મક (કેવળ સૂત્રોનું જ લખેલું) હોય, તો 'વ્યાકરણ' અને 'સૂત્ર' વચ્ચે ભેદ ક્યાં રહ્યો ?

**( क ) व्याक्रियन्ते शब्दा अनेन इति व्याकरणम् ।** એવી વ્યુત્પત્તિ અનુસાર [**वि + आ √ कृ + ल्युट्** (કરણકારક અર્થમાં) < **अन = व्या + कृ > कर् + अन = व्याकरण** ] વ્યાકરણ એટલે **જેના વડે** શબ્દનો પ્રકૃતિ–પ્રત્યાદિ વિભાગ (પૃથક્કરણ) કરવામાં આવે તે. આમ વ્યાકરણ શબ્દમાં જે 'કરણ' અર્થમાં **ल्युट् > अन** પ્રત્યય જોડાયો છે, તેને ધ્યાનમાં લેતાં–"વ્યાકરણ એટલે એવું એક સાધન (કરણ) કે જેનાથી શબ્દોને પ્રકૃતિ–પ્રત્યયમાં પૃથક્કૃત કરી શકાય." એવો અર્થ પ્રાપ્ત થાય છે.

હવે જો 'વ્યાકરણ એટલે શબ્દ' એવો પૂર્વપક્ષીએ સૂચવેલો બીજો પક્ષ લઈએ તો, (સિદ્ધાંતી કહે છે કે) "શબ્દો **વડે**" તો કશાયનું વ્યાકરણ–પૃથક્કરણ રજૂ કરી શકાતું નથી. માટે જો 'વ્યાકરણ એટલે શબ્દ' એવો અર્થ લઈશું તો, તે સ્થિતિમાં 'વ્યાકરણ' શબ્દમાં જોડાયેલા **ल्युट् > अन** પ્રત્યયનો 'કરણ'–સાધન–રૂપ અર્થ બંધ બેસશે નહીં. (કારણ કે શબ્દોથી/વડે તો કોઈનું વ્યાકરણ રજૂ કરી શકાતું નથી. કેવળ સૂત્રોથી જ વ્યાકરણ રજૂ કરી શકાય છે.) **( शब्दे ल्युडर्थः ।)**

**( ख ) तत्र भवः ।** અર્થમાં **'व्याकरण'** શબ્દને **अण्** એવો જે તદ્ધિત પ્રત્યય લાગે છે; તે પણ 'વ્યાકરણ એટલે શબ્દ' એવો અર્થ લેવાથી લાગુ પડી શકશે નહીં.

**तदधीते तद्वेद ।** ૧૪–૨–૫૯ સૂત્રથી **"व्याकरणम् अधीते–वेद वा"** એ અર્થમાં **वैयाकरणः ।** શબ્દની સિદ્ધિ થાય છે. એ જ રીતે, **व्याकरणे भवो योगः ।** (વ્યાકરણમાં જેનો યોગ થયો છે તે)–તે અર્થમાં પણ **वैयाकरणः ।** શબ્દની સિદ્ધિ થાય છે. અહીં –

**व्याकरणम्** + **अण्** (તદ્ધિતનો પ્રત્યય) **(वि + आ + √कृ + ल्युट् + अम् >० + अण्) व्या + कृ > कर् + यु > अन > अण + अण्, व् या करण + (अ >) अण् ।** એ સ્થિતિમાં **न य्वाभ्यां पदान्ताभ्यां पूर्वौ तु ताभ्यामैच् ।** ૭–૩–૩ સૂત્રથી **अण्** એ તદ્ધિત પ્રત્યય પરમાં રહેતા, **य्**ની પરમાં આવેલા **आ** કારની વૃદ્ધિ થતી નથી, પણ **य्** કારની પૂર્વમાં **ऐ** કાર આગમ રૂપે ઉમેરાય છે :

**व् ऐ या करण** (+ **अ** > લોપ ०) । આમ = **वैयाकरण ।** શબ્દની સિદ્ધિ થાય છે.

*

કૈયટ આ મુદ્દાને સમજાવતાં લખે છે કે 'વ્યાકરણ એટલે શબ્દ' એવો અર્થ સ્વીકારીએ તો, મીમાંસા વગેરે શાસ્ત્રો પણ 'શબ્દ'નો વિચાર કરનારા છે; આથી



મીમાંસકોને પણ 'વૈયાકરણ' કહેવાનો પ્રસંગ ઊભો થશે ![૨૯] આમ, આપણે **शब्द**માં જેનો યોગ હોય તેને 'વૈયાકરણ' કહેવો નથી; પણ (પાણિનિનાં) સૂત્રોમાં જેનો યોગ હોય એને જ 'વૈયાકરણ' કહેવો (ઇષ્ટ) છે. આથી "વ્યાકરણ એટલે (શબ્દ નહીં, પણ) સૂત્ર" એવો પૂર્વોક્ત પ્રથમ મત જ સ્વીકારવો જોઈએ. **( भवे च तद्धितः )**

**( घ )** વળી, **तेन प्रोक्तम् ।** 4–3–10 । સૂત્રથી **तेन प्रोक्तम्** અર્થમાં જે **अण्–छ** વગેરે પ્રત્યયો કહેવામાં આવ્યા છે, તે પણ ઉત્પન્ન નહીં થાય–સુસંગત નહીં ઠરે.

– **पाणिनिना प्रोक्तम् इति पाणिनीयम् ।**
**पाणिनि + छ > ईय । पाणिनीयम् ॥**
– **आपिशलिना प्रोक्तम् इति आपिशलम् ।**
**आपिशलि + अण् । आपिशलम् ॥**

**पाणिनि** શબ્દને **तेन प्रोक्तम्** અર્થમાં ઉપર્યુક્ત **अणादि** પ્રત્યયો લાગીને, **पाणिनीय** શબ્દની સિદ્ધિ થઈ શકશે નહીં. કારણ કે પાણિનિએ શબ્દોનો ઉપદેશ કર્યો નથી, તેમણે તો 'સૂત્રો' કહ્યાં છે. આમ 'વ્યાકરણ એટલે શબ્દ' એવો તમે (પૂર્વપક્ષી) અર્થ લેશો તો, પાણિનિએ તો શબ્દો કહ્યા નથી, એથી **पाणिनीय** શબ્દની સિદ્ધિ થશે નહીં. **( प्रोक्तादयश्च तद्धिताः )**

આમ સિદ્ધાંતી ભાષ્યકારે 'વ્યાકરણ એટલે શબ્દ' એવા દ્વિતીય પક્ષમાં ઉપર્યુક્ત **( क ), ( ख )** અને **( ग )**માં ત્રણ આપત્તિઓ દર્શાવી છે. અલબત્ત, પૂર્વપક્ષીએ આ ત્રણ દોષાપત્તિમાંથી પહેલી **( क )** આપત્તિનો અસ્વીકાર કરતાં કહ્યું છે કે–'વ્યાકરણ એટલે શબ્દ' એવો પક્ષ સ્વીકારતાં **ल्युट् > अन** પ્રત્યયનો 'કરણકારક' રૂપી અર્થ બંધબેસશે નહીં, એવું જે સિદ્ધાંતીએ કહ્યું છે તે યોગ્ય નથી, કારણ કે–(૧) પાણિનિએ **कृत्यल्युटो बहुलम् ३–३–११३** સૂત્રથી (કરણકારક ઉપરાંત) અન્ય કારકાર્થોમાં પણ **ल्युट्** પ્રત્યયનું વિધાન કર્યું છે. તથા (૨) કરણ-કારક અર્થમાં પણ, 'વ્યાકરણ' શબ્દમાં **ल्युट्**નો યોગ બંધ બેસી શકે છે.

કારણ કે શબ્દથી પણ શબ્દોનું વ્યાકરણ (પૃથક્કરણ) જુદા કરવાની ક્રિયા–સિદ્ધ થઈ શકે છે. જેમ કે, **गौः** એવું બોલ્યા પછી 'આ અશ્વ નથી', કે 'આ ગર્દભ નથી' એવું અસંદિગ્ધ જ્ઞાન થતું હોય છે.–પરંતુ સિદ્ધાન્તી કહે છે **( क )**માં

૨૯. भवे चेति । शब्देऽप्यन्वाख्यापकत्वेन भवो योग इति चेन्मीमांसादियोगस्यापि शब्दं प्रति विचारकत्वाद्वैयाकरणत्वप्रसङ्गः ॥ (प्रदीपः)

અમે દર્શાવેલી આપત્તિનો તમે પરિહાર કર્યો, છતાંય હજી (**ख**) અને (**ग**)માં 'દર્શાવેલી આપત્તિ તો ઊભી જ છે. માટે પૂર્વપક્ષીએ અમારો પૂર્વોક્ત પ્રથમ મત ('વ્યાકરણ એટલે સૂત્ર' તેનો) સ્વીકાર કરી લેવો જોઈએ. પણ, પૂર્વપક્ષી ત્રીજું પક્ષાન્તર સૂચવે છે !

(૩) 'લક્ષ્ય અને લક્ષણનો સમુદાય એ વ્યાકરણ છે' એમ માનવું જોઈએ. (લોકવ્યવહારમાં પ્રયોજાતા શબ્દોને 'લક્ષ્ય' કહેવાય, અને પાણિનિનાં સૂત્રોને 'લક્ષણ' કહેવાય. આ બન્નેનું જ્ઞાન થાય ત્યારે ભાષાનું વ્યાકરણ જાણ્યું એમ કહેવાય.) પરંતુ સિદ્ધાંતી ભાષ્યકાર કહે છે કે લક્ષ્ય + લક્ષણના સમૂહને જો 'વ્યાકરણ' કહેવાનું ઠરાવીશું/સ્વીકારીશું, તો પણ **वैयाकरण** શબ્દની સિદ્ધિ નહીં થાય. કારણ કે, હવે આ નવા (ત્રીજા) મત મુજબ તો 'વ્યાકરણ' શબ્દ 'લક્ષ્ય + લક્ષણના સમુદાય'ને માટે વાપરવાનું ઠરાવ્યું છે. એટલે એકલાં પાણિનિનાં સૂત્રોને (લક્ષણને) જ ભણનારાને **वैयाकरण** કહી શકાશે નહીં. જ્યારે અમને તો એ પણ ઈષ્ટ છે કે કેવળ સૂત્રોને શીખનારને 'વૈયાકરણ' કહેવામાં આવે. (આમ દ્વિતીય પક્ષમાં (**ग**)ની અંદર **भव च तद्धितः ।** થી કહેવામાં આવેલી આપત્તિ, અહીં ત્રીજા પક્ષાન્તરમાં પણ આવીને ઊભી રહે છે.) પૂર્વપક્ષી (ત્રીજા પક્ષાન્તરનો આગ્રહી) સમજાવે છે કે—તમે (સિદ્ધાન્તી) કહો છો તે વાંધો નહીં આવે. કારણ કે "સમુદાયને માટે વપરાતો શબ્દ, ક્યારેક તેના એકાદ અવયવને માટે પણ વાપરી શકાય છે" એવો રિવાજ છે. દા.ત., એક સફેદ સાડીમાં બીજા રંગની થોડીક ડિઝાઈન હોય તો પણ આપણે તેને 'સફેદ સાડી' કહીએ છીએ. આ દૃષ્ટિએ 'લક્ષ્ય અને લક્ષણ' એ બન્નેના સમુદાયને માટે 'વ્યાકરણ' શબ્દ વાપરવો એવું ઠરાવ્યા પછી, ક્યારેક એકલા 'લક્ષણ' (સૂત્ર)ને માટે પણ 'વ્યાકરણ' શબ્દ વાપરવામાં વાંધો નથી. આમ "વ્યાકરણ એટલે લક્ષ્ય અને લક્ષણનો (= શબ્દ અને સૂત્રનો) સમુદાય" એવો ત્રીજો પક્ષ જ સ્વીકાર્ય જણાય છે (એવું પૂર્વપક્ષીનું કહેવું છે).

*

સિદ્ધાન્તી ભાષ્યકાર આ બધુંય સાંભળી લીધા પછી આવેશપૂર્વક પોતાનો (પૂર્વોક્ત પ્રથમ) પક્ષ જ સાચો છે એમ જાહેર કરે છે : **अथवा पुनरस्तु सूत्रम् ।** 'ફરી એક વખત કહું છું કે વ્યાકરણ એટલે સૂત્ર જ; (બીજું કશુંય નહીં).' પરંતુ પૂર્વપક્ષી યાદ કરાવે છે કે અમે તમને બે દોષ (**क**) 'વ્યાકરણનાં સૂત્ર' એવા પ્રયોગમાં ષષ્ઠી વિભક્તિનો અર્થ બંધ બેસતો નથી, અને (**ख**) સૂત્રોથી તો શબ્દોની અપ્રતિપત્તિ રહે છે) બતાવ્યા હતા, તેનો શો જવાબ છે ?

સિદ્ધાન્તી પૂર્વોક્ત બે આપત્તિઓનો પરિહાર કરતાં જણાવે છે કે – (**क**) 'વ્યાકરણ એટલે સૂત્ર' એવો પક્ષ સ્વીકારવાથી '**व्याकरणस्य सूत्रम् ।** એ પ્રયોગમાં



ષષ્ઠી વિભક્તિ અનુપપન્ન રહે છે.' એવો જે દોષ આપવામાં આવ્યો છે, તેને અમે **व्यपदेशिवद्भाव**થી નિવૃત્ત કરીશું.[30] એટલે કે, જેવી રીતે **राहोः शिरः ।** 'રાહુનું મસ્તક' એ પ્રયોગમાં 'રાહુ' અને 'તેનું મસ્તક' જુદાં(ભિન્ન) નથી (રાહુ એ જ મસ્તક છે, અને મસ્તક એ જ રાહુ છે; અર્થાત્ મસ્તકાત્મક જ રાહુ છે) તથાપિ રાહુ અને મસ્તક જુદાં જુદાં હોય એમ માનીને, 'ભેદ' અર્થમાં ષષ્ઠી વપરાય છે, તેવી રીતે પાણિનિનું વ્યાકરણ પણ સૂત્રાત્મક જ છે એટલે કે "વ્યાકરણ જુદું અને તેનાં સૂત્રો જુદાં" એવું જોવા મળતું નથી. છતાંય **व्याकरणस्य सूत्रम् ।** એવો (કલ્પિત) ભેદમૂલક ષષ્ઠી પ્રયોગ થઈ શકશે.

(**ख**) 'વ્યાકરણ એટલે સૂત્ર' એવું માનવાથી શબ્દોની અપ્રતિપત્તિ થશે (કેમકે કેવળ સૂત્રોથી શબ્દો સમજાતાં નથી) એવો આક્ષેપ પણ, સિદ્ધાન્તી કહે છે કે, સ્વીકારી શકાય એમ નથી. પૂર્વપક્ષી ભલે એમ માનતો હોય કે શબ્દોને સમજવા માટે તો 'ઉદાહરણ, પ્રત્યુદાહરણ, વાક્યાધ્યાહાર' વગેરે પ્રકારનું વ્યાખ્યાન અનિવાર્ય છે, પણ સિદ્ધાંતી કહે છે કે આવા વ્યાખ્યાનની જરૂર તો અજ્ઞાનીને માટે છે (અથવા તો જેના મનમાં આવી—વ્યાકરણ વ્યાખ્યાનાત્મક હોવું જોઈએ—ગેરસમજ હોય તેને માટે તે હશે). અમે (સિદ્ધાંતી) તો સ્પષ્ટપણે એવું જ માનીએ છીએ કે સૂત્રોથી જ—કેવળ સૂત્રોથી જ—શબ્દો સમજાય છે. (શબ્દોને સમજવા બીજા કશાની જરૂર નથી.) આમ વ્યાકરણ એટલે સૂત્ર જ. હવે 'વ્યાકરણ એટલે સૂત્ર

30. અમુક નિમિત્તોના સદ્ભાવમાં જેને વિષે 'વિશિષ્ટ—અપદેશ' અર્થાત્ મુખ્ય વ્યવહાર થતો જોવા મળે છે, તેને 'વ્યપદેશી' કહેવાય છે. પરંતુ જ્યારે વ્યપદેશ(મુખ્યવ્યવહાર)ને માટે જરૂરી એવાં નિમિત્તોના અભાવમાં પણ, અમુકને વિષે કાર્ય થાય તો તેને વ્યપદેશિવદ્કાર્ય થયું એમ ગણાય છે. જેમકે, દેવદત્તને અનેક પુત્રો હોય તો તે જયેષ્ટપુત્રને વિષે 'મધ્યમ' કે 'કનિષ્ઠ પુત્ર' એવા શબ્દોનો વ્યવહાર કરી શકતો નથી. પરંતુ જો તેને એક જ પુત્ર હોય તો તેને 'વ્યપદેશિવદ્કાર્ય' થઈ શકે છે. એટલે કે તે એકના એક પુત્રને માટે તે આ જ મારો જયેષ્ઠ પુત્ર', 'આ જ મારો 'મધ્યમ' કે 'આ જ મારો કનિષ્ઠ પુત્ર' એવા શબ્દોનો વ્યવહાર કરી શકે છે. એમ રાહુને તેના મસ્તક સિવાય બીજાં કોઈ અંગો જ નથી. તેથી તેમાં વ્યપદેશવિદ્ભાવથી 'રાહુનું મસ્તક' એમ બોલી શકાય છે. એટલે કે ત્યાં અભેદમાં પણ ષષ્ઠી વિભક્તિ વાપરી શકાય છે. એવી રીતે व्याकरणस्य सूत्रम् । એવા પ્રયોગમાં પણ ષષ્ઠી વિભક્તિનો ('ભેદ' એવો) અર્થ (વ્યપદેશિવદ્ભાવથી) ઉત્પન્ન થશે—બંધ બેસી શકશે.

સિવાય બીજું કંઈક/કે કંઈ પણ' એમ જો કોઈ જાહેર કરશે/બોલશે તો તે અમારે (સિદ્ધાંતીને) મન ઘોંઘાટ છે (અનર્થક પ્રલાપ છે) !!

## (૧૦) अइउण् । ઇત્યાદિ વર્ણોનો ઉપદેશ કરવાનાં પ્રયોજનો

'વ્યાકરણ–મહાભાષ્ય'ના પ્રથમ આહ્નિકમાં સૌથી છેલ્લે, પતંજલિએ એ ચર્ચા હાથ ધરી છે કે પાણિનિએ માહેશ્વર સૂત્રો(વર્ણ–સમામ્નાય)માં अ, इ, उ, ऋ, ऌ વગેરે વર્ણોનો ઉપદેશ શા માટે કર્યો છે ? આ વર્ણોપદેશ કરવાનાં કોઈ પ્રયોજનો છે ખરાં ?

પતંજલિએ વર્ણોપદેશનાં ત્રણ પ્રયોજનો દર્શાવ્યાં છે :–

(૧) (વ્યાકરણ) શાસ્ત્રની પ્રવૃત્તિ થઈ શકે એટલા માટે, (વર્ણસમામ્નાયમાં) (अ, इ, उ, ઇત્યાદિ) વર્ણોનો અનુક્રમે સંનિવેશ કરવામાં આવ્યો છે.

*

આ પ્રથમ પ્રયોજનને સમજાવતું વાર્તિક આ પ્રમાણે છે : **वृत्तिसमवायार्थ उपदेशः** । અહીં 'વૃત્તિ'નો અર્થ 'શાસ્ત્રની પ્રવૃત્તિ' કરવાનો છે. 'સમવાય'નો અર્થ '(વર્ણોનો અનુક્રમે) સંનિવેશ' કરવાનો છે. તથા 'વૃત્તિસમવાય' એવા સામાસિક શબ્દનો અર્થ **(क)** શાસ્ત્રની પ્રવૃત્તિને માટેનો સમવાય, **(ख)** શાસ્ત્રપ્રવૃત્તિને ઉપકારક એવો સમવાય અને **(ग)** શાસ્ત્રપ્રવૃત્તિનો પ્રયોજક એવો સમવાય (= વર્ણોની આનુક્રમિક ગોઠવણી) – એમ ત્રણ પ્રકારનો થઈ શકે છે. (વાર્તિકકારને આ ત્રણ અર્થો અભિપ્રેત હશે.) વળી, વાર્તિકમાંના **उपदेशः** શબ્દનો અર્થ 'ઉચ્ચારણ' કરવાનો રહેશે. કારણ કે √**दिशि** ધાતુ 'ઉચ્ચારણ કરવું' એવી ક્રિયાનો વાચક છે. આમ વાર્તિકનો સમગ્રતયા અર્થ થશે : "શાસ્ત્રપ્રવૃત્તિને માટે/ શાસ્ત્રપ્રવૃત્તિને ઉપકારક/અને શાસ્ત્રપ્રવૃત્તિને પ્રયોજનાર એવા **(अ, इ, उ ઇત્યાદિ)** વર્ણોને અનુક્રમે ગોઠવીને ઉચ્ચારવામાં આવ્યો છે." **(वृत्तिसमवायार्थ उपदेशः)**

(૨) अ, इ, उ ઇત્યાદિ વર્ણો ઉચ્ચારતી વખતે પાણિનિના મનમાં, બીજું પ્રયોજન એ પણ હતું કે – "હું તે વર્ણોને વચ્ચે વચ્ચે **ण्–क्–ङ्–च्** વગેરે **(इत्** સંજ્ઞક) અનુબંધો જોડીશ." આમ અનુબંધ કરણાર્થે પણ વર્ણોનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

*

અહીં **अ इ उ** એવા વર્ણો ઉચ્ચાર્યા વિના **ण्** એવો અનુબંધ કોને લગાડાશે ? એટલે કે વર્ણો ઉચ્ચાર્યા વિના **ण्–क्–ङ्–च्** વગેરે અનુબન્ધો લગાડવા શક્ય જ નથી. આમ (૧) શાસ્ત્રની પ્રવૃત્તિ કરવા માટે વર્ણોની આનુક્રમિક ગોઠવણી



કરવામાં આવી છે; અને (૨) અનુબંધો લગાડવા માટે પણ તે વર્ણો ઉચ્ચારવામાં આવ્યા છે. હવે આ બન્ને ભેગા મળીને (એટલે કે, પહેલાં **अ इ उ** વગેરે વર્ણો ઉચ્ચારીને પછી તેમને **ण्** વગેરે જે અનુબન્ધો લગાડ્યા છે, તે બે ભેગા મળીને) જે **अ इ उ ण्** । એવી રચના થશે તેનાથી **अण्–अच्** વગેરે પ્રત્યાહારોની સિદ્ધિ થશે. આવા પ્રત્યાહારો સિદ્ધ થયા પછી જ શાસ્ત્રની પ્રવૃત્તિ **(इको यणचि ।** ૬–૧–૭૭ જેવાં સૂત્રોમાં **इक्–यण्–अच्** વગેરે પ્રત્યાહારોવાળાં સૂત્રોનું પ્રણયન) શરૂ થઈ શકશે. **(अनुबन्धकरणार्थश्च ।)**

(૩) વર્ણોપદેશનું ત્રીજું પણ એક પ્રયોજન છે. જેમકે, પાણિનિએ જો **अ, इ, उ, ऋ, ऌ** વગેરે વર્ણો નહીં ઉચ્ચાર્યા હોય, તો શિષ્યને 'સંસ્કૃત ભાષાના શિષ્ટમાન્ય ધ્વનિઓ કયા કયા છે ?' એની ખબર પણ નહીં પડે. માટે પાણિનિએ '(સંસ્કૃત ભાષામાં) ઇષ્ટ (= શિષ્ટમાન્ય) વર્ણોનો બોધ કરાવું' એવી સદ્દઇચ્છાથી આ વર્ણોનો ઉપદેશ કર્યો છે. **(इष्टबुद्ध्यर्थश्च ।)**

*

**શંકા–૧ :** ઉપર્યુક્ત ત્રીજું પ્રયોજન સાંભળ્યા પછી જો કોઈ (શિષ્યને કે પૂર્વપક્ષી)ને શંકા થાય કે–(સંસ્કૃત ભાષાના) ઇષ્ટ એટલે કે શિષ્ટ માન્ય વર્ણોનો બોધ કરાવવા માટે આ વર્ણો ઉપદેશવામાં આવ્યા છે' એમ જો કહેતા હો તો આ **अ इ उ** વગેરે વર્ણોના ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અનુનાસિક, દીર્ઘ, પ્લુત વગેરે ભેદોનો પણ કેમ ઉપદેશ (ઉચ્ચારણ) કરતા નથી ? પાણિનિએ તો વર્ણસમામ્નાયમાં **अ इ उ** વગેરે વર્ણોના કેવળ હ્રસ્વભેદો જ ઉચ્ચાર્યા છે, પણ **आ–ई–ऊ** કે **अ३–ई३–ऊ३** જેવા દીર્ઘ કે પ્લુતભેદો ઉચ્ચાર્યા નથી, જ્યારે ઇષ્ટ તો આ દીર્ઘાદિ ભેદો પણ છે. એમનો ઉપદેશ શા માટે કરવામાં આવ્યો નથી ? પતંજલિએ આ શંકાનો જવાબ આપતાં કહ્યું છે કે—પાણિનિએ તો કેવળ **अ इ उ ण्** । એવાં સૂત્રોમાં **अ** બોલીને **अत्व** જાતિ (**अ** આકૃતિ)નો ઉચ્ચાર કર્યો છે (એમ માનવાનું છે); પરિણામે તે **'अ'** એવા ઉચ્ચારથી અઢારેય પ્રકારનો **अ** ઉપદેશાઈ ગયો એમ સમજી લેવાનું છે. એ જ પ્રમાણે **इ** બોલીને કે **उ** બોલીને **इत्व** જાતિનો, **उत्व** જાતિનો ઉપદેશ કર્યો છે એમ સમજવાનું છે.

*

**શંકા–૨ :** કોઈને એવી પણ શંકા થાય છે કે–ઇષ્ટ વર્ણોનો ઉપદેશ કરવાની સાથે સાથે કયા કયા વર્ણો અથવા કેવા કેવા ગુણધર્મો (ધ્વનિગુણો)વાળા વર્ણો અનિષ્ટ છે, (= શિષ્ટોને માન્ય નથી) એ પણ કેમ જાહેર કરતા નથી ?

આવી શંકા થવાનું કારણ એ છે કે ઘણા પ્રકારના સ્વરદોષો અને વ્યંજનદોષો સાંભળવા મળે છે. જેમકે,

(**क**) સ્વરદોષો—

સંવૃત,[31] કલ, ધ્માત, એણીકૃત, અમ્બૂકૃત, અર્દ્ધક, ગ્રસ્ત, નિરસ્ત, પ્રગીત, ઉપગીત, ક્ષ્વિણ્ણ અને રોમશ વગેરે.

બીજા કેટલાકના મતે—

**ग्रस्तं निरस्तमवलम्बितं निर्हतमम्बूकृतं ध्मातमथो विकम्पितम् ।**
**सन्दष्टमेणीकृतमर्धकं द्रुतं विकीर्णमेताः स्वरदोषभावनाः ॥**

એ શ્લોકમાં વર્ણવેલ સ્વરદોષો છે. આ ઉપરાંત, (**ख**) વ્યંજનદોષો પણ અનેક (પતંજલિએ તેમનો નામ સાથે નિર્દેશ કર્યો નથી

પતંજલિએ આવા સંવૃતાદિ ધ્વનિગુણોવાળા અનિષ્ટવર્ણોનો પ્રતિષેધ કરવા માટે 'કોઈ વિશેષ વિધાન કરવાની જરૂર નથી.' એમ જાહેર કર્યું છે. એટલે કે 'શિષ્ટ માન્ય ઈષ્ટ વર્ણો કયા કયા છે ?' એનો ઉપદેશ કરવાની સાથે સાથે 'કેવા વર્ણો અનિષ્ટ છે ?' એનો પણ ઉપદેશ કરવાની જરૂર નથી. કારણ કે પાણિનિએ ગણપાઠમાં જે **गर्गादि** ગણ કે **बिदादि** વગેરે ગણોનો પાઠ કર્યો છે, તેનાથી જ આવા સંવૃતાદિ ધ્વનિગુણોવાળા અનિષ્ટવર્ણોનો પ્રતિષેધ કે નિવૃત્તિ થઈ જશે. પાણિનિએ આ ગણપાઠમાં જે શબ્દો ઉચ્ચાર્યા છે, ત્યાં આવા સંવૃત, એણીકૃત, અમ્બૂકૃતાદિ (અનિષ્ટ) વર્ણો ઉચ્ચાર્યા જ નથી. એથી માલૂમ પડે છે કે તે વર્ણો ઈષ્ટ નથી.

*

31. **સંવૃત** એ ધ્વનિગુણ છે. હ્રસ્વ અમાં આવો સંવૃત સાંભળવા મળે છે. પણ તે દોષ નથી. (છતાંય પ્રક્રિયા દશામાં તેની જરૂર નથી; એટલે જ તેને અહીં ગણાવ્યો છે.) **કલ**—યોગ્ય સ્થાનમાંથી નહીં ઉચ્ચારાયેલો, **ધ્માત**—શ્વાસની અધિકતાથી હ્રસ્વ પણ દીર્ઘ ઉચ્ચારાય, **એણીકૃત**—સંદિગ્ધ **અમ્બૂકૃત**—અવ્યક્ત સમાન, **અર્ધક**—દીર્ઘ હ્રસ્વ જેવો સંભળાય, **ગ્રસ્ત**—જિહ્વામૂલમાં નિગૃહીત, અવ્યક્ત, **નિરસ્ત**—કર્કશ અથવા ઝડપી, **પ્રગીત**—સામગાનની જેમ ગેય બનેલો, **ઉપગીત**—સમીપસ્થ વર્ણના ગાનથી અનુરક્ત, **ક્ષ્વિણ્ણ**—કમ્પયુક્ત, **રોમશ**—ગંભીર, **અવલમ્બિત**—વર્ણાન્તરની જોડે મળી ગયેલો, **નિર્હત**—રુક્ષ, **સન્દષ્ટ**—વધારીને ઉચ્ચારેલો (?) **વિકીર્ણ**—એક જ વર્ણ અનેકવાર ઉચ્ચારાયેલો લાગે તે.

Scm-19



પૂર્વોક્ત શંકાકાર (શંકા–૨) પૂર્વપક્ષી પતંજલિના ઉપર્યુક્ત સમાધાનને સ્વીકારવા માંગતો નથી. પૂર્વપક્ષી કહે છે કે **गर्गादि, बिदादि** વગેરે ગણપાઠમાં જે શબ્દો ઉચ્ચાર્યા છે, તેનાથી સંવૃતાદિ ધ્વનિગુણોવાળા અનિષ્ટ વર્ણોની નિવૃત્તિ થતી નથી. કારણ કે એ ગણપાઠને ઉચ્ચારવાનું પ્રયોજન તો એ છે કે, "તે **गर्गादि–बिदादि** ગણમાં—સમુદાયમાં—આવેલા તે તે શબ્દો સાધુ છે." એમ પાણિનિને જાહેર કરવું છે. પાણિનિએ અનિષ્ટવર્ણોની નિવૃત્તિ માટે તે ગણપાઠ ઉચ્ચાર્યો નથી. માટે મારે (પૂર્વપક્ષીએ) અષ્ટાધ્યાયીનાં તમામ સૂત્રો પૂરાં થઈ જાય પછી; એક વિશેષ (અપૂર્વ) વિધાન ઉમેરવું પડશે કે—"જેમાંથી સંવૃત, કલાદિ ધ્વનિ—ગુણો નીકળી ગયા છે, તેવા શુદ્ધ = શિષ્ટ માન્ય ધ્વનિગુણોવાળો અઢાર પ્રકારનો **अ, इ, उ** વગેરે ઈષ્ટ છે."

પૂર્વપક્ષી એક નવો મુદ્દો એ પણ ઉમરે છે કે—કલ, ધ્માત આદિ ધ્વનિ–ગુણોવાળા **अ, इ, उ**ની નિવૃત્તિ કરવા ક્યાં તો અષ્ટાધ્યાયીને અંતે વિશેષ વિધાન ઉમેરીએ; અથવા તો પાણિનિએ જે સમગ્ર અષ્ટાધ્યાયી અને ધાતુપાઠમાં **इत्** સંજ્ઞક અનુબંધો જોડ્યા છે/ વાપર્યા છે, તેને બદલે અમે (પૂર્વપક્ષી) આ કલ, ધ્માત આદિ ધ્વનિગુણોને અનુબંધરૂપે જોડીશું. આનાથી એક ફાયદો એ થશે કે પાણિનિની જેમ અનેક અનુબન્ધો નહીં જોડવા પડે, તેમની **इत्** સંજ્ઞા નહીં કરવી પડે અને તેમનો લોપ પણ કરવો નહીં પડે. બીજો ફાયદો એ થશે કે આવા કલ, ધ્માત આદિ ધ્વનિગુણો અનિષ્ટ હોઈને તેને નિવૃત કરીને જ (**इत्** સંજ્ઞક અનુબન્ધોનો જેમ લોપ કરીએ છીએ, તેમ તે કલ, ધ્માતાદિનો પણ લોપ કરીને જ) કેવળ ઈષ્ટ વર્ણોને જ પ્રક્રિયામાં ઉપયોગમાં લઈશું. આવી વ્યવસ્થા મુજબ, હવે **अनुदात्तङित आत्मनेपदम् । १–३–१२** સૂત્રને બદલે **कलादात्मनेपदम् ।** એવું નવું સૂત્ર બનાવીશું.

*

પૂર્વપક્ષીની ઉપર્યુક્ત વાત સાંભળી લીધા પછી, સિદ્ધાન્તી ભાષ્યકાર પતંજલિ કહે છે કે આ વાત બરાબર છે. આ રીતે અનિષ્ટ કલ, ધ્માતાદિને નિવૃત્ત કરી શકાશે. પણ પૂર્વપક્ષીએ બતાવેલી વાત સ્વીકારવાથી તો અષ્ટાધ્યાયીનાં તમામ સૂત્રોમાં ફેરફાર કરવો પડશે. એટલે કે પાણિનિની ન કહેવાય તેવી = અપાણિનીય વ્યવસ્થા ઊભી કરવી પડશે. માટે પૂર્વપક્ષીની વાત અમને અસ્વીકાર્ય છે. હવે જો પૂર્વપક્ષીને એ ભીતિ હોય કે—તો કલ, ધ્માતાદિ ધ્વનિગુણોવાળા અનિષ્ટવર્ણોની નિવૃત્તિ કેવી રીતે કરી શકાશે ? તો આના બે જવાબ છે :

(**क**) **गर्गादि**, **बिदादि** ગણપાઠથી તેવા અનિષ્ટ વર્ણોની નિવૃત્તિ થઈ જશે. અહીં "ગર્ગાદિ, બિદાદિ ગણમાં આવેલા શબ્દસમૂહનું સાધુત્વ કહેવા માટે આ ગણપાઠ છે" એવું એકાંગી પ્રયોજન જો કોઈને લાગતું હોય તો તે ઠીક નથી. આ ગણપાઠથી બીજું પણ એક (દા.ત. સંવૃત્ત, કલ, ધ્માતાદિની નિવૃત્તિ રૂપ) પ્રયોજન પણ સિદ્ધ થાય છે. તથા એક જ પ્રયત્નથી બે પ્રયોજન સિદ્ધ થાય એમાં વાંધો પણ ન હોઈ શકે. જેમકે, આપણે શ્રાદ્ધાદિ ક્રિયામાં પિતૃતર્પણ માટે આમ્રવૃક્ષનાં મૂળિયાં પાસે ઊભા રહીએ છીએ, કે જેથી પિતૃઓને તર્પણ પણ થાય અને આમ્રવૃક્ષોને જલસિંચન પણ થઈ જાય !

(१) **श्वेतो धावति** । = (**क**) **श्वा इतः धावति** । 'કૂતરો અહીંથી દોડે છે.' અથવા (**ख**) **श्वेतः (अश्वः) धावति** । 'સફેદ (ઘોડો) દોડે છે.'

(२) **अलम्बुसानां याता** । = (**क**) **अलम्बुसानां याता** । 'બુસોના નગરમાં જવામાં સમર્થ છે.' અથવા (**ख**) **अलम्बुसानां याता** । = 'અલમ્બુસ દેશમાં જનારો' એવી રીતે ગર્ગાદિ, બિદાદિ ગણપાઠોથી ૧. સમુદાયનું (= તે ગણમાં આવેલા બધા શબ્દોનું) સાધુત્વ પણ કહેવાઈ જાય છે. અને (૨) તેમાં સંવૃત્ત, કલ, ધ્માતાદિ, ધ્વનિગુણોવાળા વર્ણો વપરાયા નથી. (= પાણિનિએ તેવા વર્ણો ઉચ્ચાર્યા નથી) માટે તેની નિવૃત્તિ પણ આપોઆપ થઈ જાય છે. એટલે કે તેવા અનિષ્ટ વર્ણોની નિવૃત્તિ કરવા માટે કોઈ નવા પ્રતિષેધ વચનને કરવાની જરૂર પણ રહેતી નથી.

'અનિષ્ટ વર્ણોની નિવૃત્તિ કેવી રીતે થશે ?' તેવી પૂર્વોક્ત (શંકા–૨)નો બીજો જવાબ આપતાં પતંજલિ કહે છે કે –

(**ख**) આવા સંવૃત્ત, કલ, ધ્માતાદિ અનિષ્ટ ધ્વનિગુણોવાળા વર્ણો ક્યાં સાંભળવા મળે છે ? પાણિનિએ તો જે આગામો, વિકારો, ધાતુઓ, પ્રત્યયો, પ્રાતિપદિકો ઉચ્ચાર્યા છે, તેમાં ક્યાંય આવા સંવૃત, કલ, ધ્માતાદિ ધ્વનિગુણો = અનિષ્ટ વર્ણો ઉચ્ચાર્યા જ નથી. તે ધાતુ, પ્રાતિપદિક, પ્રત્યય વગેરે બધા જ પાણિનિએ શુદ્ધ–શિષ્ટમાન્ય–રૂપે જ ઉચ્ચાર્યા છે. માટે "અનિષ્ટ વર્ણોની નિવૃત્તિ કેવી રીતે થશે ?" એવી પૂર્વપક્ષીએ ભીતિ રાખવાની જરૂર જ નથી.



ઉપસંહાર :

ઉપર્યુક્ત દશ મુદ્દાઓની ચર્ચા કરીને પતંજલિએ 'વ્યાકરણ–મહાભાષ્ય'ના પ્રથમાહ્નિકની સમાપ્તિ કરી છે. આ પ્રથમાહ્નિકનું તેમણે "પસ્પશાહ્નિકમ્" એવું નામ રાખ્યું છે.

**√स्पश् बाधने** એવા ધાતુનું **यङ्लुगन्त** એટલે કે પૌનઃપુન્યાર્થકરૂપ બનાવીને, તેમાં પૃષોદરાદિ ગણની પ્રક્રિયાનો આશ્રય કરીને **पस्पशा** શબ્દ સિદ્ધ કરવામાં આવે છે. આમ **पस्पशा** શબ્દ 'ચૂર્ણિકા'નો સમાનાર્થક બનીને ઊભો રહેશે. એટલે કે જે આહ્નિકમાં પૂર્વપક્ષીના મન્તવ્યોનો અતિશયપણે બાધ કરવામાં આવ્યો છે; ખંડન કરવામાં આવ્યું છે, તેને 'પસ્પશા' કહેવામાં આવે છે.[૩૨]

★ ★ ★

૩૨. કવિ માઘે 'શિશુપાલવધમ્' મહાકાવ્યમાં એક જગ્યાએ શ્લિષ્ટ પદરચના કરીને આ પસ્પશાહ્નિકની પ્રશંસા કરી છે : शब्दविद्येव नो भाति राजनीतिरपस्पशा ॥ (२–१२ ब) "રાજનીતિ જેમ જાસુસો (સ્પશ) વિના શોભતી નથી, તેમ શબ્દ–વિદ્યા (= વ્યાકરણશાસ્ત્ર) પણ પસ્પશાહ્નિક વિના શોભતી નથી." વળી, 'મહાભાષ્યપ્રદીપોદ્દ્યોતન' નામની ટીકામાં અન્નંભટ્ટ લખે છે કે –

शास्त्रस्यारम्भको ग्रन्थ उपोद्घात इतीरितः ।
स एव ग्रन्थसन्दर्भः पस्पशः कथितो बुधैः ॥

અર્થાત્ શાસ્ત્રનો પ્રારંભવાળો જે ભાગ હોય છે; તેને उपोद्घात કહે છે. અને આ જ = શાસ્ત્રના પ્રારંભે આવેલો ગ્રંથસન્દર્ભ વિદ્વાનો દ્વારા 'પસ્પશ' તરીકે પણ ઓળખાવાય છે.

## પરિશિષ્ટ : ૨ (અ)

# સંસ્કૃત વૈયાકરણોની અકાદિક્રમે સૂચિ

| ક્રમ | અકારાદિ ક્રમે વૈયાકરણનું નામ | તેમની કૃતિ | તેનો આશરે સમય |
|---|---|---|---|
| ૧. | ૨. | ૩. | ૪. |
| ૧. | અનુભૂતિ સ્વરૂપાચાર્ય | સારસ્વતવ્યાકરણ | ઈ.સ. ૧૨૦૦ |
| ૨. | અભયનંદી | જૈનેન્દ્રમહાવૃત્તિ | ઈ.સ. ૯૧૮–૯૭૯ |
| ૩. | ઈન્દ્ર | – | પાણિનિ પૂર્વે |
| ૪. | કાત્યાયન | વાર્તિકો | ઈ.પૂ. ૪૦૦–૩૫૦ |
| ૫. | કાશકૃત્સ્ન | કાશકૃત્સ્નવ્યાકરણ | પાણિનિ પૂર્વે |
| ૬. | કૈયટ | મહાભાષ્યની "પ્રદીપ" ટીકા | ઈ.સ. ૧૦૫૦–૧૧૦૦ |
| ૭. | કૌણ્ડભટ્ટ | વૈયાકરણભૂષણ, વૈયાકરણભૂષણસાર | ઈ.સ. ૧૬૦૧–૧૬૫૦ |
| ૮. | ક્રમદીશ્વર | સંક્ષિપ્તસારવ્યાકરણ | ઈ.સ. ૧૨૫૦ |
| ૯. | ક્ષીરસ્વામી | ક્ષીરતરંગિણી | ઈ.સ. ૮૦૦ |
| ૧૦. | ગોપીચંદ | સંક્ષિપ્તસારવ્યાકરણ ઉપરની ટીકા | ઈ.સ. ૧૩૦૦ |
| ૧૧. | ચન્દ્રકીર્તિ | સારસ્વતવ્યાકરણ ટીકા | ઈ.સ. ૧૨૫૦ |
| ૧૨. | ચન્દ્રગોમી | ચાન્દ્રવ્યાકરણ | ઈ.સ. ૫૦૦ |
| ૧૩. | જયાદિત્ય | કાશિકાવૃત્તિ | ઈ.સ. ૬૫૦–૭૦૦ |
| ૧૪. | જિનેન્દ્રબુદ્ધિ | કાશિકાની "ન્યાસ" ટીકા (કાશિકાવિવરણ પંજિકા) | ઈ.સ. ૭૦૦ |
| ૧૫. | જીવગોસ્વામી | હરિનામામૃત વ્યાકરણ | ઈ.સ. ૧૬૦૦ |
| ૧૬. | જ્ઞાનેન્દ્ર સરસ્વતી | સિ. કૌ.ની "તત્ત્વ–બોધિની" ટીકા | ઈ.સ. ૧૬૫૦ |



| | | | |
|---|---|---|---|
| ૧૭. | દંડનાથ | સરસ્વતીકંઠાભરણની "હૃદયહારિણી" ટીકા | ઈ.સ. ૧૧૫૦ |
| ૧૮. | દુર્ગસિંહ | કાતંત્રવ્યાકરણની "દૌર્ગસિંહી" ટીકા | ઈ.સ. ૫૫૦–૬૨૫ |
| ૧૯. | દેવનંદી (પૂજ્યપાદ) | જૈનેન્દ્રવ્યાકરણ | ઈ.સ. ૫૦૦ |
| ૨૦. | ધર્મકીર્તિ | રૂપાવતાર | ઈ.સ. ૧૧૦૦–૧૧૫૦ |
| ૨૧. | નાગેશભટ્ટ | મહાભાષ્યપ્રદીપની "પ્રદીપોદ્યોત" ટીકા, લઘુશબ્દેન્દુશેખર, લઘુમંજૂષા, પરમલઘુમંજૂષા. | ઈ.સ. ૧૬૫૦–૧૭૩૦ |
| ૨૨. | નારાયણભટ્ટ | પ્રક્રિયાસર્વસ્વ | ઈ.સ. ૧૫૬૦–૧૬૭૬ |
| ૨૩. | પતંજલિ | વ્યાકરણમહાભાષ્ય | ઈ.પૂ. ૧૫૦ |
| ૨૪. | પદ્મનાભ | સુપદ્મવ્યાકરણ | ઈ.સ. ૧૩૫૦ |
| ૨૫. | પાણિનિ | અષ્ટાધ્યાયી | ઈ.પૂ. ૭૦૦ કે ૬૦૦ |
| ૨૬. | પુરુષોત્તમદેવ | ભાષાવૃત્તિ | ઈ.સ. ૧૧૦૦ |
| ૨૭. | બોપદેવ | મુગ્ધબોધવ્યાકરણ | ઈ.સ. ૧૨૭૦–૧૩૧૫ |
| ૨૮. | ભટ્ટોજિ દીક્ષિત | સિદ્ધાન્તકૌમુદી તથા તેની "પ્રૌઢ મનોરમા" ટીકા, શબ્દકૌસ્તુભ અને વૈયાકરણભૂષણકારિકા. | ઈ.સ. ૧૫૮૦–૧૬૫૦ |
| ૨૯. | ભર્તૃહરિ | વાક્યપદીય | ઈ.સ.૫૦૦–૬૫૦ની વચ્ચે |
| ૩૦. | ભોજ | સરસ્વતીકંઠાભરણ અને શૃંગારપ્રકાશ | ઈ.સ. ૧૦૨૦–૧૦૫૫ |
| ૩૧. | મલયગિરિ | શબ્દાનુશાસન | ઈ.સ. ૧૧૩૨–૧૧૯૪ |
| ૩૨. | યક્ષવર્મા | શાકટાયનવ્યાકરણ ઉપરની "યક્ષવર્મવૃત્તિ" | ઈ.સ. ૧૨૦૦થી પહેલાં |
| ૩૩. | યાસ્ક | નિરુક્ત | પાણિનિ પૂર્વે (ઈ.પૂ. ૭૦૦–૫૦૦) |
| ૩૪. | રામચંદ્ર | પ્રક્રિયાકૌમુદી | ઈ.સ. ૧૪૫૦–૧૫૦૦ |

| | | |
|---|---|---|
| ૩૫. રામાશ્રમ | સિદ્ધાંતચન્દ્રિકા | ઈ.સ. ૧૬૫૦ |
| ૩૬. લોકેશકર | સિ. ચ.ની ટીકા | ઈ.સ. ૧૭૦૦ |
| ૩૭. વરદરાજ | લઘુસિદ્ધાંતકૌમુદી | ઈ.સ. ૧૭૦૦ |
| ૩૮. વામન | કાશિકાવૃત્તિ | ઈ.સ. ૬૫૦–૭૦૦ |
| ૩૯. વાસુદેવદીક્ષિત | સિ.કૌ.ની "બાલમનોરમા" ટીકા | ઈ.સ. ૧૬૮૪–૧૭૪૪ |
| ૪૦. વિઠ્ઠલ | પ્રક્રિયાકૌમુદીની "પ્રસાદ" ટીકા | ઈ.સ. ૧૫૦૦–૧૫૫૦ |
| ૪૧. વિમલસરસ્વતી | રૂપમાલા | ઈ.સ. ૧૩૫૦ |
| ૪૨. વિશ્વેશ્વરસૂરિ | વ્યાકરણ સિદ્ધાંત સુધાનિધિ | ઈ.સ. ૧૫૫૦- ૧૬૦૦ |
| ૪૩. શાકટાયન (પાલ્યકીર્તિ) | શાકટાયન વ્યાકરણ | ઈ.સ. ૮૧૫–૮૬૮ |
| ૪૪. (શ)સર્વવર્મા | કાતંત્રવ્યાકરણ | ઈ.સ. ૩૦૦–૫૦૦ |
| ૪૫. શેષકૃષ્ણ | પ્રક્રિયાકૌમુદીની "પ્રકાશ" ટીકા | ઈ.સ. ૧૭૦૦ |
| ૪૬. હરદત્ત | કાશિકાની "પદમંજરી" ટીકા | ઈ.સ. ૧૦૦૦–૧૧૦૦ |
| ૪૭. હરિદીક્ષિત | પ્રૌ. મનો.ની "શબ્દરત્ન" ટીકા | ઈ.સ. ૧૬૩૦–૧૬૭૦ |
| ૪૮. હેમચંદ્ર | સિદ્ધહૈમશબ્દાનુશાસન | ઈ.સ. ૧૦૮૮–૧૧૭૨ |
| ૪૯. હેલારાજ | વાક્યપદીયની ટીકા | ઈ.સ. ૧૧૦૦ થી ૧૩૦૦ ની વચ્ચે. |

★ ★ ★

## પરિશિષ્ટ : ૨ (બ)
## સંસ્કૃત વૈયાકરણોની કાલક્રમે સૂચિ

| ક્રમ | અકારાદિ ક્રમે વૈયાકરણનું નામ | તેમનો સમય (આશરે) |
|---|---|---|
| ૧. | ૨. | ૩. |
| ૧. | ઈન્દ્ર | પાણિનિ પૂર્વે |
| ૨. | યાસ્ક | ઈ. પૂ. ૭૦૦–૫૦૦ |
| ૩. | કાશકૃત્સ્ન | પાણિનિ પૂર્વે |
| ૪. | પાણિનિ | ઈ. પૂ. ૭૦૦–૬૦૦ |
| ૫. | કાત્યાયન | ઈ. પૂ. ૪૦૦–૩૫૦ |
| ૬. | પતંજલિ | ઈ. પૂ. ૧૫૦ |
| ૭. | સ(શ)ર્વવર્મા (કાતંત્રકાર) | ઈ. સ. ૩૦૦–૫૦૦ |
| ૮. | ચન્દ્રગોમી | ઈ. સ. ૫૦૦ . |
| ૯. | દેવનંદી | ઈ. સ. ૫૦૦ |
| ૧૦. | ભર્તૃહરિ | ઈ. સ. ૫૦૦–૬૫૦ની મધ્યમાં. |
| ૧૧. | દુર્ગસિંહ | ઈ. સ. ૫૫૦–૬૨૫ |
| ૧૨. | જયાદિત્ય અને વામન | ઈ. સ. ૬૫૦–૭૦૦ |
| ૧૩. | જિનેન્દ્રબુદ્ધિ | ઈ. સ. ૭૦૦ની આસપાસ |
| ૧૪. | ક્ષીરસ્વામી | ઈ. સ. ૮૦૦ |
| ૧૫. | શાકટાયન (પાલ્યકીર્તિ) | ઈ. સ. ૮૧૫–૮૬૮ |
| ૧૬. | અભયનંદી | ઈ. સ. ૯૧૮–૯૭૯ |
| ૧૭. | હરદત્ત | ઈ. સ. ૧૦૦૦–૧૧૦૦ |
| ૧૮. | ભોજ | ઈ. સ. ૧૦૨૦–૧૦૫૫ |
| ૧૯. | કૈયટ | ઈ. સ. ૧૦૫૦–૧૧૦૦ |
| ૨૦. | હેલારાજ | ઈ. સ. ૧૧૦૦ થી ૧૩૦૦ની મધ્યમાં |
| ૨૧. | પુરુષોત્તમદેવ | ઈ. સ. ૧૧૦૦ |

| | | |
|---|---|---|
| ૨૨. | હેમચંદ્ર | ઈ. સ. ૧૦૮૮–૧૧૭૨ |
| ૨૩. | ધર્મકીર્તિ | ઈ. સ. ૧૧૦૦–૧૧૫૦ |
| ૨૪. | મલયગિરિ | ઈ. સ. ૧૧૩૨–૧૧૯૪ |
| ૨૫. | દંડનાથ | ઈ. સ. ૧૧૫૦ |
| ૨૬. | યક્ષવર્મા | ઈ. સ. ૧૨૦૦ થી પહેલાં |
| ૨૭. | અનુભૂતિ સ્વરૂપાચાર્ય | ઈ. સ. ૧૨૦૦ |
| ૨૮. | ચન્દ્રકીર્તિ | ઈ. સ. ૧૨૫૦ |
| ૨૯. | ક્રમદીશ્વર | ઈ. સ. ૧૨૫૦ |
| ૩૦. | બોપદેવ | ઈ. સ. ૧૨૭૦–૧૩૧૫ |
| ૩૧. | ગોપીચંદ | ઈ. સ. ૧૩૦૦ |
| ૩૨. | વિમલ સરસ્વતી | ઈ. સ. ૧૩૫૦ |
| ૩૩. | પદ્મનાભ | ઈ. સ. ૧૩૫૦ |
| ૩૪. | રામચંદ્ર | ઈ. સ. ૧૪૫૦-૧૫૦૦ |
| ૩૫. | વિઠ્ઠલ | ઈ. સ. ૧૫૦૦–૧૫૫૦ |
| ૩૬. | વિશ્વેશ્વરસૂરિ | ઈ. સ. ૧૫૫૦–૧૬૦૦ |
| ૩૭. | ભટ્ટોજિ દીક્ષિત | ઈ. સ. ૧૫૮૦–૧૬૫૦ |
| ૩૮. | નારાયણ ભટ્ટ | ઈ. સ. ૧૫૬૦–૧૬૭૬ |
| ૩૯. | જીવગોસ્વામી | ઈ. સ. ૧૬૦૦ |
| ૪૦. | કૌણ્ડભટ્ટ | ઈ. સ. ૧૬૦૧–૧૬૫૦ |
| ૪૧. | હરિ દીક્ષિત | ઈ. સ. ૧૬૩૦–૧૬૭૦ |
| ૪૨. | જ્ઞાનેન્દ્ર સરસ્વતી | ઈ. સ. ૧૬૫૦ |
| ૪૩. | નાગેશ ભટ્ટ | ઈ. સ. ૧૬૫૦–૧૭૩૦ |
| ૪૪. | રામાશ્રમ | ઈ. સ. ૧૬૫૦ |
| ૪૫. | શેષકૃષ્ણ | ઈ. સ. ૧૭૦૦ |
| ૪૬. | વાસુદેવ દીક્ષિત | ઈ. સ. ૧૬૮૪–૧૭૪૪ |
| ૪૭. | લોકેશકર | ઈ. સ. ૧૭૦૦ |
| ૪૮. | વરદરાજ | ઈ. સ. ૧૭૦૦ |

★ ★ ★

# સંસ્કૃત વ્યાકરણશાસ્ત્રના ઇતિહાસને લગતા હેતુલક્ષી-પ્રશ્નો

(૧) આપિશલિ નામના વૈયાકરણ છે :
(A) **પાણિનિ–પૂર્વના** (B) પાણિનિના સમયના
(C) પાણિનિ પછીના (D) આધુનિક સમયના

(૨) પાણિનિએ રચેલા વ્યાકરણની પ્રસિદ્ધિ આ નામથી વધારે છે :
(A) શબ્દાનુશાસન (B) **અષ્ટાધ્યાયી**
(C) વૈદિકવ્યાકરણ (D) વ્યાકરણશાસ્ત્ર

(૩) પાણિનિએ પોતાની પૂર્વેના કેટલા આચાર્યોનાં નામોના ઉલ્લેખ કર્યો છે ?
(A) છ (B) આઠ (C) **દસ** (D) બાર

(૪) અષ્ટાધ્યાયીમાં કુલ મળીને કેટલા પાદ છે ?
(A) આઠ (B) ચાર (C) **બત્રીસ** (D) ચાલીસ

(૫) પાણિનિએ પોતાનું વ્યાકરણ કઈ શૈલીમાં લખ્યું છે ?
(A) **સૂત્રશૈલીમાં** (B) લાઘવપૂર્ણશૈલીમાં
(C) પદ્યશૈલીમાં (D) ગદ્યશૈલીમાં

(૬) પાણિનીય વ્યાકરણના અંગો કેટલા છે ?
(A) છ (B) આઠ (C) **પાંચ** (D) બાર

(૭) મહાભાષ્ય શેના ઉપર રચાયું છે ?
(A) સૂત્રો ઉપર (B) **સૂત્રો અને વાર્તિકો ઉપર**
(C) સ્વતન્ત્ર વિચારો ઉપર (D) વાર્તિકો ઉપર

(૮) ઉક્ત, અનુક્ત અને દુરુક્તની ચર્ચા કરનારા વાક્યોને શું કહે છે ?
(A) સૂત્ર (B) પરિભાષા (C) **વાર્તિક** (D) ભાષ્ય

(૯) પાણિનીય વ્યાકરણ પરંપરામાં શેનો સ્વતન્ત્ર ગ્રન્થ મળતો નથી ?
(A) સૂત્રપાઠનો (B) ધાતુપાઠનો
(C) **વાર્તિકોનો** (D) પરિભાષાઓનો

(૧૦) 'કાશિકાવૃત્તિ'ના રચયિતા કોણ છે ?
(A) નાગેશભટ્ટ (B) વામનાચાર્ય
(C) **વામન–જયાદિત્ય** (D) હરદત્ત

(૧૧) પતંજલિએ મહાભાષ્યમાં ઉલ્લેખેલો અને હાલ મળતો નથી, તેવો ગ્રન્થ કયો છે ?
(A) **સંગ્રહ** (B) વાક્યપદીપ
(C) પારિભાષિક (D) વાર્તિકભાષ્ય

(૧૨) વાજપ્યાયન આચાર્યની પ્રસિદ્ધિ કયા વાદના આચાર્ય તરીકેની છે ?
(A) વ્યક્તિવાદી (B) **જાતિવાદી**
(C) સ્ફોટવાદી (D) ધ્વનિવાદી

(૧૩) કાશિકાવૃત્તિ ઉપરની ટીકા છે :
(A) **પદમંજરી** (B) પ્રક્રિયાકૌમુદી
(C) પ્રદીપ (D) ઉદ્યોત

(૧૪) પાણિનીય વ્યાકરણના પ્રક્રિયાક્રમનો પ્રારંભ કરનાર આચાર્ય છે :
(A) **ધર્મકીર્તિ** (B) ભટ્ટોજિદીક્ષિત
(C) રામચન્દ્ર (D) વામન–જયાદિત્ય

(૧૫) પુરુષોત્તમ દેવની લઘુવૃત્તિનું બીજું નામ છે :
(A) કાશિકાવૃત્તિ (B) **ભાષાવૃત્તિ**
(C) ચાન્દ્રવૃત્તિ (D) મિતાક્ષરા

(૧૬) સમયાનુક્રમે ગોઠવો :
(A) સિદ્ધાન્તકૌમુદી **(૩)** (B) પ્રક્રિયાકૌમુદી **(૨)**
(C) લઘુસિદ્ધાન્તકૌમુદી **(૪)** (D) રૂપાવતાર **(૧)**

(૧૭) વાક્યપદીય કઈ શૈલીએ લખાયેલો ગ્રન્થ છે ?
(A) **પદ્યશૈલી** (B) સૂત્રશૈલી
(C) વ્યાખ્યાનશૈલી (D) ગદ્યશૈલી

(૧૮) વાક્યપદીયમાં કેટલાં કાંડ છે ?
(A) પાંચ (B) બે (C) ચાર **(D) ત્રણ**

(૧૯) 'વૈયાકરણસિદ્ધાન્તકારિકા'ના રચયિતા કોણ છે ?
(A) **ભટ્ટોજિદીક્ષિત** (B) કૌણ્ડભટ્ટ
(C) નાગેશભટ્ટ (D) પુરુષોત્તમદેવ

(૨૦) 'વૈયાકરણભૂષણસાર' એ કયા ગ્રન્થ ઉપરનો વ્યાખ્યાગ્રન્થ છે ?
(A) વૈયાકરણભૂષણ (B) વ્યાકરણમહાભાષ્ય
**(C) વૈયાકરણસિદ્ધાન્તકારિકા** (D) લઘુમંજૂષા



(૨૧) કાતન્ત્રવ્યાકરણનું બીજું નામ છે ?
(A) સંક્ષિપ્તવ્યાકરણ (B) લઘુવ્યાકરણ
**(C) કૌમાર** (D) શૈવ

(૨૨) ઉણાદિસૂત્રોના કર્તા તરીકે કયા આચાર્યનું નામ પ્રસિદ્ધ છે ?
**(A) શાકટાયન** (B) પાલ્યકીર્તિ (C) દેવનન્દી (D) ભોજદેવ

(૨૩) શાકટાયન નામના જૈન વૈયાકરણનું બીજું નામ છે :
**(A) પાલ્યકીર્તિ** (B) અભયનન્દી
(C) દેવનન્દી (D) હેમચન્દ્રસૂરિ

(૨૪) ભોજદેવ રચેલા વ્યાકરણ સૂત્રોને કહે છે :
(A) વ્યાકરણસૂત્ર **(B) સરસ્વતીસૂત્ર**
(C) ભોજસૂત્ર (D) શબ્દાનુશાસન

(૨૫) હેમચન્દ્રસૂરિએ રચેલા સિદ્ધહૈમશબ્દાનુશાસનમાં કેટલા અધ્યાય છે ?
(A) ચાર (B) છ **(C) આઠ** (D) સાત

(૨૬) સંસ્કૃત સાથે પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ આપનાર આચાર્ય છે :
(A) પાણિનિ (B) વરરુચિ
(C) કાત્યાયન **(D) હેમચન્દ્રસૂરિ**

(૨૭) સારસ્વત વ્યાકરણના કર્તા છે :
(A) સારસ્વતાચાર્ય **(B) અનુભૂતિ સ્વરુપાચાર્ય**
(C) ભર્તૃહરિ (D) ચન્દ્રગોમી

(૨૮) પુરુષોત્તમદેવની કૃતિનું નામ છે :
**(A) લઘુપરિભાષાવૃત્તિ** (B) પારિભાષિક
(C) પરિભાષેન્દુશેખર (D) પરિભાષાસંગ્રહ

(૨૯) અસંજ્ઞોપજ્ઞ વ્યાકરણ તરીકે કોની પ્રસિદ્ધિ છે ?
**(A) ચાન્દ્રવ્યાકરણની** (B) શાકટાયન વ્યાકરણની
(C) પાણિનીયવ્યાકરણની (D) સિદ્ધહૈમશબ્દાનુશાસનની

**નોંધ :** પ્રશ્નોના સાચા ઉત્તરો ઘાટા અક્ષરોમાં છે.

★ ★ ★

Sam-19

# પસ્પશાહ્નિક(नियतांश)થી સંબદ્ધ કેટલાક સંભવિત પ્રશ્નો

1. પંક્તિઓને વિમર્શ
   1. लोपागमवर्णविकारज्ञो हि सम्यक् वेदान् परिपालयिषतीति ।
   2. असन्देहार्थम् चाध्येयम् व्याकरणम् ।
   3. येनोचारितेन सास्नाङ्गूलककुदखुरविषाणिनां सम्प्रत्ययो भवति सः शब्दः ।
   4. रक्षार्थं वेदानामध्येयं व्याकरणम् । 5. लक्ष्यलक्षणे व्याकरणम् ।
   6. यदि पूर्वपदप्रकृतिस्वरत्वं ततो बहुव्रीहिः । अथ समासान्तोदात्तत्वम् ततः तत्पुरुषः । 7. सूत्रे व्याकरणे षष्ठ्यर्थोऽनुपमन्नः ।
   8. लक्ष्यं च लक्षणं चैतत् समुदितं व्याकरणं भवति ।
   9. प्रधाने कृतो यत्नः फलवान् भवति । 10. लघ्वर्थं चाध्येयं व्याकरणम् ।
2. ટૂંકા પ્રશ્નો
   1. કોની રક્ષા માટે વ્યાકરણનું અધ્યયન કરવાનું ભાષ્યકાર કહે છે?
   2. પાણિનીય વ્યાકરણના અધ્યયનથી કઈ કઈ ભાષાનું જ્ઞાન થાય છે?
   3. વ્યાકરણાધ્યયનનું તમને માન્ય એવું પ્રયોજન શું છે?
   4. બહુવ્રીહિ સમાસમાં સ્વર વ્યવસ્થા કેવી હોય છે?
   5. ભાષ્ય શબ્દનો શો આશય છે?
   6. પતંજલિનું મહાભાષ્ય કોના ઉપર રચાયેલું છે?
   7. મહાભાષ્ય ઉપરની કોઈ એક ટીકાનું નામ આપો.
   8. इन्द्रशत्रुः પદમાં કયા બે સમાસ છે?
   9. આકૃતિનું સ્વરૂપ કેવું છે?
   10. પ્રતીતપદાર્શક-નો અર્થ શો છે?
   11. તત્પુરુષસમાસમાં સ્વર વ્યવસ્થા કેવી છે?
   12. देवा अदुह્ર અને देवा अदुहत એ બે પ્રયોગોમાં શો ફેર છે?
   13. વર્ણવિકાર એટલે શું? કોઈ એક ઉદાહરણ આપો.
   14. પતંજલિના મતે સૂત્રનું વ્યાખ્યાન એટલે શું?
   15. બ્રાહ્મણે શું જાણવું જોઈએ?
3. વિસ્તૃત વિમર્શપાત્ર અન્ય આવશ્યક વિષયો.
   1. પાણિનીય વ્યાકરણ પરમ્પરામાં મહાભાષ્યનું પ્રદાન. 2. પતંજલિના મતે વ્યાકરણાધ્યયનનું મુખ્ય પ્રયોજન. 3. વ્યાકરણાધ્યયન અને વેદની રક્ષા. 4. વ્યાકરણાધ્યયન અને ઊહ 5. વ્યાકરણાધ્યયન અને અસંદેહ. 6. પતંજલિના મતે શબ્દનું સ્વરૂપ. 7. પતંજલિના મતે વ્યાકરણશબ્દનો અર્થ.

---